# મુરાદેવી

અથવા

# મૌર્યવંશના અભ્યુદયનો આરંભ

દ્વિતીય ખણ્ડ


પ્રયોજક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા (અમરેલી-કાઠિયાવાડ.)



પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.

સંવત ૧૯૭૪ ઈ. સ. ૧૯૧૮

મૂલ્ય રૂ. ૧-૮-૦

પ્રથમાવૃત્તિ ૭૪૭૪ પ્રત ૧૦૦૦



---

अनुगन्तुं सतां वर्त्म कृत्स्नं यदि न शक्यते ।
स्वल्पमप्यनुगन्तव्यं मार्गस्थो नावसीदति ॥
प्रत्यहं प्रत्यवेक्षते नरश्चरितमात्मनः ।
किं नु मे पशुभिस्तुल्यं किं नु सत्पुरुषैरति ॥
न द्विषन्ति न याचन्ते परनिन्दां न कुर्वते ।
अनाहुता न चायन्ति तेनाश्मानोऽपि देवताः ॥

---

અમદાવાદ શાહપુર વનમાળી વાંકાની પોળમાં પા. લક્ષ્મીચંદ હીરાચંદે
પોતાના 'શ્રી અંબિકા વિજય' પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

# અર્પણપત્રિકા

પરમપ્રિય ભાઈશ્રી

રામજી જસરાજ વાલજી કૉન્ટ્રાકટર.

આપના મારાપરના અત્યંત સ્નેહ તેમજ ઉપકારના સ્મણાર્થ,

મારો આ અલ્પ પ્રયાસ આપને અર્પણ કરી હું

કૃતાર્થ થાઉં છું.

શુભાકાંક્ષી

ત્ર્યંબકલાલ જોશી.

# રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત પુસ્તકો.

## ઐતિહાસિક નવલકથાઓ.



૧ મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ (પ્ર.ખણ્ડ) ૨—૦—૦
૨ મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ (દ્વિ.ખણ્ડ) ૧—૮—૦
૩ મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ (તૃતીયખણ્ડ) ૧—૮—૦
૪ ભવાનીનો ભોગ અથવા રાજપૂતોનો રણોન્માદ (પ્ર.વિભાગ) ૧—૮—૦
૫ ભવાનીનો ભોગ અથવા રાજપૂતોનો રણોન્માદ (દ્વિ.વિભાગ) ૧—૮—૦
૬ તારાસુંદરી (અતિ અદ્‌ભુત આશ્ચર્યાત્મક નવલકથા) ...૨—૮—૦
૭ બાગેશયતાન અથવા તલ્વારનું તૂફાન (ઐતિહાસિક ડિટેક્ટીવ ... ... ...૨—૦—૦
૮ સંતપ્ત શયતાન અથવા કામાંધનાં કાળાં કામ (પ્ર.વિભાગ) ૧—૮—૦
૯ સંતપ્ત શયતાન અથવા કામાંધનાં કાળાં કામ (દ્વિ.વિભાગ) ૧—૮—૦
૧૦ સંતપ્ત શયતાન અથવા કામાંધનાં કાળાંકામ (તૃતીયવિભાગ) ૧—૮—૦
૧૧ પરાક્રમની પતાકા અથવા જાપાનની કાર્યપટુતા (ઐતિ. ડિટેક્ટીવ નવલકથા) ... ...૨—૦—૦
૧૨ શોકસિંધુ અથવા એજિપ્તનો અધઃપાત (ઇસ્લામી ધાર્મિક ઐતિ. નવલકથા) ... ...૨—૮—૦
૧૩ કમલાદેવી અથવા કૃત્રિમ પ્રેમનું વિકટ પરિણામ ...૧—૮—૦

## સાંસારિક નવલકથાઓ.

૧૪ સંસાર સંગ્રામ (પ્રથમ વિભાગ) ... ...૧—૮—૦
૧૫ સંસાર સંગ્રામ (દ્વિતીય વિભાગ) ... ...૧—૮—૦
૧૬ કલંદરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર! (પ્ર.વિભાગ) ૨—૦—૦
૧૭ કલંદરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર (દ્વિ.વિભાગ) ૨—૦—૦
૧૮ રાક્ષસોની રતિક્રીડા અથવા પિશાચોની પાપલીલા ...૧-૧૨—૦
૧૯ નવાબનંદિની અથવા ઉસમાન અને આયેશા (મળતીનથી) ૧—૦—૦
૨૦ ગુરુ ગોવિંદસિંહ (વિસ્તૃત જીવનચરિત્ર) ...૧—૮—૦

મળવાનું ઠેકાણું

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

પ્રસ્તુત નવલકથાની પ્રસ્તાવનાના અંગે મારે જે કાંઈ કહેવાનું હતું, તે હું પ્રથમ વિભાગમાં કહી ચૂકયો છું અને હવે પછીના તૃતીય ખણ્ડમાં પણ એ સંબંધી યોગ્ય વિવેચન કરીશ. આ દ્વિતીય ખણ્ડમાં તેવું કાંઈ વિશેષ પરિવર્તન કરવામાં આવ્યું નથી, કેવળ કેટલાક પ્રસંગોને વિસ્તારપૂર્વક તથા ઇતિહાસનાં સત્ય પ્રમાણો પ્રમાણે વર્ણવવામાં આવ્યા છે. તૃતીય ખણ્ડમાં મેં જે કાંઈ વિશેષ પરિવર્ત્તન કર્યું છે. તે સર્વ યથાર્થ રીતે દર્શાવીશ; એટલે આ સ્થળે હાલ તરત એ વિષયમાં વિશેષ ઉલ્લેખ કરવાની મને કશી પણ જરૂર જણાતી નથી.

આ પુસ્તકના મૂળ લેખક શ્રીમાન હરિસાધન મુખોપાધ્યાય બંગાળામાં એક મહા પ્રતિભાશાળી નવલકથાકાર છે. તેમની લખેલી ઘણી ખરી નવલકથાઓનાં હીંદી, મહારાષ્ટ્રીય, તામીલ, તેલેગુ અને ગુજરાતી આદિ ભાષાઓમાં ભાષાંતર થઈ ચૂક્યાં છે, એજ તેમની નવલકથાઓની લોકપ્રિયતાને સંપૂર્ણ રીતે દર્શાવી આપે છે. ગુજરાતના અગ્રગણ્ય લેખકોમાંના ઘણુ.ખરા લેખકોએ એમની નવલકથાઓનાં ભાષાન્તર કર્યાં છે અને હજી પણ કરતા જાય છે. આથી મેં પણ ગુર્જર સાહિત્યનુરાગી વાચકો સમક્ષ શ્રીમાન હરિસાધન બાબૂની ‘કંકણચોર’ નવલકથાનો ગુર્જર ભાષામાં અનુવાદ કરવાનું સાહસ કર્યું છે. એ ‘કંકણચોર’ની વસ્તુસંકલનામાં સ્થળે સ્થળે ક્ષતિ તથા ઇતિહાસનો અભાવ જણાયાથી મારે વસ્તુસંકલનાને અક્ષત રાખવા માટે વિશેષ પરિવર્ત્તન કરવું પડયું છે અને મૂળ પુસ્તકને

અતિશય વિસ્તારપૂર્વક લખવું પડયું છે; તો પણ હું શ્રીમાન હરિસાધનબાબૂનો તો અત્યંત આભાર જ માનું છું.

આ નવલકથાના મૂળ પુસ્તક 'કંકણચોર'નો અનુવાદ કરવાનું મને મારા મિત્ર રા. ઠક્કુર નારાયણે સૂચવ્યું હતું અને તે બંગાળી પુસ્તક મારા અન્ય મિત્ર રા. વ્રજલાલ જાદવજી પાસે હતું, તે તેમણે મને આપ્યું હતું, તે માટે હું તેમનો બન્ને સજ્જન મિત્રોનો આભાર માનું છું.

પરમ કૃપાળુ પરમાત્માના અનુગ્રહથી હું મારા આ પુસ્તકના દ્વિતીયખણ્ડની સમાપ્તિ કરી શકયો છું, તે માટે હું વિશુદ્ધ હૃદયથી તેમનો અત્યંત આભાર માની આ પુસ્તકની પ્રસ્તાવનાને સંપૂર્ણ કરૂં છું.

અમદાવાદ—પીરમશાહ રોડ.
તા. ૧૦-૨-૧૮.

ત્ર્યંબકલાલ જોશી,

# પ્રકાશકનું નિવેદન.



પ્રસ્તુત નવલકથાના વિષય સંબંધી જે કાંઈ લખવા જેવું હતું, તે તેના પ્રયોજકે પોતાની પ્રસ્તાવનામાં લખ્યું છે તેથી એ વિષય સંબંધી વિશેષ કાંઈ લખવું હું ઉચિત ધારતો નથી. આ નિવેદનમાં હું માત્ર મારો ઉદ્દેશ જ જણાવું છું.

મારા પિતાશ્રી મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેના સ્વર્ગસ્થ થયા પછી દુકાનનો વહિવટ મારા હાથમાં આવ્યો અને ગુજરાતી સાહિત્યની વિશેષ પ્રગતિ કરવાની મારી મહત્વાકાંક્ષાને સફળ કરવાનો યોગ મને પ્રાપ્ત થયો. મારા સ્વર્ગીય પિતાશ્રીની ઈચ્છા પણ ગુર્જર સાહિત્યને ઉન્નત જોવાની હતી, પરંતુ કેટલાક પ્રતિકૂળ સંજોગોથી તેઓ તેમ કરી શક્યા નહોતા. દૈવયોગે તેમની ઈચ્છા તૃપ્ત કરવાનો મને જે પ્રસંગ પ્રાપ્ત થયો છે તે માટે હું તે અનંતનામી ઈશ્વરનો અત્યંત ઉપકાર માનું છું. યૂરોપીય પ્રચંડ યુદ્ધથી કાગળો, છપામણી વગેરેના ભાવ ઘણા વધી ગયેલા હોવા છતાં પણ મારી ઉપરોક્ત ઈચ્છાને અમલમાં મૂકવાના પ્રયત્નો મેં કરવા માંડ્યા. તેના પરિણામે ગયા ઈ. સ. ૧૯૧૭ ના વર્ષમાં હું લગભગ પચીસેક નવલકથાનાં તથા બીજાં અન્ય વિષયનાં થોડાંક પુસ્તકો પ્રગટ કરી શક્યો છું, અને ભવિષ્યમાં જો પરમ કૃપાળુ પરમાત્માને વિશેષ સારા સુયોગ આવશે તો દર મહીને લગભગ એક એક ડઝન પુસ્તકો ગુજરાતી ભાષામાં વિવિધ વિષયો પર પ્રકટ કરવાની મારી અભિલાષા છે.

ગુર્જર સાહિત્ય સેવક.
ગોવિંદ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

# અનુક્રમણિકા.

## સુરાદેવી દ્વિતીય ખણ્ડ.

ॐ तत्सत्परमात्मने नमः

# મુરાદેવી

અથવા

# મૌર્યવંશના અભ્યુદયનો આરંભ

## દ્વિતીય ખણ્ડ

## પ્રકરણ ૧ લું

—:o:—

### ચંદ્રપાલનો મિત્રધર્મ

શકટાર અને તેની પત્ની લલિતા, ચંદ્રપાલસહિત પ્રભાત થતાં પહેલાંજ રાજા સમરકેતુની રાજધાની તરીકે વિખ્યાત થયેલા મલયપૂર નગરમાં આવી પહોંચ્યાં. તેમને માટે શહેરમાં પ્રથમથીજ એક બે માળવાળું મકાન તૈયાર રાખવામાં આવ્યું હતું, આ મકાન ચંદ્રપાલેજ તેમના જવા પહેલાં શોધી રાખ્યું હતું. ત્યાં આગળ તે શકટાર અને લલિતાને લઈ ગયો.

તે મકાન જોકે નાનુંસૂનું હતું, પરંતુ અતિ સુંદર જગાએ બાંધવામાં આવેલું હોવાથી અને નાજુક બાંધાનું હોવાથી અતિ સુશોભિત અને મનોહર લાગતું હતું. તેની છેક નજીકના ભાગમાં એક નાનકડી નદી વહેતી હતી. એક વિશાળ કન્દરામાં મલયપૂર શહેર આવેલું હોવાથી તેનું દૃશ્ય અતિશય રમણીય અને નયનરંજક ભાસતું હતું. શહેરની વસ્તી જોકે અતિ વિશાળ નહોતી તેમજ બહુ અલ્પ પણ નહોતી. મલયપૂરના સર્વ નિવાસીજનો એક સ્વાધીન રાજ્યની પ્રજા તરીકે ઓળખાતા હતા.

શકટાર આ લાંબા માર્ગે પગે ચાલીને આવવાથી ઘણોજ થાકી ગયો હતો. પરંતુ જ્યારે તેણે વિચાર્યું કે, એક અંધકારથી આચ્છાદિત થયેલા ગુહાના બંધ બારણામાં છુપાઇ રહેવા કરતાં, પોતાને જન્મને માટે સ્વતંત્રતા મળી છે, ત્યારે તેને માર્ગનો શ્રમ, અંધકારમાં અથડાવું આદિ સર્વ કષ્ટો અતિ તુચ્છ જણાવા લાગ્યાં.

તેઓ બધાંના સૌભાગ્યના યોગે, તે રાત્રિના મધ્ય અને અંતિમ ઉભય પ્રહરે ચાંદનીના પ્રકાશવાળી ચતુર્દશીનો ચંદ્ર, આકાશમાં પોતાનો પ્રકાશ વિસ્તારી રહ્યો હતો. રજનીના તે છેલ્લા પ્રહરે, ચંદ્રમાના પ્રકાશથી પ્રકાશિત થયેલી પ્રકૃતિ, ચાંદનીની અમૃતધારા સાથે મિશ્રિત થઇને અતિ સુંદર દેખાતી હતી.

નવીન ગૃહમાં અને અજાણ્યા સ્થાનમાં આવવા છતાં પણ, ચંદ્રપાલની સુવ્યવસ્થાથી તેમને નવીનતાનું કાંઈ પણ કષ્ટ ભોગવવું પડ્યું નહિ. ઉપરના બન્ને ઓરડા જરુરી વસ્તુઓથી સજેલા હતા. સફેદ શય્યા, શીતળ જળ અને મિષ્ટ ભોજન આદિ આવશ્યકીય પદાર્થોનો કાંઇ અભાવજ નહોતો.

ચંદ્રપાલે હાસ્યસહિત શકટારને ઉદ્દેશીને કહ્યું કે;–"ભાઇ ! હવે હું મારી સર્વ જવાબદારીમાંથી મુક્ત થયો છું. તમને તે ગુહાના અતિ ગુપ્ત ભાગમાં રાખવા છતાં હું એક દિવસને માટે પણ ચિન્તાશૂન્ય થયો નહોતો. અત્યારે કપટી અને કૂટબુદ્ધિ રાક્ષસના જાસૂસોએ પોતાનો જાળ સર્વ સ્થળે બિછાવી દીધો છે. જ્યારે હું તમારી તે આશ્રયગુહા તરફ આવતો, ત્યારે સર્વદા મને શંકા રહ્યા કરતી કે, જાણે કોઇ છુપી રીતે મારી પાછળ પડી રહ્યું છે. રાત્રિ દિવસ હું મનમાં ને મનમાં વિચાર્યા કરતો કે, કદાચિત્ થોડાજ સમયમાં આપણાં સર્વ કાવત્રાં બહાર પડી જશે અને મારી ગર્દનપર, મગધરાજની તીખી તલ્વારની શક્તિની સત્વર પરીક્ષા થશે. નિદ્રા વખતે સ્વપ્નના ઘેનમાં હું ભયાનક અને હૃદયભેદક સ્વપ્ન જોઇને ચીતકાર કરી ઉઠતો હતો. જાગ્રત થયા પછી પુનઃ જ્ઞાન પ્રાપ્ત થતાં હું મનમાં ને મનમાંજ વિચારતો કે, આ સ્વપ્નના ખ્યાલમાં જો કદાચિત્ બધી બીના પ્રકટ કરી દેવાશે તો મારે રાજરોપમાં આવીને પતિત થવું પડશે. તેથી માત્ર મારુંજ અનિષ્ટ થશે, એમ નહિ, પરંતુ તમારો પણ કમકમાટી ઉપજાવે તેવી રીતે ભયાનક નાશ થશે."

આમ કહીને ચંદ્રપાલ વિદાય લઇ ચાલ્યો ગયો. આ વખતે

લલિતા અશ્રુપૂર્ણ નેત્રે બોલી;–"ભાઈ! તમે અમારા પર જે ઉપકારો કર્યા છે, તે અમારાથી જીંદગીસુધી વિસરી શકાય તેમ નથી. જો ખરું કહું તો, તમેજ મારા સીમન્તના સિન્દૂરના રંગને સમુજ્જવલ કર્યો છે, મને ભયંકર અકાળ વૈધવ્યના ગ્રાસમાંથી બચાવી છે. ભાઈ! આ અજાણી જગાએ અમને એકલાં છોડીને તમે નિશ્ચિંત ન થતા. વચ્ચે વચ્ચે અમારી સંભાળ લેતા જજો.

ચંદ્રપાલે કહ્યું:–"તમારે અહિં કોઇ પણ પ્રકારનો ભય રાખવો નહિ. કોઇ પણ વિષયમાં ચિન્તા કરવાનું તમારે કાંઈ પ્રયોજનજ નથી. તમારી પાસે દ્રવ્ય આદિની ખોટ નથી. મારા જે ધનવાન મિત્રની સહાયતાથી હું તમને અત્રે કાંઇ પણ આફત વગર લઇ આવવાને સમર્થ થયો છું, તે પણ તમારો સહાયકજ છે. તમે જે મકાનમાં વસો છો, તે મકાન મારા નિત્યના વિશ્વાસુ અને અતિ ગુણવાન મિત્ર સોમભદ્રનું છે. તેની આગળ હું મારી કાંઇ પણ બીના છુપી રાખતોજ નથી. તેને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યા પછીજ હું તમને અહિં આગળ લઇ આવ્યો છું. હવે પછી, તમે જોઇ શકશો કે, તે કેવો ભલો અને લાયક પુરુષ છે. પ્રભાત થતાંની સાથેજ તે આવીને, તમારા સમાચાર સાંભળશે તથા બધી બરદાશ ઉઠાવશે."

ચંદ્રપાલ અને લલિતા વચ્ચે જ્યારે આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો હતો ત્યારે, લગભગ પ્રભાત થવા આવ્યો હતો. ઉષાના આલોકથી દિશાઓ ધીમે ધીમે સફેદ રંગ ધારણ કરી રહી હતી. ખેચર પક્ષીઓ જાગ્રત થઇને, પોતાના માળામાં અથવા વૃક્ષની શાખાના અંતરાલમાં બેસીને, પ્રભાતી સંગીત ગાઇ રહ્યાં હતાં. અંધકારનું સહજ ઝાંખું આવરણ દૂર થઇને તેની જગાએ પ્રકાશનું ચળકતું તેજ વિસ્તૃત થવા લાગ્યું હતું. ચંદ્રમા પશ્ચિમગગન તરફ ચાલ્યો ગયો હતો.

પ્રભાત સમયની સૂચના થયેલી જોઇને મલિનમુખી લલિતા તથા શકટાર પાસેથી વિદાય લઇને, ચંદ્રપાલે તે સ્થાનનો ત્યાગ કર્યો.

તે પ્રભાત વખતે ચંદ્રપાલ પોતાના પરમ મિત્ર સોમભદ્રને ત્યાં જવાનું ભૂલ્યો નહિ. સોમભદ્ર એક ઉદ્યોગી અને તે શહેરનો એક ઐશ્વર્યવાન્ પુરુષ ગણાતો હતો. મોટે મળસકે પથારીનો ત્યાગ કરીને તે પુષ્પોદ્યાનમાં જતો હતો, એ સમયે ચંદ્રપાલે તેને બોલાવ્યો કે;–"અરે ઓ ભાઇ સોમભદ્ર! આટલા બધા વ્હેલા વ્હેલા ક્યાં જાઓ છો?"

સોમભદ્રે પાછા ફરીને જોયું તો સ્હામે જ પોતાના બાળસખા

ચંદ્રપાલને ઉભેલો જોયો. તે જોઇને તે હર્ષિતચિત્તે બોલ્યો કે;–"એઓ આવી પહોચ્યા કે નહિ વારૂ ?

ચંદ્રપાલે હસતા મુખે ઉત્તર આપ્યું:–" ભગવાનની કૃપાથી એઓ અત્રે નિરાપદ આવી પહોંચ્યાં છે. તમે થોડીકવાર પછી એમની મુલાકાત કરી આવજો. ઘણું કરીને એકાદ પ્રહર પછી તેઓ જાગ્રત થશે. હું તમારા જેવા યુક્ત અને વિશ્વાસુ મિત્રના હાથમાં તેમનો ભાર સોંપીને નિશ્ચિંત થયો છું.

સોમભદ્રે કહ્યું:–" ભાઈ ચંદ્રપાલ ! એઓ જ્યારે તમારા નજીકના સગા છે, ત્યારે તમારે હવે મને કાંઇ ભલામણ આપવાની જરૂર નથી. મારા દુર્બળ સ્કંધ પર, તમે જે ભારે કર્ત્તવ્યનો ભાર સોંપ્યો છે, તેને હું આનંદપૂર્વક સ્વીકારી લઉં છું. ભગવાન મહાકાલની કૃપાથી, હું કર્ત્તવ્યભ્રષ્ટ નહિજ બનું, એવી મને ચોક્કસ ખાત્રી છે. પરંતુ તમે આવા સખ્ત તાપમાં પાંચ છ ગાઉ ચાલીને શી રીતે જઇ શકશો વારુ ? આખી રાત તમે જાગરણ કર્યું છે, અને વળી પાછા પગે ચાલીને આવ્યા છો. એટલે તમે અતિશય થાકી ગયા હશો. મગધ પહોંચતાં પહોંચતાં પણ લગભગ પ્રથમ પ્રહર વીતી જશે, માટે તમે જો હું કહું તેમ કરશો તો મારા મનમાં અતિ આનંદ થશે. "

ચંદ્રપાલ બોલ્યો:–" મારા શરીરમાં જોઇએ તેટલું બળ વિદ્યમાન છે, એટલે જવામાં મને કાંઇ પણ અડચણ આવશે નહિ. છતાં તમે શું કહેવા માગો છો વારુ ?

સોમભદ્રે કહ્યું:–" હું તમને એક તેજસ્વી અશ્વ આપું છું, એ અશ્વને તમે પાટલિપુત્ર પહોંચ્યા પછી ત્યાંના ચંદનદાસ નામક એક ધનાઢ્ય પુરુષની અશ્વશાળામાં બાંધી દેજો. પછીથી મારો અનુચર જઇને તે અશ્વ લઇ આવશે. ચંદનદાસ મારો અતિ વિશ્વાસુ મિત્ર છે. તે તમને કાંઇ પણ પ્રશ્ન પૂછશે જ નહિ. મને જણાય છે કે, કદાચિત્ તે તમને ઓળખી પણ શકશે નહિ. કારણ કે, તેને કદાપિ એવું દુર્ભાગ્ય પ્રાપ્ત થયું નથી જે, તે તમારા મગધના કારાગૃહમાં આવ્યો હોય. હમણાં તમે જરાવાર મારા બેઠકખાનામાં જઇને બેસો, એટલામાં હું તમને ચંદનદાસના નામપર એક પત્ર લખી આપું છું અને અશ્વને તૈયાર કરી લાવવાની વ્યવસ્થા કરતો આવું છું."

ચંદ્રપાલ બોલ્યો:–" ભાઇ ! આ ઉદ્યાનમાં જ મને વિશેષ આનંદ આવે છે. પ્રભાતના શીતળ વાયુથી આન્દોલિત થતાં પુષ્પોનો ગંધ,

મને ઘણોજ તૃપ્તકર ભાસે છે. તમે તમારૂં કાર્ય કરી આવો. મારે માટે તમારે કશી પણ ચિન્તા રાખવાનું પ્રયોજન નથી. ”

**સોમભદ્ર** તરતજ ત્યાંથી ચાલ્યો ગયો. **ચંદ્રપાલ** ચિન્તાતુર ચિત્તે તે કંકરમંડિત નાના ઉદ્યાનના સાંકડાં પરંતુ રોનકદાર માર્ગપર ભ્રમણ કરવા લાગ્યો. મધુર પ્રભાતવાયુએ તેના શરીરમાં એક પ્રકારની શીતળતાનો સંચાર કરી દીધો અને એથી તેનો આખી રાત્રિનો પથશ્રમ તથા મસ્તિષ્કની અનેક ચિન્તાઓ દૂર થઈ ગઈ.

આ સમયે **સોમભદ્રે** આવીને તેને જણાવ્યું કે;–“ લ્યો ભાઇ, આ **ચંદનદાસના** નામનું પત્ર સંભાળો અને તૈયાર કરી લાવેલા અશ્વને લઇને સુખેથી વિદાય થાઓ.

એવામાં **સોમભદ્રની** આજ્ઞા પ્રમાણે અશ્વશાળામાંથી એક તેજસ્વી અશ્વને તૈયાર કરીને અશ્વપાળ તે ઉદ્યાનના દ્વાર આગળ આવી લાગ્યો. એટલે **ચંદ્રપાલ** તે અશ્વની પીઠપર આરોહણ કરીને, **મલયપૂર** નગરમાંથી બહાર નીકળી એક પહાડની કન્દરામાં આવી પહોંચ્યો.

## પ્રકરણ ૨ જું

:o:

## ભાગ્યપરિવર્ત્તન

તે દિવસે પ્રભાતમાં જ **સોમભદ્રની** સાથે **શકટારની** મુલાકત થઇ. **સોમભદ્રે** પોતે તેમને ઘેર આવીને તેની મુલાકાત કરી હતી. તેનું ચારિત્ર અને સ્વભાવ અતિ મધુર હતાં, તેની રહેણી કરણી એટલી બધી સરળતાયુક્ત હતી કે, મનુષ્યના ચરિત્રની પરીક્ષા અને નિર્ણય કરવાના વિષયમાં અતિ કુશળ ગણાતા અનુભવી **શકટાર** મંત્રીએ, માત્ર અલ્પ સમયના વાર્ત્તાલાપપરથીજ તેના સંબંધમાં એક પ્રકારની અતિ ઉચ્ચ ધારણાને પોતાના હૃદયમાં ધારી લીધી.

તેઓ બન્ને વચ્ચે આવા અલ્પ સમયના વાર્ત્તાલાપના પરિચયથીજ એક પ્રકારની દૃઢ આત્મીયતાનાં બંધનો બંધાઈ ગયાં. **સોમભદ્રના** આવાસની અબળાઓ પણ, મહાલયના આંતર્ભાગમાં પ્રવેશ કરીને, **લલિતાની** સાથે અપૂર્વ પ્રેમને પ્રકાશિત કરવા લાગી.

એક સમયની પતિ તરફથી તજાયલી, નિરાશાથી પીડાયલી **લલિતા**, અત્યારે સ્વર્ગ સમાન સુખ ભોગવી રહી હતી. પતિનો પ્રેમ, પ્રતિવેશાનો સ્નેહ આદિ દેવદુર્લભ વસ્તુઓ મળવાથી, તે અતિ આ-

નંદપૂર્વક પોતાનું જીવન ગુજારી રહી હતી. તેના જીવનની અંધકારમય અમાવાસ્યા વીતી ગઈ હતી અને અત્યારે સુખની પૂર્ણિમાના ઉજ્જવળ પ્રકાશથી, તેનું જીવનનાટક સંપૂર્ણ રીતે પ્રકાશિત બની ગયું. તેનું જ્વાળાથી દગ્ધ થયેલું હૃદય શાન્તિ સુધાથી છલાછલ ભરાઈ ગયું. ચિત્તની વ્યગ્રતા દૂર થઇ અને સ્થિરતાનો સંચાર થયો.

અને **શકટાર**ની શી સ્થિતિ થઈ ? તે પણ **લલિતા**ના સહવાસથી સર્વ વિષયમાં મહા સુખી હતો. **લલિતા**એ, સોળ કળાવાળા ચંદ્રમાની પેઠે, તેના ચિર અંધકારમય હૃદયાકાશને પ્રકાશિત કરી દીધું. સુંદરી **લલિતા**ના સહવાસથી **શકટાર** અત્યારે જગતને પૂર્ણ ચૈતન્યયુક્ત અનુભવતો હતો. મૃત્યુ પછી જાણે તેને નવીન જીવન પ્રાપ્ત થયું હોય, એમ જાણતો હતો. અને તે જીવન સર્વ વિષયમાં દુઃખ અને કલંકથી અલિપ્ત રહ્યું હોય એમ ધારતો હતો.

પરંતુ આવી સ્થિતિ હોવા છતાં પણ **શકટાર**ના મનમાં નિત્ય અનેક પ્રકારની વાસના પ્રદીપ્ત રહ્યા કરતી હતી અને તે તેના હૃદયમાં ક્યારેક વિષનો પ્રવાહ રેડવાનો પ્રયત્ન પણ કરતી હતી. **લલિતા**ના સહવાસમાં તે જ્યાં સુધી રહેતો હતો, ત્યાં સુધી સ્વર્ગનું સુખ ભોગવતો હતો. પરંતુ પુનઃ એકાંત અવસ્થામાં રહેવાથી તે ભયંકર નરકની ગર્ત્તામાં ડૂબી જતો હતો. જ્યાં સુધી તે રાક્ષસ મંત્રીના અસ્તિત્વને નાબૂદ ન કરી શકે, તેનો ધ્વંસન થઇ શકે, તેનું લોહી ન રેડી શકે, ત્યાં સુધી જાણે તેના હૃદયમાં શાન્તિનો સંચાર જ નહિ થાય, તેમ લાગતું હતું.

**શકટારે**, **સોમભદ્ર**ની પાસેથી સમરકેતુ સાથેના **મગધપતિ ધનનંદ**ના યુદ્ધ થવાના સર્વ સમાચાર જાણી લીધા. તેણે એમ પણ સાંભળ્યું કે, રાજકુમાર **ચંદ્રગુપ્ત**ને માટે જ આ યુદ્ધ ઉપસ્થિત થયું છે. **શકટારે**, એ **ચંદ્રગુપ્ત**ને બચપણમાં પોતાની ગોદમાં ઉછેરીને મોટો કર્યો હતો. **ચંદ્રગુપ્ત** પણ **શકટાર** મંત્રીને બહુજ વ્હાલો હતો. પરંતુ તે વાતને આજે ઘણો વખત વીતી ગયો હતો. દસ વર્ષ સુધી તો **શકટાર** કેદખાનામાં રહ્યો હતો. મગધના તમામ લોકો એમજ જાણતા હતા કે, **શકટાર** કારાગૃહમાં આહાર ન મળવાથી મૃત્યુવશ થયો છે. **ચંદ્રગુપ્તે** પણ ઘણું કરીને તે વાર્ત્તા સાંભળી હતી. પરંતુ આવી વસ્તુસ્થિતિ હોવા છતાં **શકટારે ચંદ્રગુપ્ત**ની મુલાકાત લેવાનો દૃઢ નિશ્ચય કર્યો.

**શકટારે**, **સોમભદ્ર** પાસેથી એ વાર્ત્તા પણ સાંભળી લીધી કે, **ચંદ્રગુપ્ત** નિત્ય સન્ધ્યા સમયે, પર્વતના છેડાપર આવેલા, કાળસરો-

વરના કિનારાપરના રાજોદ્યાનમાં વાયુસેવન કરવા માટે આવે છે. એ સરોવરના કિનારાપરજ મહાકાળ અને પાર્વતીનાં મન્દિરો આવેલાં છે. અને તેની બાજૂમાં એક રમ્ય પુષ્પકાનન છે. એ સ્થળની કુદરતી શોભા તથા સૌન્દર્ય ચિત્તને અતિ આનંદ આપે તેવાં છે. ચંદ્રગુપ્ત, નિયમીત રીતે રોજ તે શીતળ સાન્ધ્યવાયુના સેવનમાટે એ નિર્જન સ્થાનમાં આવતો રહે છે.

એકાદ માસ એ મલયપૂરમાં રહેવાથી, **શકટાર** તેશહેરના નાના મોટા રસ્તાઓનો માહિતગાર બની ગયો હતો. મહાકાળના મંદિરનો માર્ગ પણ, તેનાથી અજાણ્યો રહેવા પામ્યો નહોતો. એક દિવસ સંધ્યા પહેલાં યોગ્ય અવસર ધારીને મંત્રી **શકટાર**, મહાકાળના મંદિરની પાસે આવેલા ઉદ્યાન તરફ રવાના થયો.

આજથી દશ વર્ષ પહેલાં રાજમંત્રી**શકટાર**ની જે આકૃતિ હતી, તે આકૃતિમાં આજે, કારાગૃહમાં ભોગવેલાં દુઃખોથી અને અનેક પ્રકારની યાતનાઓથી કેટલુંક પરિવર્ત્તન થઇ ગયું હતું. અકાળે આવેલી વૃદ્ધાવસ્થાનાં સર્વ ચિન્હો તેના શરીરના સર્વ ભાગોપર સ્પષ્ટ જણાઈ આવતાં હતાં.

**શકટાર** ગુપ્તવેશ ધારણ કરીને યથાસમયે પોતાના ગૃહમાંથી બહાર નીકળી પડયો. શહેરનો સરિઆમ રસ્તો છોડીને, તે બહારના એક એકાંત માર્ગે ચાલવા લાગ્યો. **શકટાર** જે મહોલ્લામા વસતો હતો, ત્યાંથી મહાકાળનું મંદિર લગભગ અર્ધોક ગાઉ દૂર આવેલું હતું, એટલે તેને ત્યાં આગળ પહોંચવામાં વિશેષ વિલંબ લાગ્યો નહિ.

સૂર્યદેવ થોડીકવાર પહેલાં અસ્તાચલમાં જઇ પહોંચ્યા હતા. સમગ્ર જગત અંધકારથી આચ્છાદિત થઈ ગયું હતું. નીલ આકાશમાં, હીરાના ટુકડા જેવા દસ બાર તારાઓ ચળકી રહ્યા હતા. ચંદ્રોદય થવાને હજી ઘણીવાર હતી. **શકટાર** ધીમે ધીમે ચાલતો ચાલતો તે દેવઉદ્યાનના દ્વાર આગળ આવી પહોંચ્યો.

તે ઉદ્યાન મહાકાલના મંદિરની ચારે બાજૂએ ઘેરાયલું હતું. ત્યાં આગળ પ્રવેશ કરવાની સર્વને છૂટ હતી, એટલે **શકટારે** કોઇ પણ પ્રકારનો ભય રાખ્યા વિના તે ઉદ્યાનમાં પ્રવેશ કરીને, ચારે તરફ જોઇ જોયું તો ત્યાં કોઇ પણ વ્યક્તિ દૃષ્ટિગોચર થઇ નહિ.

અંધકાર ધીમે ધીમે ગંભીરભાવ ધારણ કર્યે જતો હતો. એ જોઇને **શકટારે** મનમાંને મનમાંજ વિચાર્યું કે;–" આજે કદાચિત્ મારે નિરાશ થઇને પાછા ફરવું પડશે. "

તે કેટલીકવાર થયાં એક સંગેમરમરના ચબૂતરા પર બેસીને નાના પ્રકારની ચિન્તાઓ કરી રહ્યો હતો, એવામાં કોઇના આવવાનો ધીમો પદરવ સાંભળીને, તે જરા ચમકી ઊઠયો.

એક ભવ્ય કાયાવાળો, બળવાન પુરુષ, તેની પાસે થઇને ચાલ્યો ગયો. એ જોઇને **શકટારે** મનમાં ને મનમાંજ વિચાર્યું કે;–" આ ચંદ્રગુપ્તના વિના બીજો કોઇજ નથી, માટે જેમ બને તેમ, તેની સાથે સત્વર મુલાકાત કરવી જોઇએ. "

આ પ્રમાણે વિચાર કરીને **શકટાર** તે ચબૂતરા પરથી ઊઠીને, ઉતાવળથી તે આવનાર વ્યક્તિની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે દેવઉદ્યાનના મધ્યભાગમાં એક સુંદર સરોવર આવેલું હતું અને તેનું જળ કાકપક્ષીનાં ચક્ષુ જેવું અતિ નિર્મળ હતું. તે સરોવરનું નામ **માનસગંગા** હતું. પરંતુ વખતના જવા સાથે તેનું નામ બદલાઇને કાળ-સરોવર પડી ગયું હતું.

એ ભવ્યકાયાવાળો પુરુષ, માનસગંગાના કિનારાપર આવેલા સંગેમરમરના ચબૂતરાપર બેસવા જતો હતો, એવામાં **શકટારે** તેની પાછળ જઇને બૂમ મારી કે;–" રાજકુમાર **ચંદ્રગુપ્ત** ! "

**શકટારનું** આ અનુમાન ખોટું નહોતું. ખરેખર તે ભવ્ય કાયાવાળો આગંતુક પુરુષ; તે રાજકુમાર **ચંદ્રગુપ્તજ** હતો.

**ચંદ્રગુપ્ત** પોતાને અચાનક કોઇએ બોલાવેલો જોઇને સ્તબ્ધ થયો અને પછીથી મુખ ફેરવીને વિસ્મયતાથી બોલ્યો;–"તમે કોણ છો વારુ ?"

**શકટારે** ઉત્તર આપ્યું:–" વત્સ! તું મને નથી ઓળખતો ? હા. મારા પરિચયમાં આવ્યાને તને આજે ઘણાં વર્ષો વીતી ગયાં છે, તેથી કદાચિત્ મારું વિસ્મરણ થઇ ગયું હશે. તું તે વખતે કિશોર વયનો હતો. "

**ચંદ્રગુપ્તે** કહ્યું:—" આ અંધકારમાં હું આપનું મુખ જોઇ શકતો નથી, માટે આપનો પરિચય આપો. "

**શકટારે** કહ્યું કે:—" રાજકુમાર ! હું મગધરાજ્યનો માજી મંત્રી **શકટાર** છું. "

**ચંદ્રગુપ્તે** પૂછ્યું:—"તમે પોતે **શકટાર** છો, તેનું પ્રમાણ શું ?"

" **ચંદ્રગુપ્ત** ! હું પોતેજ **શકટાર** છું, મારું વચન તેજ મારું પ્રમાણ છે ! "

" નહિ–કદાપિ નહિ. આપ **શકટાર** હો, એમ સંભવતુંજ નથી. તેણે તો આ લોકનો ત્યાગ કર્યો છે ને ? "

" ના રાજકુમાર ! શકટાર હજી સુધી જીવિત છે અને અત્યારે તે આપની સમક્ષજ ઉભેલો છે ? "

" શું તમે પોતેજ મગધરાજ્યના માજી મંત્રી શકટાર છો ? તમારાં વચનપર મને પૂર્ણ વિશ્વાસ બંધાતો નથી, માટે કાંઈ વિશેષ પ્રમાણ આપી શકશો ખરા કે ? "

" આ અંધકારમાં એનાથી વિશેષ પ્રમાણ હું શું આપી શકું વારુ ? છતાં તારા વીતેલા બાલ્ય જીવનની કેટલીક ઘટનાઓ કહી સંભળાવું તેમ છું. "

" ત્યારે કહી સંભળાવો જોઇએ ? "

" હું જે સમયની વાર્તાનો આરંભ કરું છું, તે સમયે તારૂં વય કેવળ ચૌદ વર્ષનુંજ હતું. ત્યારે તારા પિતા મહાપદ્મનંદ જીવતા હતા. રાજરાણી મુરાની તે વખતે રાજમહાલયમાં સંપૂર્ણ સત્તા વિસ્તરેલી હતી. એક દિવસ મહારાજે મહારાણી સમક્ષજ કહ્યું હતું કે, " શકટાર ! મારા નાના રાજકુમાર ચંદ્રગુપ્તને તમે રાજનીતિ–શાસ્ત્ર શિખવાડી શકશો ખરા કે ? " અને તું પણ તે સમયે મારે ત્યાં આવવાને નારાજ હોવાથી મહારાજની આજ્ઞા સાંભળીને મને કહ્યું હતું કે;–" ના, મંત્રી મહાશય ! હું તમારે ત્યાં વિદ્યા શિખવા માટે આવી શકીશ નહિ. માટે તમે પોતેજ રાજપુત્રની પેઠે મને મારા મહાલયમાંજ અભ્યાસ કરાવવા માટે આવતા રહેજો. " કેમ આ સર્વ વાર્ત્તા તને સ્મરણમાં આવે છે ખરી કે નહિ ? મેં તને રાજનીતિના સંબંધમાં અનેકવાર ઉપદેશો આપ્યા હતા અને તે ઉપદેશ સાંભળવા માટે તું ઘણોજ આતુર રહેતો હતો આ સર્વ વાર્તા સાંભરે છે ખરી કે ? "

આ સાંભળીને ચંદ્રગુપ્ત આશ્ચર્યચક્તિ બની ગયો અને વિનયતાપૂર્વક કહેવા લાગ્યો કે;–" મહાત્મન્ ! મારા અવિનયની ક્ષમા આપો. હું મારી બાલ્ય અને કિશોર અવસ્થામાં, અનેક બાબતોમાં આપનો ઋણી છું. જો આપે સહાયતા ન આપી હોત તો, પાટલિપુત્રના રાજપરિવારમાં મહારાણી મુરાદેવીનું લેશ પણ આધિપત્ય ટકી શકત નહિ. પરંતુ હું જ્યારે પાટલિપુત્રનો ત્યાગ કરીને ચાલ્યો આવ્યો, તે પહેલાં તો ઘણી મુદ્દત થયાં આપ કારાગૃહમાં કેદ થયા હતા. ત્યાર પછી અહિં આવીને સાંભળ્યું હતું કે, નિષ્ઠુર રાજમંત્રી રાક્ષસે આપને પરિવાર સહિત મૃત્યુવશ કર્યા છે. પણ આપ કેવા પ્રકારે ત્યાંથી જીવતા નીકળી આવ્યા અથવા કયો ગંભીર ભેદ અજમાવીને અહિં આવતા રહ્યા, એ સર્વે વૃત્તાંત જાણવા માટે મારું મન જિજ્ઞાસુ બની ગયું છે."

શકટારે પોતાના જીવનના પરિવર્તનની સર્વ ઘટનાઓ ચંદ્રગુપ્તને કહી સંભળાવી. એ સાંભળી ચંદ્રગુપ્ત અતિશય વિસ્મિત થયો. અને કેટલીક વાર સુધી ચૂપ રહ્યા પછી બોલ્યો કે;–"મારા ભાગ્યનું જે મહા ખેદજનક પરિવર્તન થયું છે, તે સર્વ તમે સાંભળ્યું છે ને?"

"હા. થોડું ઘણું સાંભળી શક્યો છું."

"કોની પાસેથી સાંભળી શક્યા છો વારુ?"

"ચંદ્રપાલ પાસેથી."

"કોણ–કારારક્ષક ચંદ્રપાલ?"

"હા. તેની પાસેથીજ વિશેષ. એમ પણ સાંભળ્યું છે કે; મહારાજા ધનનંદના અવિચારથી અને તેના મંત્રી ધીરબુદ્ધિ અથવા રાક્ષસનાં કાવત્રાંથી, તમે મગધમાંથી દેશપાર થયા છો!"

"બચપણમાં આપે મને ગોદમાં ઉછેરીને મોટો કર્યો છે, અમે માતા પુત્રે આપના તરફથી અનેક ઉપકારો મેળવ્યા છે. આપ મને આપના પુત્ર સમાનજ ગણો છો. તેથીજ મારા હૃદયની વાર્તા ખોલીને કહું છું કે, હું અત્યારે અતળ સમુદ્રનાં અતિ ઊંડાં નીરમાં ડૂબી રહ્યો છું. અત્યારે મારામાં કાંઈ પણ શક્તિ રહી નથી, કે જે વડે આપના કરેલા ઉપકારનો સામાન્ય બદલો પણ વાળી શકું?"

"રાજકુમાર! તેમ કરવાની કાંઇ જરૂરજ નથી. તમને જ્યારે મગધરાજ્યના સિંહાસન પર આરૂઢ થયેલા જોઈશ, ત્યારે તમારી પાસેથી ઇચ્છામાં આવશે તે પુરસ્કાર માગી લઈશ."

ચંદ્રગુપ્ત હસીને બોલ્યો કે;—"મંત્રીવર્ય! આપની આ કલ્પના કેવળ આકાશકુસુમ અથવા વંધ્યાપુત્ર સમાન દુષ્કર જ છે. મેં સ્વપ્નમાં જે આશા કરી નથી, તે આશાને આપ જાણે પ્રત્યક્ષજ અનુભવી રહ્યા છો, એ જોઇને મને ખરેખર આશ્ચર્યજ થાય છે. હશે હવે એ વિષયનું વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા હોય, તેમ જણાતું નથી. હું આપને જીવિતાવસ્થામાં મારા સન્મુખ આવેલા જોઇને ઘણોજ ખૂશી થયો છું. મને ઘણોજ આનંદ થયો છે. પરંતુ આપ કેદખાનામાંથી શી રીતે છૂટી આવ્યા વારૂ?"

"તે વાર્તા ઘણીજ વિસ્તારવાળી છે." એમ કહીને શકટારે ધીમે ધીમે પોતાના બનાવટી મૃત્યુની તથા ત્યાર પછી થયેલી જીવન પ્રાપ્તિની સર્વ ઘટનાઓ તથા મલયપૂર તરફ ચાલ્યા આવવાની અને લલિતાના અપૂર્વ પરાક્રમની સર્વ વાતો કહી સંભળાવી.

ચંદ્રગુપ્ત, મંત્રથી મુગ્ધ થયેલા મનુષ્યની પેઠે સર્વ વૃત્તાંત સાંભળતો ગયો. શકટારની કહેલી કથા, તેની દૃષ્ટિ આગળ બરાબર જાણે ઉપકથાના જેવી જણાવા લાગી અને તે અપૂર્વ વિષયમાં ચાણકયનો થયેલો મેળાપ તેને એક દેવપ્રેરિત ઘટના સમાન ભાસવા લાગ્યો.

ચંદ્રગુપ્તે કેટલીક વાર સૂધી ચૂપ રહ્યા પછી શકટારને અનુલક્ષીને કહ્યું કે;–"મંત્રી મહાશય! મારે મગધરાજ્યમાંથી કેમ ચાલ્યા આવવું પડયું અને મહારાજ ધનનંદે મને કયા કારણથી દેશપાર કર્યો, આદિ સર્વે વાર્ત્તાઓ આપનાથી અવિદિત નહિ જ હોય. પરંતુ એટલેથીજ ધનનંદનાં મનમાં શાન્તિ થઇ હોત તો હું મારાં અહોભાગ્ય માનત, પણ હજી તેના હૃદયની પાશવીવૃત્તિનો અંત આવ્યો નથી. મારા પ્રત્યે જાગેલી વૈરની જ્વાળા શાન્ત થઇ નથી. તેઓ જો મારો વધ કરીને જ તૃપ્ત થયા હોત તો પણ મારા મનમાં હું આનંદ માની લેત. પરંતુ અત્યારે તે મને પોતાનો એક અપમાનિત બન્દીવાન બનાવવા ધારે છે, મારા ધડથી વિખૂટા થયેલા મસ્તકને પોતાના પગતળે છૂંદવા માગે છે, અને મારા હૃદયનાં ઉષ્ણ શોણિતનું પાન કરવાની આકાંક્ષા રાખેછે. તેથી તે સર્વ આકાંક્ષાઓને તૃપ્ત કરવામાટે તથા ભવિષ્યમાં થનારા ભયંકર યુદ્ધ અને પૈશાચિક કાંડને અટકાવવા માટે હું પ્રથમથી જ તૈયાર છું. પરંતુ મલયપૂર નરેશ સમરકેતુના અતિ આગ્રહથી, તેણે મારા પર કરેલા અનેક ઉપકારોથી અને તેની ભગિની મન્દાકિનીએ મને જીવન–દાન આપેલું હોવાથી હું તેમની સાથે પ્રતિજ્ઞાના સૂત્રમાં આબદ્ધ થઈ ગયો છું કે, "જો કદાચિત્ મગધરાજ તમારા રાજ્ય પર આક્રમણ કરશે તો, હું તમારા સૈન્યનો સેનાપતિ બનીને તમારા રાજ્યપર આક્રમણ કરશે તો, હું તમારા સૈયન્યનો સેનાપતિ બનીને તમારા રાજ્યની રક્ષા કરીશ. મહાશય શકટાર! આ પ્રતિજ્ઞાના યોગે જ હું ધનનંદ આગળ આત્મસમપર્ણ કરી શકું તેમ નથી. અને એ જ કારણથી તેઓ આ નિર્દોષ પર્વતરાજ સમરકેતુની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી રહ્યા છે. સમરકેતુ આદર્શ વીર છે અને તેથી તેમણે યુદ્ધ કરવાનો જ નિશ્ચય કર્યો છે. મેં મારો ત્યાગ કરવા માટે તેમને ઘણાયે સમજાવ્યા પરંતુ તેમણે પોતાના દૃઢવચનનો ત્યાગ કરવાની સાફ ના પાડીને યુદ્ધનો નિશ્ચયજ જારી રાખ્યો છે, એટલે મારે લાચારીથી પ્રતિજ્ઞાના સૂત્ર આધારે તેમના સેનાપતિનું પદ સ્વીકારવું પડયું છે. થોડા દિવસમાં સ્વર્ગીય મહારાજની શ્રાદ્ધક્રિયા પૂર્ણ થશે એટલે મહારાજ ધન-

નંદ સ્વયં આ પહાડી રાજ્યપર આક્રમણ કરશે અને તેનો ધ્વંસ કરવાની સર્વ ચેષ્ટાઓ આદરી દેશે."

શકટાર આ ભીષણ વાર્ત્તા સાંભળીને, કેટલીક વાર સૂધી તો મૌન ધારીને જ ઉભો રહ્યો, અને ત્યાર પછી કાંઈક વિચાર કરીને કહેવા લાગ્યો કે;—" રાજકુમાર ! યુવરાજ સમરકેતુની સાથે મારે વિશેષ પરિચય નથી. તેમના પિતાના મૃત્યુ પછી મેં તેમને એક બે વાર જોયા હતા એ ખરૂં, પરંતુ ત્યારે સમરકેતુનું વય કિશોર હતું. એથી હું નથી જાણી શકતો કે, તેઓ મારી આ બદલાયલી પ્રતિમા જોઇને મને ઓળખી શકશે કે નહિ ? મેં મારો જીવ બચાવવાની આશાથી, તેમના રાજ્યનો આશ્રય લીધો છે, તે વાર્ત્તા પણ તેમનાથી હજી અનભિજ્ઞ જ રહી હશે. પરંતુ આ વિષયમાં એક વાર્ત્તાએ મારા મનમાં ઘણીજ પ્રબળતાથી પોતાની સત્તા જમાવી લીધી છે; તે વાર્ત્તા બીજી કાંઇજ નહિ, પરંતુ દૃષ્ટાંત તરીકે આપણે ત્રણ જણાજ અત્યારે કાળના ચક્રને આધીન થઇને, અત્યારના મગધેશ્વરની પ્રતિહિંસાના પાત્ર ઠર્યા છીએ. મારા ધારવા મૂજબ કૌશલ્ય અને બુદ્ધિની આગળ પ્રબળ પ્રતાપશાળી રાજાને પણ પરાજિત થવું પડે છે. મગધરાજ નંદ અસીમ શક્તિશાલી અને અસંખ્ય સૈનિકોના અધિપતિ છે, એ સર્વ વાર્ત્તા સત્ય છે; પરંતુ અનેક વાર એવું બનેલું પણ જોવામાં આવ્યું છે, કે એક ક્ષુદ્ર મચ્છરના ઉત્પાતથી મદમસ્ત માતંગને પણ ધરણી પર ઢળી પડવું પડે છે, એક સામાન્ય વૃશ્ચિકના દંશનથી અસીમ શક્તિધારક વીરને પણ યાતનાવશ થવું પડે છે, એક ક્ષુદ્ર કાયાવાળા સર્પના ડંસથી મનુષ્ય જેવી યુક્તિશાળી અને ગરિષ્ટ જાતિને પણ કૃતાંત કાળના અંધકારમય રાજ્યમાં ઘસડાઇ જવું પડે છે ! ભાઇ ચન્દ્ર ! રાજ્ય અથવા રાજ્યલક્ષ્મી ચિરસ્થાયી નથી. મદથી ઉન્મત્ત બની ગયેલા અનેક ભૂપાલોને અને રાજરાજેશ્વરોને તે કાળના ભયાનક ચક્રમાં સપડાવું જ પડયું છે. સમસ્ત પૃથ્વીને પોતાની અંગુલીના ઇશારાપર ડોલાવનાર અને પોતાના નામનો પરિચય આપતાં શત્રુનો ગર્ભ ગળિત કરનાર વીર યોદ્ધાઓને પણ આખરે આ અવનીનો ત્યાગ કરીને કાળના કવલ બનવું પડયું છે. ઐશ્વર્યમાં મ્હાલતા અને સ્વસત્તાથી વાયુ, વરુણ, અગ્નિ, ઇંદ્ર, આદિ દૈવી વિભૂતિઓને પણ પોતાના અનુચર સમાન ગણતા અને ધ્રૂજાવતા મહાવીર લંકાપતિને પણ રાજ્યના સિંહાસન પરથી પૃથ્વીપર પટકાઇને ભગવાન રામચંદ્રના હસ્તે કાળના ગર્ભમાં ખેંચાઇ જવું પડયું છે. દુર્યો-

ધન જેવા મહા ગર્વિષ્ઠ રાજનને મહાભારતનો ભયાનક કાંડ મચાવ્યા પછી, ભીમ જેવા યોદ્ધાના હાથથી ધૂળ ચાટતા બનવું પડ્યું હતું. ભાઇ ! સૃષ્ટિનું સૂત્રજ એવા પ્રકારનું સરજાયલું છે. મહત્તા અથવા પ્રભુતા અને લઘુતા આદિ સર્વે, સાધારણ મનુષ્યને પ્રાપ્ત થઇ શકે જ છે, તો પછી તમે આમ ચિન્તાતુર શા માટે બનો છો ? કાયરતાને શા માટે હૃદયમાં ધરો છો ? ક્ષાત્રોચિત ગુણનું વિસર્જન કરવાને કેમ તત્પર થયા છો ?"

"મગધરાજ ધનનંદ અત્યારે રાજસત્તા પ્રાપ્ત થવાથી અતિ ઉન્મત્ત અને અવિચારી બની ગયો છે, તેના અત્યાચારનો અવધિ થવા લાગ્યો છે. દેવતા અને બ્રાહ્મણની દૈવી શક્તિપરથી તેની આસ્થા ઊઠી ગઇ છે. અબળાઓના શીલનો ભંગ થવાની તેના રાજ્યમાં હરઘડીયે આશંકા રહ્યા કરે છે અને ન્યાય એ શી વસ્તુ છે, તેનો ખ્યાલ પણ જતો રહ્યો છે. આ સર્વ ચિન્હોપરથી તેનું અધઃપતન અવશ્ય થવુંજ જોઇએ. જ્યાં આગળ નીતિનું ખૂન થયું ત્યાં આગળ અવશ્ય અધઃપતનનો આરંભ થવાનોજ. મગધરાજ્યનું ભાવિ અધઃપતન કિંવા અવનતિ સ્વયં વિધાતા દ્વારા થશે .અથવા વિધાતાના નિમિત્ત રૂપે, તેના શત્રુઓ દ્વારા પણ થઇ શકે તેમ છે. માટે આપ સર્વ પ્રકારની વ્યગ્રતાને દૂર કરીને કર્ત્તવ્યનું પાલન કરવા માટે કમ્મર કસીને તૈયાર થાઓ."

ચંદ્રગુપ્ત સ્થિર મનથી શકટારની વાર્ત્તાઓ સાંભળવા લાગ્યો, અને ત્યાર પછી કહેવા લાગ્યો કે;—"મહાત્મન્ ! આપની આગળ મારી કોઇ પણ ગુપ્ત વાર્ત્તા મેં છુપાવીજ નથી અને છુપાવવાની ચેષ્ટા પણ કરવાનો નથી. કારણ કે, આપ મારા નિત્યના હિતાકાંક્ષી છો, મારા પૂજનીય ગુરુવર્ય છો. એક પ્રકારે મારા મનમાં એવા સંકલ્પ થયા કરે છે કે, હું આ જગતના માયાવી પ્રપંચ જાળમાં પડીને મારા પરલોકસાધનને શા માટે ગુમાવું ? આ રાજ્યના વૈભવો માત્ર સુખનો આભાસજ કરાવનારાં છે, પરંતુ પરિણામે તો નિ:સારજ છે. ઐશ્વર્ય, સંપત્તિ આદિ સર્વ ક્ષણિક અને અસાર છે. આ સર્વ જ્યારે કાયમને માટે કોઇને ત્યાં પણ ટકતાં નથી, ત્યારે પછી હું તેને મેળવવાની વૃથા આશાને મારા હૃદયમાં શા માટે સ્થાન આપું ? શા માટે વ્યર્થ વિવાદ કરૂં ? એક ક્ષણિક અને મોહમય સ્વાર્થને માટે ભાઇ ભાઇઓનાં ગળાં કાપવાને, ભયંકર રક્તપાત કરવાને, અનેક નિર્દોષ સંતાનોને પિતૃહીન

બનાવવાને અને અનેક અબળાઓને વૈધવ્યનું વિકરાળ કષ્ટ આપવાને હું શા માટે તૈયાર થાઉં ? લોહીની નદીઓ વહેવડાવનાર નરપિશાચ તરીકે મારા નામને ઇતિહાસનાં પૃષ્ઠો પર કલંકિત કરવાની ધૃણાજનક ચેષ્ટાને શા સારૂ કરી જોઉં વારું ? પરંતુ આ સર્વ વાર્તાઓ જાણવા છતાં, નયન સમક્ષ કૂપને નિરખવા છતાં, હું તેમાં પડવાને તૈયાર થયો છું. હું જાણું છું કે, દુનિયા સ્વાર્થમય છે, સારહીન છે, છતાં તેના પરનો મોહ મારા હૃદયમાંથી ન્યૂન થવાને બદલે ઉલટો વૃદ્ધિંગતજ થતો જાય છે. પાપને પ્રત્યક્ષ ઓળખવા છતાં, ધર્મનું ખૂન થતું નજરોનજર જોવા છતાં, મારે તેવાંજ ભયંકર કૃત્ય કરવાની ફરજ પડી છે. જ્યારે મારા મનમાં એવા વિચારો આવે છે કે, મારી માતા તે નિષ્ઠુર હૃદયહીન મગધરાજના હાથે પીડાઇ રહી છે, રાજરાણી હોવા છતાં પણ તેને ભિખારિણીની પેઠે દિવસો ગાળવા પડે છે, ત્યારે મને એવી ઇચ્છા થઈ આવે છે કે, જો એવા સેંકડો મગધરાજના ગર્વને ચૂર્ણ કરીશ, તેમનો ધ્વંશ કરીશ, તથા મારી માતાનાં નેત્રમાંથી વ્હેતાં ઉષ્ણ દુઃખાશ્રુને લૂછી શકીશ, તોજ હું જાણીશ કે, મારા જન્મનું સાર્થક્ય થઈ શક્યું છે; મારી માતૃભક્તિનું સાર્થક્ય કરી શક્યો છું ! ”

**શકટાર** બોલ્યોઃ—“ રાજકુમાર ! ચંદ્રગુપ્ત ! નિરાશ થશો નહિ. યત્નનો ત્યાગ કરશો નહિ. માત્ર યત્નજ કરતા રહેજો. યત્નથી શું નથી થતું ? આપણે યત્ન કરીશું અને એને માટે કદાચિત્ હૃદયનું રૂધિર રેડવું પડશે તો તેમ પણ કરીશું. તેમ છતાં જો પરિશ્રમનું પરિણામ નહિ મળે, તો પછી વિધાતાનોજ દોષ ગણીશું, આપણા ભાગ્યની પ્રતિકૂળતાજ જાણીશું. ”

**ચંદ્રગુપ્તે** કહ્યું કેઃ—“ પરિશ્રમ અને શક્તિનું પણ એક પરિમાણ અને સીમા હોય છે. આપણે દરેક વિષયમાં અતિ ક્ષુદ્ર છીએ, સાધનહીન છીએ. મગધરાજ ધનનંદ, દરેક બાબતમાં આપણા કરતાં શ્રેષ્ઠ છે. તેની તુલનામાં આપણે મૂષક તુલ્ય છીએ. મૂષક દ્વારા મહા બળશાળી સિંહના અનિષ્ટની કોઈ પણ પ્રકારની સંભાવના રાખી શકાય ખરી કે ? અને તેમ બની શકે ખરૂં કે ? મારા દેશાન્તર પછી જે કાંઇ બન્યું છે, તે સર્વ આપનાથી અવિદિત હોય તેમજ જણાય છે. જો આપ તે સર્વ હકીકત સાંભળશો તો, આપણી ચારે બાજૂએ સળગેલા

પ્રચંડ અગ્નિએ કેવું ભયાનક સ્વરૂપ ધારણ કર્યું છે, તે સારી રીતે જાણી શકશો. તે ભયંકર અગ્નિથી આપણે બળીને ભસ્મીભૂત થઇ જઇશું અને આ સ્વાધીનતાના ક્રીડાક્ષેત્ર સમાન ગણાતા શાન્તિમય પહાડી રાજ્યની સ્વાધીનતો લોપ થશે, તથા એ બન્ધુવત્સલ સમરકેતુ પણ આપણી રક્ષા કરવા જતાં, રાજ્યને ગુમાવીને માર્ગનો ભિખારી બનીજશે."

આ પ્રમાણે વાર્ત્તાલાપ કરવામાં ઘણીજ રાત્રિ વીતી ગઇ એ જોઇને ચંદ્રગુપ્ત બોલ્યો કે;–" મંત્રિન્! આપને પુનઃ જીવતા થયેલા જોઇને, હું ઘણોજ ઉત્સાહિત થયો છું. હવે હું સમજી શક્યો છું કે, એક સાચા સુહૃદ અને શક્તિવાન જીવને ભગવાને મારા જેવા એક દુઃખી જીવની સહાયતા માટે મોકલી આપ્યો છે. આપ સર્વદા બુદ્ધિના વિષયમાં કુશળ ગણાતા આવ્યા છે. એક દિવસ આ વિશાળ મગધ–સામ્રાજ્ય આપની અંગુલિના સંચાલનથીજ ચાલી રહ્યું હતું. આથી આપની તીક્ષ્ણ બુદ્ધિની સહાયતા મેળવીને અમે અવશ્ય અતિ નિશ્ચિંતતાથી રહી શકીશું. આપને અમે જ્યારે પુનઃ પ્રાપ્ત કરી શક્યા છીએ, ત્યારે હવે સહજમાં આપનો છૂટકો થવાનો નથી. આવા સંકટમય સમયે, મારા પ્રિય મિત્ર સમરકેતુને એક બુદ્ધિવાન અને અનુભવી મંત્રીની ખાસ આવશ્યકતા છે. સમરકેતુને કહીને હું આપને આ પહાડી રાજ્યના મુખ્ય મંત્રીનું પદ અપાવીશ."

ચંદ્રગુપ્તની વાર્ત્તા સાંભળીને શકટારની આંખોમાંથી આંસૂની ધારાઓ વહેવા લાગી. અને ત્યાર પછી તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યો કે;– "રાજકુમાર! આપના પિતાના અમલમાં, હું એ વિશાળ મગધરાજ્યનો કર્તા હર્તા અને સ્વર્ગીય મહારાજના દક્ષિણ બાહુ સમાન હતો એ સર્વ વાર્ત્તા સત્ય છે, પરંતુ અત્યારે તો તે શક્તિ મારામાં રહીજ નથી. અને મારા જીવનની અતિ શોચનીય ભૂત ઘટનાઓના સ્મરણથી એ મંત્રીત્વના પદપર મારા મનમાં એક પ્રકારનો તિરસ્કાર ઉપજી આવ્યો છે. તે ઉપરાંત ખુલ્લી રીતે જો હું એ પદનો સ્વીકાર કરીશ તો તરતજ તે વાર્ત્તા પ્રકાશમાં આવી જશે અને મગધરાજના ક્રોધાગ્નિમાં પુનઃ ઘૃતનું આવાહન થશે. હું મૃત્યુરાજ્યના મધ્ય માર્ગમાંથી, તે નરરાક્ષસ રાક્ષસ મંત્રીના ગ્રાસમાંથી જીવનના માર્ગ તરફ ફરી આવ્યો છું, એ વાર્ત્તાનો ભેદ પણ તત્કાળ ફૂટી જશે. રાક્ષસની દૃઢ માન્યતા એવીજ છે કે, જો આ સંસારમાં તેનો કોઇ પ્રબળ શત્રુ અસ્તિત્વ ધરાવતો હોય તો, તે કેવળ શકટારજ છે. આથી મારી ઇચ્છા એવી

છે કે, હું મારા પોતાને માટે તથા આપને માટે જે કાંઇ કરીશ, તે સર્વ ગુપ્ત રીતેજ કરતો રહીશ."

**ચંદ્રગુપ્તે**, **શકટાર**ની આ વાર્ત્તાનો ધીમેથી વિચાર કરીને એવો નિશ્ચય કર્યો કે, આ બુદ્ધિમાન અને લાંબા સમયનો અનુભવી **શકટાર** જે કાંઇ કહે છે, તે યથાર્થજ છે. પરંતુ જો **શકટાર** કોઇ કારણવશાત્ તેમનો એકદમ પરિત્યાગ કરી દેશે, તો તેઓ એક ઉપયોગી સલાહ-કારકને ગુમાવી દેશે.

**શકટાર** દેવ અને દ્વિજવર્ગ પર આસ્થા રાખનારો અને દેવતાનો પૂર્ણ ભક્ત હતો. તેથી **ચંદ્રગુપ્તે** તેને કહ્યું કે;–" આપે મૃત્યુના મુખ-માંથી બચીને નવીન જીવન મેળવ્યું છે, તે માત્ર ભગવાન મહાકાલની કૃપા વિના અન્ય કાંઇજ નથી. હું આજે આપની સહાયતાનો જે અલભ્ય લાભ મેળવવાને શક્તિશાળી થયો છું, તે પણ એ ભૂતભાવન ભવાનીપતિની કૃપાથીજ થયો છું. ચાલો ! આપણે હવે ભગવાન મહા-કાળની ચરણ વંદના કરી આવીએ."

**શકટાર** કાંઇ પણ બોલ્યા વિનાજ **ચંદ્રગુપ્ત**ની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે નાના સરોવરની બીજી બાજૂએજ ભગવાન મહા-કાલનું મરમર–મંડિત મન્દિર આવેલું હતું. એ મન્દિરમાં લિંગરૂપી મહા-કાળ, ઘણાં વર્ષો થયાં વિરાજતા હતા.

**શકટાર** અને ચંદ્રગુપ્ત બન્નેએ મહાકાલની મૂર્તિ સમક્ષ આવી ભક્તિ પૂર્વક પ્રણામ કરીને મસ્તક નમાવ્યાં. ત્યાર પછી રાજના પુરોહિતે, દેવતાની પ્રસાદીનાં પુષ્પો લાવી, તેઓ બન્નેના મસ્તકપર વર્ષાવીને આશીર્વાદ આપતાં કહ્યું કે;—" ભગવાન મહાકાલ આપનું કલ્યાણ કરો."

**ચંદ્રગુપ્તે** યોગ્ય અવસર મળેલો જોઇને **શકટાર**ને કહ્યું કે;–"આર્ય ! હું આ મહાકાલની સન્મુખ પ્રતિજ્ઞા કરૂં છું કે, ચિરકાળને માટે આપની આજ્ઞા અને ઉપદેશનું પાલન કરતો રહીશ."

**શકટાર**, ચતુર ચંદ્રગુપ્તનો મનોભાવ સમજીને બોલ્યો કે;–"વત્સ ! તું મારા પુત્ર સમાન છે. તારી બાલ્યાવસ્થાથીજ મેં તને ઉછેરીને મોટો કર્યો છે. મગધના રાજ્ય પરિવારના અન્ય રાજકુમારો કરતાં તું શક્તિ-વાન છે, યુદ્ધકુશળ અને પ્રતિભાસંપન્ન છે. તારામાં ભગવાને જે ગુપ્ત મહા શક્તિને છુપાવી રાખી છે. તે શક્તિ એક દિવસ આ ભારતવ-ર્ષમાં મહાપ્રલય ઉપસ્થિત કરશે. તારી એ ગૂઢ શક્તિનો પરિચય

મળવાથી જ, મગધરાજ ધનનંદે તને મહા શત્રુ ધારીને રાજમહાલ-યમાંથી દૂર કર્યો છે, અને અત્યારે તને કોઇપણ રીતે પરાજિત કરીને, તારા જીવનનો નાશ કરવાની ચેષ્ટા કરી રહ્યો છે. પરંતુ હું આ દેવાદિદેવ મહાકાલની સન્મુખ પ્રતિજ્ઞા કરૂં છું કે, આજથી આ જાગ્રત દેવતા સમક્ષ હું તારા અને પ્રિય મિત્ર મહારાજ સમરકેતુના હિતના વ્રતને ગ્રહણ કરૂં છું. મારા હૃદયમાં હજી જે કાંઇ શક્તિ છે, તે સર્વનો તમારા હિતાર્થેજ વ્યય કરીશ. જો કદાચિત્ આ હાથમાં રાજમુકુટ લઇને તારા મસ્તક પર પહેરાવી શકીશ, તો હું મારા જીવનનું સાર્થક્ય થયું સમજીશ. મારા શરીરનું શોણિત આપવા છતાં, જો તારો ઉપકાર થશે, તો તેમ કરવાને પણ તત્પર થઇશ. જો મારામાં શક્તિ હશે અને હું આ વિષયમાં કાંઈ ખામી આવવા દઇશ, તો આ જાગ્રત સ્વયંભૂ મહાકાળ, મારા મસ્તકપર વજ્રપાત કરી મને બાળીને ભસ્મીભૂત બનાવી દેશે.

તેઓ બન્નેએ આ પ્રમાણે પ્રતિજ્ઞાબદ્ધ થઇને તે મંદિરનો ત્યાગ કર્યો. એ ભીષણ પ્રતિજ્ઞાના પરિણામે વિશાળ નંદવંશનો નાશ શી રીતે થયો, તે સંબંધી સર્વ વૃત્તાંત પાઠકો પાછળથી જાણી શકશે.

તેજ રાત્રે, મગધના માજી મંત્રી શકટારની સાથે, રાજા સમરકેતુનો પરિચય થયો. ચંદ્રગુપ્તનો પ્રબંધ અતિ સમયાનુકૂલ ધારીને સમરકેતુએ તેને પોતાના રાજ્યના મુખ્ય પ્રધાનનું પદ આપવા ધાર્યું, પરંતુ શકટાર કોઇ પણ ઉપાયે રાજાના તે પ્રસ્તાવમાં સમ્મત થયો નહિ. તેણે માત્ર મંત્રણા–સચિવના પદને જ ગ્રહણ કરવાની ઇચ્છા દર્શાવી.

ત્યાર પછી તે દિવસે જ, રાજા સમરકેતુ, અતિ સન્માન પૂર્વક, રાજમંત્રી શકટારને પોતાના મહાલયમાં લઇ આવ્યો, ચંદ્રગુપ્તના આવાસ ગૃહ પાસેના એક સુરમ્ય અને સુસજ્જિત ભવનને, શકટારના નિવાસ-સ્થાન તરીકે સોંપવામાં આવ્યું.

# પ્રકરણ ૩ જું

## કૌટિલ્યજાળવિસ્તાર

મહાપંડિત ચાણુક્યનો રાજનીતિ વિષયક એક સુંદર ગ્રંથ હતો અને તેનું નામ "કૌટિલ્ય સુત્ર" હતું. એ ગ્રંથની રચનાને માટે જ ચાણુક્યે "કૌટિલ્ય કુશળ" એવું ઉપનામ મેળવ્યું હતું. એ ગ્રંથમાં રાજનીતિ, કૂટનીતિ અને તેવાજ અનેક રાજકીય વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

તે ઉપરાંત એ ગ્રંથમાં યુદ્ધ—કૌશલ, વ્યુહરચના-પ્રણાલી, પ્રબળ શત્રુને પરાસ્ત કરવાની યુક્તિ પ્રયુક્તિઓ આદિ અનેક પ્રકારનું સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું હતું અને તેની મૂળ પ્રત હસ્તલિખિત જ હતી. ચાણુક્યે, એ પુસ્તક રચીને રાજમંત્રી શકટારને ઘણી મુદ્દત પહેલાં કેટલીકવાર વાંચી સંભળાવ્યું હતું. શકટાર તે સમયે મગધનો મુખ્ય રાજમંત્રી હતો, અને રાક્ષસનો તે વખતે કંઇ પ્રાદુર્ભાવ જ નહોતો.

શકટારની સ્મરણશક્તિ અતિ પ્રબળ હતી. તેણે લગભગ પંદર વર્ષ પૂર્વે ચાણુક્ય પાસેથી યુદ્ધના વિષયની સમસ્ત કૂટનીતિના સિદ્ધાંતો સાંભળી લીધા હતા, તથાપિ તેના ભાગ્યનું વિચિત્ર પરિવર્તન થવા છતાં, આવું દૈહિક કષ્ટ ભોગવવા છતાં અને અન્નના અભાવે ક્ષીણ થઇ જવા છતાં, તેની સ્મૃતિમાંથી તે સિદ્ધાંતોનો એક અંશ પણ વિસ્મૃત થયો નહોતો.

એક સ્વાધીન રાજ્યના મંત્રી પદપર પ્રતિષ્ઠિત થયા પછી શકટાર પોતાની જવાબદારીની ખાસ સંભાળ રાખવા લાગ્યો. તેણે પોતાની સ્મરણશક્તિને કેળવીને, ધીમે ધીમે ઘણા દિવસ પહેલાં સાંભળેલા તે કૂટનીતિના સૂત્રો અથવા સિદ્ધાંતોનું બરાબર સ્મરણ કરવા માંડ્યું.

એક સાધારણ શક્તિની સાથે પ્રબળ શક્તિનો સંઘર્ષ થવાથી, દુર્બળ પક્ષે શી રીતે પોતાની આત્મરક્ષા કરવી જોઇએ, તેના નિયમો શકટારનામાં પ્રથમથીજ પરિસ્ફુટ થઈ ચૂક્યા હતા. ધીમે ધીમે તેણે આલોચના દ્વારા તે નિયમોને વિશેષ પરિસ્ફુટ કરી દીધા.

તેણે મનમાં ને મનમાં જ વિચાર્યું કે;—"જ્યાં સુધી ચાણુક્યની સાથે મારો પુનઃ મેળાપ નહિ થાય, ત્યાં સુધી હું વિજયી થઈ શકીશ નહિ." આમ વિચાર કરીને તેણે ચંદ્રગુપ્ત તથા સમરકેતુને પોતાનો મનોભાવ જણાવ્યા વિના જ, પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરવાનો આરંભ કર્યો.

જાસૂસ અથવા ગુપ્તચરજ મંત્રી અને રાજાનાં નેત્ર સમાન છે. શત્રુ પક્ષની અંદરની વાર્ત્તા જાણવા માટે, એવા ચતુર જાસૂસોની સહાયતાની ઘણીજ જરૂર પડે છે. આમ ધારીને શકટારે ચંદ્રગુપ્તને, એ વાર્ત્તા વિદત કરી દીધી અને ચંદ્રગુપ્તે પ્રત્યુત્તરમાં જણાવ્યું કેઃ-" મારા બે વિશ્વાસુ જાસૂસોને, મેં આ પહેલાંજ મગધની સર્વે માહિતી મેળવવા માટે મોકલી આપ્યા છે, અને ચન્ડભૈરવ તથા કૌશિક નામે બીજા બે જાસૂસો, અદ્યાપિ આ મલયપૂરના મહાલયમાં હાજર છે. જો આપને જરૂર હોય તો, તેઓને બોલાવી મંગાવું. "

શકટાર ચંદ્રગુપ્તના નીમેલા બન્ને જાસૂસોને, રાજ્યના અન્યાય કાર્યો કરવા માટે રાખી લેવાને કબૂલ થયો. એટલે તરતજ ચંડ અને કૌશિકને બોલાવી મંગાવવામાં આવ્યા. શકટાર ચંદ્રગુપ્તને વિદાય કરીને તે જાસૂસોની પરીક્ષા લેવા માટે તૈયાર થયો.

પ્રથમ તેણે ચંડભૈરવને ઉદ્દેશીને કહ્યું કેઃ-" ચન્ડ ! તમને હું એક અતિ ભયંકર કાર્ય કરવા માટે મગધ તરફ મોકલવા માગું છું. તમારે પ્રથમ મગધના રાજમહાલયમાં જવું પડશે અને ત્યાં આગળ જઇને જોઈ આવવું પડશે કે મહારાજ ધનનંદે સ્વર્ગીય મહારાજ મહાપદ્મનંદની શ્રાદ્ધક્રિયામાં પુરોહિતના પ્રધાન પદપર કયા બ્રાહ્મણને આરૂઢ કર્યો છે ? વળી મગધમાંથી પાછા ફરતી વેળાયે રાજધાનીના મહાલયમાં વસતા કુમારપાલ નામક એક પુરુષનો પતો મેળવી લાવવો પડશે. એ કુમારપાલ પ્રથમ મગધ રાજ્યના એક ગુપ્તચર તરીકે કાર્ય કરતો હતો. પરંતુ અત્યારે વૃદ્ધાવસ્થાના યોગે તેને રાજ્ય તરફથી અમુક રકમ મળે છે અને તે રકમ દ્વારા તે પોતાનું ગુજરાન ચલાવી રહ્યો છે. હું તમને મારા નામવાળી એક અંગુઠી તથા એક પત્ર આપીશ, તે તમે તેને બતાવજો અને મારી હાલની સ્થિતિનો સર્વે વૃત્તાંત પણ સાથેજ કહેતા આવજો. મારા પત્રમાં લખેલી સર્વે વસ્તુઓ હું તમને જણાવી દઇશ. "

આ સાંભળીને ચંડ શટકારની ચરણ-રજ લઇને બોલ્યો કેઃ- માન્યવર મંત્રીજી ! મગધની રાજધાની પાટલિપુત્રમાં એક ધનવાન શેઠ રહે છે. રાજદરબારની સાથે તે શેઠનો સારો સંબંધ છે. વખતો વખત રાજમંત્રી રાક્ષસ તેની પાસેથી દ્રવ્ય આદિ મેળવ્યા કરે છે. અને તે શેઠ મારા ભગિનીપતિ થાય છે. હું જેટલીવાર પાટલીપુત્ર ગયો છું, તેટલી વાર તેમને ત્યાંજ રોકાયો છું. તેમને અને મારે ગાઢ પરિચય

હોવાથી, તથા તેઓ રાજ્યના એક પ્રતિષ્ઠિત પુરુષ હોવાથી હું તેમની પાસેથી પાટલિપુત્રના સર્વ સમાચાર લાવી શકું તેમ છું. "

શકટાર ચંડની આવી યુક્તિપૂર્ણ વાર્તા સાંભળીને અતિ સંતુષ્ટ થયો અને કહેવા લાગ્યો કે;–" તમારે માત્ર બે દિવસમાંજ એ સમાચાર લાવી આપવા પડશે. સ્વર્ગીય મહારાજનું વાત્સરિક કાર્ય થયા પહેલાં એ સમાચાર જાણી લેવાની મને ખાસ આવશ્યકતા છે."

ચંડ પ્રસન્ન મુખથી બોલ્યો:–" આપનો આશીર્વાદ છે, તો હું તે કાર્યને ફળીભૂત કરી શકીશજ. હું મહાકાલનો ખાસ અનન્ય સેવક છું. દેવતા પણ બ્રાહ્મણના આશીર્વાદથી અત્યાર સુધી કદાપિ કોઈ કાર્યમાં નિષ્ફળ નિવડયા નથી. તો મને પણ જણાય છે કે, હું તે શક્તિની સહાયતાથી અવશ્ય આ વિષયમાં સફળતા મેળવીજ શકીશ. "

રાજમંત્રી શકટારે તરતજ પાસેના એક ઓરડામાં જઇને ઉતાવળથી એક પત્ર લખી નાખ્યું અને તેના પર પોતાની છાપ મારીને તે ચંડના હાથમાં સોંપી દીધું. પત્ર આપતી વેળાયે તેણે ચંડને કહી દીધું કે:–" કાલે પ્રભાતમાંજ તમે એક તેજસ્વી અશ્વપર આરોહણ કરીને, પાટલિપુત્ર તરફ રવાના થાઓ. હું તમને પૂરા બે દિવસનો સમય આપું છું, તે અવસરમાં તમે જે જોખમકારક કાર્ય કરવા માટે તત્પર થયા છો, તે કાર્ય સફળ કરીને વેળાસર મારા જરુરી સમાચાર લાવીજ આપશો, એવી હું આશા રાખું છું. "

ચંડ, મંત્રીવર્ય શકટારની ચરણરજ લઇને, તે ઓરડામાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી શકટારે કૌશિકને સંબોધીને કહ્યું કે:–" કૌશિક ! તમે અત્યારે જરા વિશ્રાન્તિ લ્યો. ચંડ જ્યારે તેને બતાવેલા કાર્યમાં સફળતા મેળવી આવશે, ત્યાર પછી તમને જાસૂસનું એક જોખમ ભરેલું કાર્ય સોંપવામાં આવશે.

કૌશિક, મંત્રી શકટારને પ્રણામ કરીને વિદાય થયો. ત્યાર પછી શકટાર તે ઓરડામાંજ બેસીને એક પ્રકારની ચિન્તામાં નિમગ્ન થઇ ગયો. તે મનમાં ને મનમાં બોલવા લાગ્યો કે:–" યત્ન અથવા પરિશ્રમથી હું શું નહિ કરી શકું ? ઘણા દિવસ સુધી કોઇપણ પ્રકારનો પરિશ્રમ કર્યા વિનાજ બેસી રહ્યો છું. પરંતુ અત્યારે મારી સંયમિત શક્તિની સહાયતાથી એકવાર જોવું જોઇએ કે, આજે પણ મારી તે કાર્યકરી શક્તિ પૂર્ણ પ્રકારે ખીલી ઊઠી છે કે નહિ ? ભગવાન મહાકાલની કૃપાથી જો ચંડ મને મારા એ જરૂરી સમાચાર લાવી આપશે

તો પછી હું મારાથી કેટલું કાર્ય કરી શકાશે, તેનું તારતમ્ય કાઢી શકીશ.

"હું માત્ર પ્રબળ અગ્નિને પ્રાપ્ત કરવાનીજ ઇચ્છા રાખું છું. આ કુટિલ **ચાણક્યનો** ક્રોધજ સાક્ષાત્ તે અગ્નિ સ્વરૂપ છે. મારા મનમાં જે સંકલ્પનો ઉદય થયો છે, તેની સહાયતાથી જો હું ધનનંદ પર એ મહાશક્તિમાન્ ચાણક્યનો ક્રોધાગ્નિ પ્રજ્વળિત કરી શકીશ, તો પછી તરતજ તેનો નાશ કરી શકીશ."

"ચાણક્યના સ્વભાવને હું સારી રીતે જાણું છું. મારો દૃઢ વિશ્વાસ છે કે, તેના જેવો દૃઢપ્રતિજ્ઞ, બંધનહીન અને બળવાન પુરુષ આ મગધ રાજ્યમાં બીજો કોઇજ નથી. ચાણક્યની સ્વભાવસિદ્ધ પ્રકૃતિ અતિ શાંત અને કરુણામય છે! પારકાનું દુ:ખ ભાંગવામાં તે આત્મ આહુતિ આપીને સહાયતા કરે તેવો છે! તેનું પ્રમાણ હું અને લલિતાજ છીએ. જેનાપર તે પ્રસન્ન થાય છે, તેના ઉપકાર અને કલ્યાણ માટે તે પોતાનું જીવન પણ આપી દે તેવો છે. અને જેના તરફ કોપિત થાય છે તેનો ગમે તે ઉપાયે તે નાશ કર્યા પછીજ શાન્ત થાય છે. સર્પદંશનું વિષ જેવી રીતે મનુષ્યના શરીરમાં એકદમ સંચારિત થઇને તેને મૃત્યુવશ કરે છે તેવીજ રીતે ચાણક્યનો સ્વભાવ પણ સર્પદંશના ભયાનક વિષ સમાન છે. તે ધીર, સ્થિર, ધીમાન્ અને મહા પંડિત હોવા છતાં, અત્યાચાર અથવા અનાચારનો વિસ્તાર કરનાર વ્યક્તિના કાળ સમાન છે. તેના જેવી આત્માભિમાની વ્યક્તિ, મેં જવલ્લેજ જોઇ છે. જો કોઇ રીતે તેના માનનો ભંગ થાય છે, તો તે કાળ સર્પની પેઠે ક્રૂદ્ધ બની જાય છે. ક્ષમા એવો કોઇ શબ્દજ, તેના કોષમાં અસ્તિત્વ ધરાવતો નથી.

"ઇંધન તૈયાર છે, પરંતુ અગ્નિનોજ અભાવ છે! શક્તિ વિદ્યમાન છે, કિન્તુ સાહસનીજ ન્યૂનતા છે. તેજ તૈયાર છે, પણ દહનશક્તિનીજ ખામી છે. પરંતુ એ ચાણક્યજ મારા અગ્નિ, શક્તિ અને દહનતા આદિની ન્યૂનતાને પૂર્ણ કરી શકે તેમ છે. એ ચાણક્યને કોઇ પણ ઉપાયે મગધેશ્વરની વિરૂદ્ધમાં ઉત્તેજિત કરવાથી, હું અવશ્ય મારા મનોરથને સફળ કરી શકીશ. શા માટે નહિ કરી શકું? અવશ્ય કરી શકીશજ. મનુષ્યના મસ્તિષ્કમાં અશક્ય શબ્દનો આવિર્ભાવ થાય એ કેવળ તેની નિર્માલ્યતા અથવા કાયરતાનુંજ પરિણામ છે. મુનિવર્ય વિશ્વામિત્રના તપના પ્રભાવે નવીન સૃષ્ટિનો ઉદ્દ્ભવ થયો હતો, તો પછી

મારી મનોકામનાને હું શામાટે પૂર્ણ નહિ કરી શકું ? પાંચ સાત વર્ષની બાલવયના ધ્રુવે જ્યારે આકાશ મંડળમાં અવિચળ પદવીને પ્રાપ્ત કરી, ત્યારે હું ઇશ્વિરપર દૃઢ શ્રદ્ધા રાખીને મારા ઉદ્દેશને કેમ નહિ પાડી શકું ? આમ કરવા છતાં જો હું કદાચિત્ કાળના કઠિન યોગે મારા કાર્યમાં નિષ્ફળ નિવડીશ, તો પછી ચિરકાળને માટે વિસ્મૃતિના ઉંડા ઉદધિમાં ડૂબી જઇશ અને મારા અસ્તિત્વને હું પોતેજ પૃથ્વીના પટપરથી નાબૂદ કરી નાંખીશ. ”

“ આવ ! આવ ! ઓ સમસ્તવિશ્વને તારા નામથી કંપાવનારા પાપ ! આવ અને મારા આ હૃદયમાં તારો સંચાર કર. અરે ઓ દુષ્ટા સરસ્વતી તું પણ મારા કંઠાગ્રે આવી જા અને તારી પ્રબળ શકિતને પ્રસારી જા. ભયંકર લેખાતી નિષ્ઠુરતા આવ તું પણ મારા હૃદયમાં પ્રવેશ કર અને તારી કમકમાટ ઉપજાવનારી ભયંકર શકિતને સત્વર ફેલાવી દે. અરે ઓ સ્મશાનવાસી ભૂતો અને પિશાચો ! તમે તમારી સહચરીઓ પિશાચિકા અને ડાકિનીઓને સાથે લઇને મને મારા માગદર્શક તરીકે સહાયતા આપવા માટે એકદમ દોડી આવો ! ભયાનક વીરપુરુષોના હૃદયને હચમચાવી મૂકનારા અને જગતમાં ભયંકર હાય પોકરાવનારા કરાળ કાળ તું સત્વર મારી પાસે દોડયો આવ અને તારા ક્ષુધાતુર ઉદરને શાંત કરી જા. હું એક ભીષણ શોણિત યજ્ઞનું અનુષ્ઠાન કરવા ધારૂં છું, માટે તમે સર્વે સત્વર તમારી વાસનાઓને તૃપ્ત કરવા માટે તૈયાર થઇ જાઓ. હું નરમાંસનું લ્હાણું કરવા ધારૂં છું, માટે હે માયાવિની જોગણીઓ તમે તમારાં ખપ્પર ભરવા માટે એકદમ મારી પાસે દોડી આવો. અરે ઓ રક્તપિપાસુ શયતાનો ! તમે પણ તમારી મનોકામનાને સફળ કરવાની ચેષ્ટા કરો ! પૃથ્વીપર વસતા શૃગાલ આદિ હિંસ્ર જાનવરો તમે પણ રક્તની સરિતાનું પાન કરવા માટે, મનુષ્યના અરે ! સાક્ષાત્ પૃથ્વીપતિના માંસનું ભક્ષણ કરવા માટે મારી પાસે આવો. તમે બધાં મારા વિજયની શુભાકાંક્ષાને તમારા હૃદયમાં ધારો. જો હું તેમાં સફળતા મેળવી શકીશ, તો તે યજ્ઞક્ષેત્રમાં તમારી રક્તપિપાસાને તથા માંસભક્ષણની આકાંક્ષાને તૃપ્ત કરીશ. ”

આ પ્રમાણે ભયંકર શબ્દોનો ઉચ્ચાર કર્યા પછી શકટાર તે ઓરડામાં ચંચળતાથી ટહેલવા લાગ્યો. વાયુના વેગથી ઉછળતા સાગરમાં જેવી રીતે અસંખ્ય તરંગો ઉછળે છે અને પાછાં શમી જાય છે, તેવીજ રીતે શકટારના હૃદયમાં પણ અનેક ચિન્તારૂપી તરંગો ઉછળવા લાગ્યા અને પુનઃ પાછા શમવા લાગ્યા.

શકટાર હૃદયની ઉત્તેજનાથી ક્યારેક, ક્રોધ સૂચક ભાવોને પોતાના મુખપર લાવતો હતો તો કોઈ વેળાયે દઢતાથી પોતાના હાથની મુઠ્ઠીઓ વાળી લેતો હતો. ક્યારેક તેના તે પ્રૌઢાવસ્થાની રેખાથી મંડિત થયેલા મુખપર, યૌવનની સૂચના આપનારી એક પ્રકારની ઉત્તેજનાનો આવિર્ભાવ થઈ આવતો હતો.

આવા ભીષણ સમયે હાસ્યમુખી લલિતા, તેના ઓરડાના દ્વાર આગળ આવીને ઉભી રહી. પરંતુ તે પોતાના સ્વામીની વિચિત્ર અવસ્થા જોઇને ચમકી ઉઠી. તેની આવી ઉત્તેજિત સ્થિતિ જોઇને તેનાથી તે ઓરડામાં પ્રવેશ કરવાનું સાહસ થઇ શક્યું નહિ. તેથી તે દ્વાર આગળ ઉભી રહીને જ શકટારની સર્વ સ્થિતિનું બરાબર અવલોકન કરવા લાગી.

શકટારનું ઉત્તેજિત હૃદય જરાક શાન્ત થયું અને મુખપરથી વિષાદની છાયા જરા ઝાંખી પડી, ત્યારે લલિતાએ તે ઓરડામાં પ્રવેશ કરીને કહ્યું કે;—" પ્રાણાધાર ! તમારા હૃદયમાં આજકાલ કઇ ચિન્તા પિશાચિકાએ પ્રવેશ કર્યો છે વારુ, તે જરા જણાવી દ્યો. હજી પણ તમે આટલા બધા અધીરા બની ગયા છો ? આ પ્રમાણે ઉત્તેજિત થઇ રહ્યા છો ? આ ચિન્તા કરવાથી ક્યાં સુધી તમારૂં જીવન ટકી શકશે, તેનો જરા વિચાર કરો. "

લલિતાના વીણાના જેવા સુકોમળ કંઠસ્વરે, શકટારની સ્વાભાવિક સ્થિતિનું પરિવર્તન કરી નાખ્યું. તરતજ તેના ઉત્તેજનાથી આકુલ થયેલા હૃદયમાં શાન્તિ સુધાનો સંચાર થયો.

તેણે હસતા મુખથી કહ્યું:—" મારા હૃદયમંદિરની ભુવનમોહિની લલિતા સુંદરી ! મને આ વિશ્વમાં કેવળ એક જગદાધાર સિવાય, અન્ય કોઇનો પણ ભય છે જ નહિ. હું જ્યાં સુધી જાણી શકું છું, ત્યાં સુધીનો વિચાર કરવાથી મને તારા વૈધવ્યની સૂચનાનાં કાંઈ લક્ષણોજ જણાતાં નથી. આ દસ વર્ષ સુધી હું અત્યાચારી રાજમંત્રી રાક્ષસના અનેક અત્યાચારો સહન કરતો આવ્યો છું, એ વાર્તા તો તને વિદિત જ છે. ભગવાનનો એવો જ અભિપ્રાય છે કે, હું તે નરપિશાચના એ સર્વ અત્યાચારનો બદલો લઇશ શકીશ. તે ઉપરાંત તે દયાળુ દાતાએ તારા જેવી શક્તિમયી સ્ત્રીને મારી ધર્મપત્ની કરી આપી છે. અને તેથીજ તું આવા અદ્દભુત ઉપાયોથી મારા જીવનની રક્ષા કરવાને સમર્થ થઇ શકી છે. એ અત્યાચારનો પ્રતિશોધ લીધા વિના, અને જે કારાગૃહમાં તે નરાધમ રાક્ષસમંત્રીએ મને કેદ કરી રાખ્યો હતો, તેજ

કારાગૃહમાં તેવીજ દુઃખમય દશામાં તેને રાખ્યા વિના, કોઇ પણ રીતે મારું મૃત્યુ થવાનું નથી !”

“જરા વિચારી જો કે, પરમકૃપાળુ પરમાત્મા મારાપર કેવો દયાવાન છે. જે સ્થિતિમાંથી તેં મને કારાગૃહમાંથી બચાવ્યો છે, મને નવીન જીવનનું દાન આપ્યું છે, તેજ અવસ્થામાં હું ભગવાનના આ વિશાળ સંસારમાં સંપૂર્ણ રીતે સહાયતાહીન અથવા નિરાધારજ હતો. માત્ર ઉંચે આભ અને નીચે ધરતીજ મારી રક્ષા કરનાર હતાં. પરંતુ લલિતા તું જરા વિચારી જો કે, ભાગ્યચક્ર અત્યારે મને કયાં આગળ ઘસડી લાવ્યું છે. જે સમયે તારા જેવી મનોહરા અબળા, મને હવા નાખવા અથવા વ્યજન કરવાને હાજર નહોતી, તે સમયે તે દયાળું ઇશ્વરે પવન દેવતાને તે કાર્ય સોંપીને મને શીતળતાનો અનુભવ કરાવ્યો હતો. જે સમયે હું મરણના મુખમાં આવી પડયો હતો. તે સમયે તે માયાળુ ભગવાને તારા તથા ચંદ્રપાલના હૃદયમાં દયાનો સંચાર કરાવીને મને તેમાંથી બચાવી લીધો હતો. જે સમયે સ્મશાનમાં તું મારા શબની વ્યવસ્થા કરવાના કાર્યમાં ગમરાઇ ગઇ હતી, તે સમયે અંતર્યામી અવનીપતિએ ચાણુક્યના હૃદયમાં સહાયતા કરવાની પ્રેરણા કરી. મારા શબને પુનઃ જીવિત કરવાની ચેષ્ટા તેજ મહાનુભાવ ચાણુકય દેવ પાસે કરાવી હતી. આ સર્વ ઘટનાઓ આપણને શું બતાવી આપે છે કે, ઇશ્વર કૃપાળુ છે, નિરાધારનો આધાર છે. તેનામાં દૃઢ વિશ્વાસ રાખનારનું રક્ષણ કર્તા છે. અત્યારે તે જગતપતિની કૃપાથી જ એક શકિતવાન નરપતિ અને એક પ્રતિમાવાન્, વીર્યવાન રાજપુત્ર મારા સહાયક થયા છે. મારા પોતાના પક્ષમાં અસ્ત્ર ધારણ કરનાર એક પણ યોદ્ધો વિદ્યમાન ન હોતો, પરંતુ અત્યારે હું મહાકાળની કૃપાથી, પચાસ હજાર પહાડી સૈનિકોની સહાયતા મેળવી શકયો છું. વિના પરિશ્રમે અને વિના યાચનાએ, હું આ સ્વાધીન પહાડી રાજ્યના મંત્રી પદને પ્રાપ્ત કરી શકયો છું. તેમ છતાં લલિતા, મારી મનસ્કામના કેમ પૂર્ણ નહિ થાય ? તારા જેવી સાક્ષાત્ શકિતસ્વરૂપિણી રમણી જ્યારે મને સહાય છે, ત્યારે મારી મનોવાસના શા માટે સફળ નહિ થાય, વારુ લલિતા ?”

લલિતા પોતાના સ્વામિની યુકિતયુકત કથાનું કોઇપણ પ્રકારે ખંડન અથવા પ્રતિવાદ કરી શકી નહિ. તેણે માત્ર એટલું જ જણાવ્યું કે;—“ પ્રિયતમ શકટાર ! અત્યારે આપ પ્રતિહિંસાની કલ્પનાનો ત્યાગ કરીને, બુભુક્ષુ જીવાત્માને કેટલીક આહુતિ આપવાનો યત્ન કરો. રાત્રિ ઘણી જ વીતી ગઇ છે, માટે હવે હું કેટલીકવાર સુધી તમારે માટે ભોજન લઇને ઉભી રહું વારુ ? ”

શકટારે, લલિતાને આવેગપૂર્ણ ગાઢ આલિંગનથી જકડી લઇને કહ્યું કે;—" નહિ—નહિ. હું હવે તને વિશેષ કષ્ટ નહિ આપું. પરંતુ એક વાર્તાના મેં કાલે આખી રાત વિચાર કર્યા કર્યા છે. તારી આગળ મારૂં કાંઇ પણ ગુપ્ત રહસ્ય મેં છુપાવ્યુંજ નથી. તેથી જો તારી ઇચ્છા હોય અને તે સંબંધમાં તું જુઠ્ઠી કલ્પના ન કર તો, હું તને તે વાર્ત્તા કહી સંભળાવું.

" કઈ વાર્ત્તા કહેવા ધારો છો વારુ ? "

" તેં તે રૂપવતી તડિતાને તો જોઇ હશે ખરુંને ? "

" હા—ઘણીજ સારી રીતે. પરંતુ આજે આટલી બધી લાંબી મુદ્દતે તેને સંભારવાનું કાંઈ કારણ ? શું પુનઃ મારા પ્રબળ ભાગ્યને ખંડિત કરીને સપત્નીની ચિનગારી મૂકવા ધારો છો ? "

" ના—ના, તું આવી જુઠ્ઠી કલ્પના કરીશ અથવા વ્યર્થ શંકાનું આરોપણ કરીશ એમ ધારીને હું ચૂપજ બેસી રહ્યો હતો. પરંતુ હવે મારા કોઇ ગૂઢ ઉદ્દેશની સિદ્ધિને માટેજ, તેની ખાસ જરૂર પડવાથી મારે તેને સંભારવી પડી છે. તેને અહિં લાવવાની કાંઈ વ્યવસ્થા થઇ શકશે ખરી કે ? "

" હા, કદાચિત્ થઇ શકશે. તમારો બુદ્ધિમાન સાળો ચંદ્રપાલ અવશ્ય તેની તપાસ રાખ્યા કરે છે. તેની પાસે એક અનુચરને મોકલવાથી તડિતાના સર્વ સમાચાર સ્હેલાઇથી મળી શકશે. "

શકટારે કહ્યું કે;—" લલિતા ! તેં ઠીક સ્મરણ કરાવી આપ્યું છે. અત્યારે હું તો આ પહાડી રાજ્યનો પગારદાર મંત્રી છું. પરંતુ તારા જેવી પ્રત્યક્ષ બુદ્ધિશાલિની મંત્રીને હું એક કોડી પણ આપતો નથી. એ મારો અપરાધ છે અને તેની તું ક્ષમા આપજે. કાલેજ હું ચંદ્રપાલ પાસે એક અનુચરને મોકલી આપીશ. લલિતા ! એટલું તો નિશ્ચિંત જાણી રાખજે કે, મેં એક અતિ ભયાનક કાર્ય કરવાનો સંકલ્પ કર્યો છે અને તે કાર્યને સફળ કરવામાં જે કાંઇ જરુર પડશે, તે જરૂર ગમે તેવી નીચ અને બીભત્સ હશે, તો પણ હું કોઇ પણ પ્રકારે તેનાથી કંટાળો પામીશ નહિ. એ તડિતાની મને સત્વર જરૂર પડશે, એટલે હું તેનો પત્તો પણ સત્વરજ મેળવીશ અને જ્યારે તેનો પત્તો મેળવી શકીશ તથા તેને મારા કાબૂમાં લાવી શકીશ, ત્યારે તરતજ તને જણાવી દઇશ."

આ પ્રમાણે કથોપકથન કર્યા પછી શકટાર અને લલિતા તે ઓરડાનો ત્યાગ કરીને બીજા ઓરડામાં ચાલ્યાં ગયાં.

---

# પ્રકરણ ૪ થું

—:૦:—

## ચંડનું ચાતુર્ય

ગત પ્રકરણમાં દર્શાવેલી સર્વ ઘટનાઓ વીત્યા પછી, પૂરો એક દિવસ વીતી ગયો હતો. એ એક દિવસ શકટારના પક્ષમાં એક યુગ સમાન ભાસતો હતો. તે ઉત્સુકચિત્તે ચંડના પ્રત્યાગમનની પ્રતીક્ષા કરી રહ્યો હતો.

ચંડ એક ચતુર જાસૂસ હતો. તે પોતાની શક્તિનો વિચાર કર્યા વિના કોઇ મહત્ત્વપૂર્ણ કાર્યનો ભાર પોતાના શિરપર ઉઠાવતો નહોતો. તે મુખથી જે બોલતો હતો. તેને પ્રત્યક્ષ અમલમાં લાવી બતાવતો હતો, અને તે પ્રમાણે તે પોતાના પરમઆત્મીય શેઠને ત્યાં જઇને સર્વ સંવાદ લઈ આવ્યો.

શકટારની સાથે કરેલા કરાર મૂજબ તે વેળાસર મલયપૂર તરફ ચાલ્યો આવ્યો. તે દિવસે તેને અતિ પરિશ્રમ કરવો પડયો હતો, તેથી તે પોતાને ત્યાં કેટલીકવાર સૂધી આરામ લઇને, જરૂરી વસ્તુઓ સાથે, શકટારના આલયમાં આવી લાગ્યો.

ચંડને આવેલો જોઇને શકટાર પૂછ્યું કે;—" ચંડ ! શા સમાચાર લાવ્યા છે ? "

ચંડે ઉત્તર આપ્યું;–" મહાશય, અતિ શુભ સમાચાર લાવ્યોછું."

શકટારે પૂછ્યું કે;–" તમારા હસતા મુખપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, અવશ્ય તમે કોઈ શુભ સમાચાર જ લઇ આવ્યા હોવા જોઇએ. પરંતુ મેં કહી હતી તે મુદ્રા લઈ આવ્યા છો કેમ ? "

ચંડે ઉત્તર આપ્યું કે;–" મહાશય, લ્યો આપની મંગાવેલી મુદ્રા. મુદ્રા આપતી વેળાયે કુમારપાલે પ્રથમ તો સહજ આનાકાની કરી હતી. તેમજ પાટલિપુત્રમાં સર્વ સ્થળે એવા પ્રકારના જ સંવાદ ફેલાઇ ગયા છે કે, મગધરાજ્યના પુરાતન મંત્રી શકટારનું અવશ્ય મૃત્યુજ થયું છે. પરંતુ તે બહુદર્શી કુમારપાલને મેં જ્યારે આપના સંબંધની સર્વ ઘટનાઓ તેમની આગળ વિદિત કરી દીધી અને આપે આપેલું પત્ર તેમના હાથમાં આપીને આપની નિશાની વાળી મુદ્રિકા બતાવી આપી, ત્યારે જ તેમણે મારા પર સંપૂર્ણ રીતે વિશ્વાસ કરીને આપે મંગાવેલી વસ્તુઓ મને આપી છે.

શકટારે પૂછ્યું કે;–" તેમણે કાંઇ વિશેષ સંદેશો કહેવરાવ્યો છે ખરો કે ?"

ચંડે ઉત્તર આપ્યું:—" આપે મને જે મુદ્રિકા આપી હતી તે જોઇને તેમણે કહ્યું કે:–" હા, હવે મને સંપૂર્ણ ખાત્રી થઇ ચૂકી છે કે, અદ્યાપિ શકટાર જીવિત છે, કારણ કે, આ મુદ્રિકા મેં પોતે જ તેમને બક્ષીસ તરીકે આપી હતી. આ મુદ્રિકામાં જડેલો હીરો અતિ કીમતી અને અપ્રાપ્ય છે."

શકટાર બોલ્યો:—" રાજમહાલયના શા સંવાદ છે, વારુ ?"

" સ્વર્ગીય મહારાજાના વાત્સરિક શ્રાદ્ધની ક્રિયા હવે ચાર પાંચ દિવસમાં સમાપ્ત થઇ જશે. હાલમાં રાજધાનીને સારી રીતે શૃંગારવામાં આવી છે અને રાજમહાલયના વિશાળ ચોકે અશ્વમેધ યજ્ઞશાળાનો આકાર ધારણ કર્યો છે. રાજાનો સાળો કુપટક સર્વ પ્રકારની તૈયારીઓ કરાવી રહ્યો છે. તેની અત્યારની સ્થિતિ જોતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે, જાણે શ્રાદ્ધ સભાને સુસજ્જિત કરવાનો અને તે સંબંધી સર્વ પ્રકારની વ્યવસ્થા કરવાનો ભાર તેના શિરપર જ આવી પડયો છે." ચંડે ઉત્તર આપ્યું.

શકટારે પૂછ્યું:—" યુદ્ધને માટે કાંઇ ચળવળ ચાલી રહી છે ખરી કે ?"

ચંડે કહ્યું:—" તે સંબંધી વિશેષ કાંઇ સમાચાર મળી શક્યા નથી, તથાપિ એટલું તો અવશ્ય સાંભળી શકયો છું કે, પાટલિપુત્રના દુર્ગમાં અને નળાન્દાના કિલ્લામાં અસંખ્ય સૈનિકો એકઠા થવા લાગ્યા છે. મારા પરિચિત શેઠ મહાશય તે સૈનિકોની એક ટુકડીની સરભરા કરવાના કાર્ય માટે નિયુક્ત થયા છે, તેમના દ્વારા હું આ સંવાદ મેળવી શકયો છું. તેમણે મને કહ્યું હતું કે, ઓછામાં ઓછા પચાસ હજાર સૈનિકો, રાજધાનીમાં એકઠા થઈ ચૂકયા છે અને દિનપ્રતિદિન નવીન સૈનિકો આવતા જ જાય છે."

શકટારે કહ્યું:—" બીજા કાંઇ નવીન સમાચાર મેળવી શકયા છો ખરા કે ? એ અશ્વમેધયજ્ઞના મુખ્ય પુરોહિતનું પદ કોને મળવાનું છે, તથા સર્વથી વિશેષ દાન કઇ વ્યક્તિને પ્રાપ્ત થવાનું છે, એ વિષયની કાંઇ તપાસ કરી આવ્યા છો ?"

ચંડે ઉત્તર આપ્યું:—" પ્રભુ ! તે સંવાદ મેળવવામાં પણ મેં કશી ન્યૂનતા રહેવા દીધી નથી. મુખ્ય પુરોહિતને એક સુવર્ણજડિત

પલંગ, એક બળવાન હાથી, એક સુંદર અશ્વ, પચાસ વિઘા જમીન, પચાસ લાખ રૂપિયા રોકડા અને કેટલાક હીરા આદિ આપવાનું નક્કી થઇ ચૂક્યું છે.

શકટારે જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું કે;—" એ સર્વ તો જાણ્યું, પરંતુ તે દાન કઇ વ્યક્તિને આપવાનું છે અથવા તો પ્રધાન પુરોહિતનું પદ કયા પુરુષને આપવાનું ઠરાવ્યું છે, તે સંબંધમાં તમે કાંઇ જાણી શક્યા છો ખરા કે નહિ ?"

ચંડે કહ્યું:—" મેં સાંભળ્યું છે કે, રાજમંત્રી રાક્ષસે તે પદ તથા દાન આપવા માટે સાર્વભૌમ મહાશયને જ યોગ્ય ગણ્યા છે. શેઠ મહાશયના હાથથીજ એ દાન માટે ઠરાવેલા મણિ-મુક્તા અને સુવર્ણ પલંગ આદિ આપવાનું ઠરાવ્યું છે, એટલે હું તેમની પાસેથી જ આ સર્વ વાતો જાણી શક્યો છું."

શકટારે પૂછ્યું કે;—" એ શેઠ મહાશયને તમે મારા સંબંધમાં કાંઇ વાતચીત કરી હતી ખરી કે ?"

ચંડે ઉત્તર આપ્યું:—" ના, જી આપે મને નિષેધ કરેલો હોવાથી મેં આપના વિષયમાં એક અક્ષર પણ ઉચ્ચાર્યો નથી. માત્ર કુમારપાળ આગળ જ મેં આપનો સર્વ વૃત્તાંત વિદિત કર્યો છે, તેથી તેના વિના અન્ય કોઇ પણ વ્યક્તિ આપના અસ્તિત્વ સંબંધી કશું પણ જાણી શકી નથી."

શકટારે કહ્યું:—" તમે જે કર્યું છે, તે ઘણુંજ સારૂં કર્યું છે. તમે અતિ બુદ્ધિમાન્, અતિ સાવધ અને ચતુર પુરુષ છો તથા એક જાસૂસને શોભાવે તેવાં સર્વ સુલક્ષણો અને સદ્‍ગુણોથી મંડિત છો, એ જોઇને મને અતિ આનંદ થાય છે. હું તમારા કાર્યથી અતિ સંતુષ્ટ થયો છું. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો. હું રાજકુમાર ચંદ્રગુપ્ત અને રાજા સમરકેતુને કહીને તમને સારી રીતે સન્માનિત બનાવીશ."

ચંડ બોલ્યો કે;—" મંત્રીવર્ય, હું આપના માટે અન્ય એક વસ્તુ પણ લેતો આવ્યો છું. આપ સ્વર્ગીય મહારાજાના મંત્રી હતા તેથી તેમના વાત્સરિક કાર્યમાં આપને આમંત્રણ ન મળે, એ ઠીક કહેવાય નહિ, એમ ધારીને હું એક આમંત્રણપત્રિકા મેળવતો આવ્યો છું."

શકટારે હસીને કહ્યું:—" સારૂં :થયું. પરંતુ તે પત્રિકા ક્યાં છે વારુ, જરા બતાવો તો ખરા.

ચંડે એક પીળા રંગની પત્રિકા બહાર કાઢીને શકટારના હાથમાં

આપી. એ પત્રિકા ખરેખર સ્વર્ગીય મહારાજાની શ્રાદ્ધક્રિયાની આમંત્રણ પત્રિકા જ હતી અને તેનાપર મગધરાજથી મોહોર છાપેલી હતી.

એ પત્ર વાંચ્યા પછી **શકટાર**ના મુખપર એક પ્રકારના હર્ષની પ્રકાશિત પ્રભા ઝળકવા લાગી. તેણે હાસ્યના આવેશમાં આવીને ઘણા જ કોમળ સ્વરથી કહ્યું કે;—" **ચંડ** ! તમે હવે જરા વિશ્રાંતિ લ્યો. પરંતુ બે દિવસ પછી તમારે મારી સાથે પુનઃ **પાટલિપુત્ર** તરફ આવવું પડશે. માટે તૈયારીમાં જ રહેજો. "

**શકટાર**ની આવી વાર્ત્તા સાંભળીને **ચંડે** અતિવિસ્મિતતાથી પૂછ્યું કે;—મંત્રી દેવ ! આપ આ શું કહો છો ? શું આપ પોતે **પાટલિપુત્ર** તરફ જશો ? આપના વૈરીઓના નગરમાં પ્રવેશ કરશો ? "

**શકટારે**, પોતાના વિશ્વાસુ જાસૂસ **ચંડ**ની આગળ પોતાના ગત જીવનની સમસ્ત ઘટનાઓ વિદિત કરી દીધી હતી; એટલે, **ચંડે** આશ્ચર્ય પામીને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો હતો.

**શકટારે** હસીને ઉત્તર આપ્યું કે;—" **પાટલિપુત્ર**ની પ્રજાનો જ્યારે એવો જ દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો છે કે, હું આ મર્ત્યલોકનો ત્યાગ કરીને અવનીપતિના શાંતિમય રાજ્ય તરફ ચાલ્યો ગયો છું તથા પૃથ્વીપરથી મારૂં અસ્તિત્વ નાબૂદ થયું છે, તો પછી ગુપ્ત રીતે ત્યાં આગળ જવામાં શો પ્રત્યવાય આવે તેમ છે ? તેમજ વળી દસ વર્ષ સુધી હું કારાગૃહમાં રહેલો હોવાથી સમયના જવા સાથે લોકોને મારું વિસ્મરણ પણ થઈ ગયું હશે તથા મારી આકૃતિ પણ તેઓ ભૂલી ગયા હશે, એટલે ત્યાં જવામાં મને હવે કોઈ પણ પ્રકારનું વિઘ્ન નડી શકશે નહિ. તે ઉપરાંત તમારા જેવા બુદ્ધિમાન અને ચાલાક પ્રણિધિ મારા રક્ષક રૂપે હાજર હશે, તો મારૂં લેશ પણ અનિષ્ટ **થશે** નહિ. **પાટલિપુત્ર** જવાની મને ખાસ જરુર પડી છે. **ચંડ** ? હું આજથી દસ વર્ષ પૂર્વે જે હતો, તે આજે નથી, એમ અવશ્ય માંની લેજો કારણકે, મારા કૃષ્ણવર્ણના કેશ અત્યારે ચંદ્રમાની ચાંદની જેવા સફેદ બની ગયા છે, મારા ગાલપર વિસ્તરેલી તે સમયની લાલિમા અત્યારે અદૃશ્ય થઈ ગઇ છે. એટલે જો હું ગુપ્ત વેશ ધારણ કરીશ. તો મને કોઇ પણ વ્યક્તિ ઓળખી શકશે નહિ. કદાચિત્ પ્રસંગ આવશે તો તમે એમ પણ જોઈ શકશો કે, આ **શકટાર** ગુપ્તવેશે રાજમંત્રી રાક્ષસની પણ મુલાકાત કરી આવશે. **ચંડકૌક્ષિક** ! એટલું તો અવશ્ય યાદ રાખજો કે, જે મનુષ્ય મૃત્યુવશ થાય છે, તેની સર્વ સ્મૃતિઓ પણ કાળાંતરે

નષ્ટ થઇ જાય છે અને જનસમાજમાંથી કેવળ તેના સારાં અથવા ખરાબ નામ વિના અન્ય સર્વ નષ્ટ ભ્રષ્ઠ બની જાય છે. પણ, હવે તમે જરા વિશ્રામ કરો, બે દિવસ પછી હું તમને બોલાવીશ. ”

ચંડ અવનત મસ્તકથી, મંત્રી શકટારને પ્રણામ કરીને, તે ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો અને શકટાર પુનઃ ચિન્તાના વિકરાળ રાજ્યમાં ભ્રમણ કરવા લાગ્યો.

આ સમયે વિદ્યુલ્લતા તુલ્ય, સશોભિત પોશાકથી સજ્જિત થયેલી, એક સુંદરીએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. એ આગંતુક સુંદરી અન્ય કોઇ નહિ, કિન્તુ મંત્રી શકટારની પ્રિયપાત્રા પત્ની લલિતાજ હતી.

શકટારે લલિતાને જોઇને કહ્યું કે;—“ લલિતા ! આજે સમય વિનાનો આવો વસન્તનો વિકાસ કેમ પ્રકટાવ્યો છે, અચાનક આજે આવા મનોમુગ્ધકર વેશવિન્યાસને સુકોમળ શરીરપર શા ઉદ્દેશથી ધારણ કર્યો છે વારુ ? આવા મનોહર સૌન્દર્યને નયનરંજક પોશાકથી અધિક સૌન્દર્ય મંડિત બનાવવાનું શું પ્રયોજન છે ? અહા અત્યારનું તારૂં લાવણ્ય અવર્ણનીય છે, એક કવિનાં આ વાકયોનું આજે તેં મને પ્રત્યક્ષ દિગ્દર્શન કરાવ્યું છે:—

“ મૃણાલ બાહૂ કમળ વદનને યૌવનલીલા વારી છે;
નેત્ર માછલાં ચક્રવાક પક્ષી આ બે સ્તન ભારી છે;
કેશ જાલ શૈવાલ, ઉતરવા નીસરણી કટિ સારી છે;
અનંગ દીપક હાવભાવની તરંગ માલા ધારી છે. ”

લલિતા વચ્ચમાંજ બોલી ઊઠીકે;—“ ઉપમા અને અલંકાર આપવાનો પણ આજે અવધિ કરી બતાવ્યો છે. તમારી શૃંગારવૃત્તિને સતેજ કરવાના ઉદ્દેશથીજ હું અહીં આવી છું.

શકટારે મધ્યમાંજ હસીને કહ્યું કે;—એટલા માટેજ હું કહું છું નેઃ—

મદનાળથી દાઝેલાને અવગાહન માટે એવું;
કીધું વિધિએ યુવતી શરીર સરોવર સુંદર આ કેવું ! ”

“ બસ હવે આપના આ અલંકાર આપવાનું કાર્ય અટકાવીને મારા આગમનનું સત્ય પ્રયોજન સાંભળી લ્યો. ” લલિતાએ લજ્જાના યોગે અતિ મંદ સ્વરથી કહ્યું.

શકટારે કહ્યું કે;—“ હું—હું એજ સાંભળવા માગું છું, તારા આગમનનો ઉદ્દેશ જાણવા ઇચ્છું છું. ”

લલિતા બોલી કે;—“ સાંભળો ત્યારે, આપ નિરંતર રાત્રિદિવસ

રાજ્યના કાર્યમાંજ નિમગ્ન રહ્યા કરો છો, એટલે આ અભાગિનીને છેક જ વિસરી ગયા છો. જે હૃદયમાં મારૂં એકાધિપત્ય સ્થાપિત થવું જોઇએ, તે અધિકાર અત્યારે અન્યાન્ય વિષયમાં વિભક્ત થઇ ગયો છે. જે હૃદયમાં મારા અનુરાગનો અધિકાર હોવો જોઇએ, મારા પ્રેમનો આવાસ હોવો જોઇએ તે હૃદયમાં અન્યાન્ય દુઃખદાયક અથવા દારૂણ ચિન્તાઓએ પોતાનો અધિકાર વિસ્તારી દીધો છે, એ જોઇને મારા હૃદયમાં શોકનો ભયંકર આઘાત થાય છે, શું આપ રમણીના રૂપને ગ્રાહ્ય કરવાને નાખુશ છો? આપના હૃદયમાં સૌન્દર્યતૃષ્ણાનો લેશ માત્ર પણ અધિકાર નથી?"

"લલિતા! મારા હૃદયની રાણી! આજે તો તેં ખૂબ કરી બતાવી. પરંતુ એતો હું પ્રથમથીજ જાણી ગયો હતો અને તેથીજ તારા સૌન્દર્યની પ્રશંસા કરી રહ્યો હતો, પણ તેં પોતેજ તે વિષયમાં થોડા સમય પૂર્વે મારો અનાદર શા માટે કર્યો હતો? પ્રિયતમા હું તને મારા પ્રાણથી પણ અધિક પ્રિય ગણું છું, તારા સૌન્દર્યરસનું પાન કરવાને આતુર થયો છું."

લલિતાએ કહ્યું કે;–"અને એટલા માટેજ એક દિવસ નિષ્ઠુરની પેઠે મારો ત્યાગ કર્યો હતો, ખરૂંને વારુ?"

શકટાર બોલ્યો;–"આટલા બધા દિવસ વીત્યા પછી તે વિગત વાર્તાઓનું સ્મરણ કરવાનો શો આશય છે તારા મનનો? અપરાધની શું ક્ષમાજ હોતી નથી? હજારોવાર હું ક્ષમા માગી ચૂક્યો છું, તથાપિ તારા કઠિન અને પાષાણતુલ્ય હૃદયમાં કરુણાનો સંચાર નથી થતો? પશ્ચાતાપથી દગ્ધ બનેલા આ શકટારપર લેશ પણ વિશ્વાસ નથી આવતો? લલિતા! હજી પણ કહું છું કે, મારા અપરાધની ક્ષમા કર."

લલિતાએ કહ્યું કે;–"પ્રાણનાથ! એ સર્વ વાર્તાઓના સ્મરણને હવે વિસારી દ્યો. હું હવે આપને એક કાર્ય કરવાની વાર્તા કહી સંભળાવું છું, તે જરા લક્ષ આપીને સાંભળી લ્યો. આજે મેં આ ભુવનમોહિનીનું રૂપ શા માટે ધારણ કર્યું છે, તે કાંઇ જાણો છો ખરા કે? માત્ર તડિતાનો પતો મેળવવા માટેજ. જો આપને એ તડિતાની ખાસ જરૂર પડશે, તો હું તરતજ તેને આપની પાસે તેડી લાવીશ."

"શું તું અત્યારે તેના ઘર તરફ જઇશ?"

"જો, તેને ઘેર ન જાઉં, તો પછી તેને અહીં શી રીતે લાવી શકું વારુ? આપ એટલું તો જાણોજ છો કે, તે અતિ અભિમાની અબળા છે!"

"તે અત્યારે ક્યાં આગળ છે, તેના કાંઇ સમાચાર તને મળી શક્યા છે ખરા કે?"

"જી હા. ચંદ્રપાલ પાસેથી સર્વ સમાચાર મળી શક્યા છે. તે દિવસ રાત્રે આપે મને તડિતાના સંબંધમાં જે કાંઇ કહ્યું હતું તે પરથી હું સમજી શકી છું કે, આપણા કાર્યની સફળતાનો આધાર વિશેષે કરીને તે તડિતાપરજ અવલંબેલો છે."

"તારી સાથે કોણ આવશે વારુ?"

"આઠ ભોઇઓ તથા બે દાસીઓને લઈ જવાની વ્યવસ્થા કરી રાખી છે, માટે એ વિષયમાં ચિન્તા રાખવાનું કાંઈ પ્રયોજન નથી.

"પરંતુ આવી રીતે તેની આગળ જવું યોગ્ય નથી. મારા અભિપ્રાય પ્રમાણે તું આઠ ભોઇઓ ઉપરાંત બીજા બે અંગરક્ષકોને પણ સાથે લેતી જજે."

"આપની આજ્ઞા પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી લઇશ."

આમ કહીને, પોતાના પતિની ચરણરજ લઇ લલિતા ત્યાંથી વિદાય થઈ. શકટારે જોયું કે, લલિતાની ચાલવાની ગતિ આગળ વિદ્યુતને પણ લજ્જાન્વિત થવું પડે તેમ છે.

લલિતા એ વેશમાં ક્યાં આગળ શા માટે ગઇ હતી અને તે તડિતા કોણ હતી? આદિ સર્વ વિષયોનું વિવેચન હવે પછી કરવામાં આવશે.

---

## પ્રકરણ ૫ મું

:o:

### પરશુરામની પ્રતિમા

પ્રભાતનાં સોનેરી રંગનાં સૂર્ય કિરણો આખી પૃથ્વીના પટપર છવાઈ ગયાં હતાં અને હજી વેળા એક પ્રહર પણ વીતી નહોતી. સમગ્ર પ્રકૃતિ, સોનેરી રંગથી રંગાઇને ચકચકાટ કરી રહી હતી. આ સમયે મગધદેશની રાજધાની પાસેના એક મેદાનમાંથી એક બ્રાહ્મણ ઘણી ઉતાવળથી ચાલ્યો જતો હતો.

તેના શરીરપર એક રેશમી ખેસ તથા એક સાદુ અંગરખું શોભી રહ્યું હતું. તેના મસ્તકપરની શિખા વદ્દન છૂટ્ટી હતી અને તેના ગળામાં

રૂદ્રાક્ષની માળા જણાઇ આવતી હતી. લલાટમાં તેણે એક સુંદર ત્રિપુંડ તાણેલું હતું, તે ત્રિપુંડ તેના બ્રહ્મતેજનો પરિચય કરાવી આપતું હતું.

તે બ્રાહ્મણ રસ્તે ચાલતાં ચાલતાં પોતાના મનમાં વિચારી રહ્યો હતો કે;-" આજની રાત્રિ કોણ જાણે કેવાં ભયંકર વિઘ્નોથી વીતી છે કે, મારાં કામોમાં આજે વિઘ્નોજ આવ્યા કરે છે. પ્રથમ તો નિત્યના નિયમની અનુસાર ઊંઘમાંથી ઊઠવામાંજ ઘણો વિલંબ થઈ ગયો છે. તે ઉપરાંત પ્રાતઃક્રિયા અને સંધ્યા વંદન વગેરેમાં પણ ઘણો સમય વીતી ગયો છે. દિવસનો બીજો પ્રહર થયા પહેલાં જો હું મારા શિષ્યને ત્યાં નહિ પહોંચી શકું તો, તેનું કાર્ય નિષ્ફળ નિવડશે અને મારાપરથી તેની શ્રદ્ધા પણ ઉઠી જશે. ઓહ ! કેવી ભયાનક વાત ! હું આવો સમર્થ હોવા છતાં પણ મારા નિયમથી ચલિત થયો, શિષ્યના હિતની વાર્તાને છેકજ વિસરી ગયો ? અફસોસ-"

આ પ્રમાણે અનેક વિચારો કરતો કરતો તે બ્રાહ્મણ એકદમ ઉતાવળથી ચાલ્યો જતો હતો, તેના મુખપર જાણે એક પ્રકારના ક્રોધની છાયા છવાઇ ગઇ હોયની! એમ જણાઇ આવતું હતું. તેના હૃદયમાં પણ એક પ્રકારની પ્રબળ ચંચળતા વ્યાપી ગઇ હતી. ઉતાવળથી ચાલવાના અધિક પરિશ્રમને લીધે તેનું આખું શરીર પરસેવાથી તરબોળ બની ગયું હતું.

બ્રાહ્મણના બન્ને પગમાં ઉપાન પહેરલાં જણાતાં નહોવાં, તે ઉઘાડા પગેજ તે ખાડાખડીયાવાળા માર્ગે ચાલ્યો જતો હતો. ઉઘાડા પગે ચાલવાનો તેને અભ્યાસજ પડી ગયો હતો, પરંતુ આજનો બનાવ તેનાથી સર્વથા પ્રતિકૂળ થઇને ઉભો રહ્યો. માર્ગે ચાલતાં ચાલતાં એક ઠેકાણે "હાય ! શી ભયંકર વેદના " કહીને તે બ્રાહ્મણ સ્થિરતાથી અટકી ગયો, તેનાથી એક ડગલું પણ આગળ ભરી શકાયું નહિ.

બ્રાહ્મણના પગના અંગૂઠામાં દાભનું એક પાતળું અને અણીદાર મૂળીયું પેસી ગયું હતું, તેથી તે આમ અચાનક ચીસ પાડીને ઉભો રહી ગયો હતો. જે મેદાનમાંથી તે ચાલ્યો જતો હતો, તે મેદાન દાભના છોડવાથી ભરપૂર ભરેલું હતું અને ખરી રીતે જો તેને દાભનું ખેતર કહેવામાં, તો તેમાં પણ કાંઇ અતિશયોક્તિ જેવું નહોતું.

બ્રાહ્મણને પોતાના ઘાયલ અંગૂઠા તરફ નજર કરવાથી જણાયું કે, તીક્ષ્ણ અને અણીદાર દાભનાં મૂળિયાંવડે તેનો પગ ચીરાઇ ગયો છે અને તેમાંથી લોહીની ધારા વહી રહી છે.

આથી તે બ્રાહ્મણ ચીડાઇને તે સ્થળેજ સ્થિરતાથી ઉભો રહ્યો. અને ત્યારપછી આકાશ તરફ ઉંચું જોઇને કહેવા લાગ્યો કે;–" અરે, ભગવાન, આ તેં શું કર્યું? એક ગરીબમાં ગરીબ મનુષ્યપર આવો જુલ્મ શા માટે ગુજાર્યો? મારાથી એવો તે શો ગુન્હો થઇ ગયો હતો કે, તેં મને આજે આમ પીડિત બનાવ્યો? હું અત્યારે મારા યજમાનને ત્યાં શ્રાદ્ધક્રિયા કરાવવા માટે જઈ રહ્યો હતો, તેમાં તેં આ પ્રમાણે વિઘ્ન શા માટે નાંખ્યું? મને પોતાને ઘાયલ થયેલો જોઇને તથા આ લોહીનો પ્રવાહ વ્હેતો જોઇને મારા મનમાં દૃઢ નિશ્ચય થઇ ગયો છે કે, યજમાનનું કાર્ય અવશ્ય નિષ્ફળ નિવડશે અને મારે કલંકિત થવું પડશે. આવી સ્થિતિમાં હું તેને ત્યાં શી રીતે પહોંચી શકીશ? હવે મારી શી દશા થશે? યજમાનનું કાર્ય કોણ પૂરૂં કરશે? પરમ કૃપાળુ પરમાત્મા, તને આ શું સુઝયું? તને મારાપર જરા પણ દયા ન આવી?"

આ દૈવપ્રેરિત અકસ્માત્ આવી પડેલા વિઘ્નથી, તે બ્રાહ્મણ પોતાના મનમાં ઘણોજ દુ:ખી થયો અને નિરાશ બની ગયો. તેનું મુખ ક્રોધને લીધે લાલચોળ થઇ ઉઠયું તેના મુખમાંથી વારંવાર નિસાસા નિકળવા લાગ્યા. ત્યારપછી બ્રાહ્મણે છેવટે લાચાર થઇને નિરાશ ચિત્તે પોતાના યજમાનના ઘર તરફ પ્રયાણ કર્યું.

આ તરફ તેના યજમાનો પોતાના પુરોહિતના આવવામાં વિલંબ થયેલો જોઇને અત્યંત ચિન્તાતુર બની ગયા, શ્રાદ્ધક્રિયાનો સમય વીતી જતો જોઇને તેઓ બહુજ ગભરાવા લાગ્યા. એવામાં અચાનક તેને ત્યાં આગળ આવી પહોંચેલો જોઇને તેઓ સર્વ અત્યંત આનંદિત થયા અને ઇશ્વરને ધન્યવાદ આપવા લાગ્યા.

આ સમયે એ પુરોહિત બ્રાહ્મણે પોતાના શિષ્યોને સંબોધીને કહ્યું કે;–" વત્સ, મારૂં અહીંનું આગમન આજે સર્વ પ્રકારે નિષ્ફળ નિવડયું છે તથા આજની શ્રાદ્ધક્રિયામાં ભયંકર આવરણ આવી પડયું છે. મારા પગમાં દર્ભનો કાંટો વાગવાથી, મારો અંગૂઠો ચીરાઈ ગયો છે અને તેમાંથી હજીસુધી લોહી વહી રહ્યું છે, આથી મારા આવવામાં વિલંબ થયો છે અને શ્રાદ્ધની ક્રિયાનો સમય વીતી ગયો છે. આ સર્વ કારણોથી હું આ ક્રિયાને માટે આવતી અમાવાસ્યાનો દિવસ નક્કી કરૂં છું. તે સમયે હું એક દિવસ આગળથી તમારે ત્યાં આવી પહોંચીશ, એટલે શ્રાદ્ધની ક્રિયા સમાપ્ત કરવામાં કોઇપણ પ્રકારનું વિઘ્ન

આવી શકશે નહિ તથા આવો અનર્થ જાગવાની સંભાવના પણ રહેશે નહિ."

તે બ્રાહ્મણનો શિષ્ય અથવા તો યજમાન પણ બ્રાહ્મણજ હતો, તેણે હાથ જોડીને નમ્રતાથી કહ્યું કે;—"પ્રભુ દૈવવશાત્ જે બનાવ બની ગયો છે, તેને અટકાવવાનો ઉપાય અથવા શક્તિ કોઇનામાં છેજ નહિ. હું જોઉં છું કે, જ્યારે આ વિઘ્ન દૈવ પ્રેરિતજ છે ત્યારે મારા મનમાં આ પ્રકારનો એક દૃઢ નિશ્ચય કરવાની ઇચ્છા થઈ આવે છે કે, દૈવે જ્યારે પોતાની ઇચ્છાનુસારજ આ વિઘ્ન નાંખ્યું છે, ત્યારે આ ક્રિયા જો આજેજ કરવામાં આવશે તો તેમાં બીજું કાંઈ પણ વિઘ્ન આવ્યા વિના રહેશે નહિ. આ કાંઇ માસિક શ્રાદ્ધ નથી, એટલે વિશેષ દુઃખાત થવાનું કાંઈ કારણજ રહ્યું નથી. આપ જ્યારે આટલું દુઃખ વેઠીને અહીં આવ્યા છો, ત્યારે આજનો દિવસ અહીંજ રોકાઇ જાઓ અને અમને આપની સેવા કરવાનો સુઅવસર આપો.

તે બ્રાહ્મણ બોલ્યો કે;—"ના ભાઇ, આજે મારા માટે એક નવીન કાર્ય ઉપસ્થિત થયું છે. આજના આ વિઘ્નથી એટલું તો અવશ્ય જાણજે કે, મારા અને તારા ઉભયના મનમાં એક પ્રકારના ભયંકર દુઃખનો આઘાત થયો છે. તું મને શાન્ત કરવા માટે ગમે તેમ કરીશ, તોપણ આજે મારા હૃદયમાં પ્રકટેલો ભયંકર અગ્નિ શાન્ત થઈ શકશે નહિ. તું મને મહાપંડિતના નામથી સંબોધીને મને ગમે તેટલો સમજાવીશ, તથાપિ હું આજે મારૂં વેર લીધા વિના કદાપિ શાન્ત રહી શકીશ નહિ. જે દર્ભનાં મૂળે મારા પગમાં ભયંકર આઘાત કરી, આજે આવો અનર્થ ઉત્પન્ન કર્યો છે, તે દર્ભનાં મૂળને અથવા તો સમસ્ત દર્ભ જાતિને હું મૂળ સહિત નષ્ટ કર્યા સિવાય, જડમૂળથી ઉખેડી નાખ્યા સિવાય રહીશજ નહિ. મારા કાર્યમાં વિઘ્ન નાખનાર મહા પાપિષ્ટને પ્રથમ નષ્ટ કરીશ અને ત્યાર પછી જ હું મારાં બીજા કાર્યોનો આરંભ કરીશ. મેં સાંભળ્યું છે કે, છાશ દર્ભની પ્રબળ શત્રુ ગણાય છે, છાશના સિંચનથી દર્ભનો છોડ તત્કાળ નષ્ટ જાય છે. માટે ભાઈ, તું સત્વર તારા અનુચરને આજ્ઞા આપ કે, તે મારા માટે છાશનો એક ઘડો ભરી આવે."

બ્રાહ્મણની આ આજ્ઞાનો ભંગ કરવાનું સાહસ કોઇપણ યજમાનથી થઈ શક્યું નહિ. કારણકે, તેઓ જાણતા હતા કે, આ બ્રાહ્મણ અતિ ક્રોધિત સ્વભાવનો અને પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરનારો જ હતો. તે પોતાના મનમાં ધારેલી વાતને કદાપિ પૂરી કર્યા વિના રહેતો નહોતો."

યજમાનને ત્યાં દહિ દૂધનો કાંઈ અભાવ નહોતો, તેથી તેણે તરતજ છાશનો એક મોટો ઘડો ભરી લાવીને બ્રાહ્મણના હાથમાં આપ્યો.

આ જોઈ બ્રાહ્મણે પોતાના યજમાનને ઉદ્દેશીને કહ્યું કે;–" વત્સ, આ અનુચરને મારી સાથે મોકલ. તે આ છાશનો ઘડો લઇને મારી સાથે આવશે. હું મારા વેરની વસુલાત કરવામાં મહા ભયંકર પુરુષ છું. જે દર્ભના સળીએ મારૂં અને તારૂં ઉભયનું અનિષ્ટ કર્યું છે, શ્રાદ્ધ ક્રિયા જેવા મહા પવિત્ર કાર્યમાં ભયંકર, વિઘ્ન નાખ્યું છે, તે દર્ભના હું સમૂળો ઉચ્છેદ કરવા ઇચ્છું છૂં. મારા કાર્યમાં આડે આવનારને હું પૃથ્વીના પડપરથી ઉખેડીને તેનું અસ્તિત્વજ નાબૂદ કરવા ધારૂં છું. શાસ્ત્રમાં કહ્યું છે કે;—" જે મનુષ્ય અથવા વસ્તુ યજ્ઞના કાર્યમાં વિઘ્ન કરે, તેનો અવશ્ય વિનાશ જ થવો જોઇએ. એટલા માટેજ સત્ય, ત્રેતા અને દ્વાપર યુગમાં સાક્ષાત્ નારાયણે આ પૃથ્વીપર અવતાર ધારણ કરીને, યજ્ઞમાં વિઘ્ન નાંખનાર રાક્ષસોનો નાશ કર્યો હતો." આમ કહીને તે ક્રોધથી સળગી ઉઠેલો મહા કોપિત બ્રાહ્મણ, સૂર્યના સપ્ત તાપથી તપેલા મધ્યાન્હસમયે પોતાના યજમાનના એક અનુચરને સાથે લઇને પ્રથમ જણાવેલા દર્ભવાળા મેદાનમાં આવી પહોંચ્યો. ત્યાર પછી તેણે પેલા અનુચરને ઉદ્દેશીને કહ્યું કે;–" ભાઇ, તું આ વૃક્ષતળે બેસીને જરા આરામ કર તથા આ છાશના ઘડાની રક્ષા કર, હું હમણાં જ પાછો તારી પાસે આવી પહોંચું છું. "

તે અનુચર, આ મહા તેજસ્વી અને કર્મકાંડનિપુણ પુરુષના સ્વભાવને સારી રીતે જાણતો હતો, તેથી તેણે તરતજ તેની આજ્ઞાનું પાલન કરવાનો સ્વીકાર કર્યો. તે જાણતો હતો કે, જો હું આ બ્રાહ્મણની આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ તો તે તરતજ શાપ આપી મને બાળીને ભસ્મીભૂત બનાવી દેશે, એથી તેણે નમ્રતાથી કહ્યું કે;–" મહારાજ, હું આપના કહેવા પ્રમાણે અહીંજ બેસું છું, આપ જ્યાં જવું હોય, ત્યાં જઇને સત્વર પાછા આવો. છાશની રક્ષાને માટે કશી ચિન્તા રાખશો નહિ. "

આ સાંભળીને બ્રાહ્મણે કહ્યું કે:—" વારૂ. પણ આપણે કોઈ પણ જાતનું નાનું વાસણ તો લાવ્યા નથી, એટલે આ બધા દર્ભના છોડોને શી રીતે નષ્ટ કરી શકીશું ? અંજલિ ભરીને અસંખ્ય દર્ભના છોડના મૂળમાં છાશનું સિંચન કરવા જઇશું તો વખત ઘણોજ વીતી જશે અને કદાચ છાશ પણ ખૂટી પડશે, માટે હવે શો ઉપાય કરવો જોઇએ વારૂ ? "

અનુચરે બ્હીતાં બ્હીતાં પૂછ્યું કે;—"મહાપ્રતાપી પંડિતરાજ, મને એક સરળ ઉપાય મળી આવ્યો છે, તે પ્રમાણે કાર્ય કરવાથી આપનો ઉદ્દેશ સત્વર ફળીભૂત થશે અને થોડા સમયમાંજ આપની ધારેલી ધારણા પાર પડી શકશે. શું આપનાથી એક નાનું જેવું માટીનું વાસણ આટલામાંથી લઇ અવાશે ખરૂં કે ?"

બ્રાહ્મણે સહજ અસંતુષ્ટ થઇને કહ્યું કે;—"નહિ—નહિ, તેની કાંઇ આવશ્યકતા નથી. એમ કરવાથી નાહક સમય નિરર્થક જશે અને મારા વેરની વસુલાત લેવામાં વિશેષ વિલંબ થઈ જશે. હું આજે ને આજે જ એ દર્ભ જાતિને નિર્વંશ અને નિર્મૂળ કરવા ઇચ્છું છું. એ દુષ્ટ જાતિને જેમ બને તેમ જલ્દી આ પૃથ્વીના પડપરથી ઉખેડી નાંખવાની મને તીવ્ર ઇચ્છા થઈ આવી છે. વૈરી પ્રત્યેના વૈરનો બદલો લેવામાં વ્યર્થ વિલંબ લગાડવો એ કાર્ય તો નાદાન પુરુષોનુંજ ગણાય છે. ડાહ્યા પુરુષોએ તો શત્રુનો તત્કાળ સંહાર કરી નાંખવો જોઇએ. શત્રુનો સંહાર કરવામાં એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવવી ન જોઇએ. માટીના વાસણની કાંઇપણ આવશ્યકતા નથી. મારા ખેસને આ છાશમાં પલાળીને હું મારા ધારેલા કાર્યને પાર પાડીશ."

અનુચરે પછી કાંઇપણ બોલ્યા કારવ્યા વિના તે છાશના ઘડાને પોતાના ખભાપર ઉચકી લીધો. બ્રાહ્મણે ખરેખર પોતાના ખેસને છાશમાં બોળીને, પછી ધીમે ધીમે દરેક દર્ભના છોડ આગળ છાશનું સિંચન કરવાનો આરંભ કર્યો.

બ્રાહ્મણ જ્યારે આવા મહેનત ભરેલા કામમાં ગુંથાયો હતો, તે સમયે બે સારા માણસો તે મેદાન પાસેના એક નાના માર્ગપરથી ચાલ્યા જતા હતા. તેમાંનો એકજણ બીજાને સંબોધીને બોલ્યો કે;—"જો ભાઇ, આપણે જેના માટે આટલું દુઃખ વેઠીને આ મેદાનમાંથી નિમિયા ગામ તરફ જઇ રહ્યા છીએ, તે પુરુષ આપણી સમક્ષ જ ઉભેલો છે."

તેના સોબતીએ અજાયબી પામીને પૂછ્યું કે;—"તે કયો પુરુષ વારૂ ?"

પ્રથમ બોલનારે ઉત્તર આપ્યું કે;—"જોતો નથી કે, આ મેદાનમાં જે બ્રાહ્મણ માટીનો ઘડો લઇને કોઈ એક કાર્યમાં જોડાયો છે, તે પોતે જ આપણો ઇચ્છિત પુરુષ છે."

"શું તેજ તે પુરુષ છે ?"

" હા-અવશ્ય તે પુરુષ તે જ છે. હું તેને ઘણી સારી રીતે ઓળખું છું. એ મૂર્ત્તિનું વિસ્મરણ સહજમાં થઇ શકે તેમ નથી. કારણ કે તે ઘણો જ પ્રતાપી પુરુષ છે. "

તે આવા સપ્ત તાપથી તપેલા મધ્યાન્હ સમયે એક જણને પોતાની સાથે લઇને આ નિર્જન મેદાનમાં શું કરી રહ્યો છે વારૂ ?"

" મારાથી તે બરાબર કહી શકાતું નથી. ચાલ, આપણે તેની પાસે જઇએ. મારા ગુપ્તવેશને તેં જેવી રીતે છેક અપરિચિત બનાવી દીધો છે, તે પરથી શું તે મને ઓળખી શકશે ખરો કે ? મારૂં મૂળ સ્વરૂપ તેની આગળ પ્રકટ તો નહિ થઇ જાય ને ? "

" કદાપિ નહિ. હું પોતેજ જ્યારે તમને ઓળખી શકતો નથી, ત્યારે બીજાની તો વાત જ શી કહેવી ? ચાલો, આપણે સત્વર તેની પાસે જઇ પહોંચીએ. "

આ બન્ને આવનાર સજ્જન પુરુષોએ મેદાનની પાસેના માર્ગનો ત્યાગ કરીને, જે સ્થળે પેલો બ્રાહ્મણ ઉભો હતો, તે તરફ પ્રયાણ કર્યું.

તે બન્ને આવનાર પુરુષોએ વેરની વસુલાત લેવા માટે ક્રોધિત બનેલા બ્રાહ્મણની સન્મુખ આવીને ભક્તિ ભર્યા સ્વરથી પ્રણામ કરીને કહ્યું કે:—" મહાશય, અહીંથી નિમિયા ગામ તરફ જવાનો માર્ગ ક્યાં આવ્યો વારૂ ? "

બ્રાહ્મણે થોડીવારને માટે પોતાના કાર્યને અટકાવીને, તેમના બન્નેના મુખ તરફ જોયા પછી પૂછ્યું કે;—" તમે લોકો કોણ છો ? "

" અમે મગદેશના રાજમંત્રીના મોકલેલા પત્ર લઇ જનારા અનુચરો છીએ. "

" નિમિયા ગામમાં તમારે કોની પાસે જવું છે ? "

" મહા વિખ્યાત ગણાતા દેવતુલ્ય ચાણક્ય પંડિત પાસે. "

" શા માટે ? "

" મહારાજ મગધપતિના પિતાના વાર્ષિક શ્રાદ્ધની ક્રિયા કરવાનો સમયે બહુજ નિકટમાં આવી લાગેલો હોવાથી, મહા મનસ્વી ચાણક્ય પંડિતને, આ સમયે મુખ્ય બ્રાહ્મણના પદપર નિયુક્ત કરવામાં આવ્યા છે, તેમના હાથેજ એ ક્રિયા સમાપ્ત થવાની છે. એટલા માટે અમે તેમને એક પત્ર આપવા સારૂ નિમિયા ગામ તરફ જઈ રહ્યા છીએ. "

" પરંતુ સાર્વભૌમ પંડિત ક્યાં ગયા છે કે, આ વખતે ચાણક્યને તે પદ સોંપવાની રાજાએ આવી અનુપમ ઉદારતા દર્શાવી છે ?

વારંવાર તો સાર્વભૌમ પંડિતજ તે પદપર આરૂઢ થાય છે, તો પછી અત્યારે ચાણક્યને તે પદ સોંપવાની શી જરૂર પડી છે ?"

"આ વખતે રાજાની ઇચ્છા ચાણક્ય દેવનેજ પ્રધાન પદપર નિયુક્ત કરવાની હોય તેમ જણાય છે; કારણકે, તેઓ પણ મહા તેજસ્વી અને વિદ્વાન પુરુષ છે."

"ભાઈ, મારૂં નામજ ચાણક્ય શર્મા છે. પરંતુ તમને મારી પાસે કોણ મોકલ્યા છે વારૂ ?"

"રાજમંત્રી રાક્ષસે."

"વારૂ, આમંત્રણ-પત્રિકા ક્યાં છે ?"

આ આવનારમાંના એકે પોતાની પાઘડીમાંથી એક પીળારંગનું પત્ર બહાર કાઢીને કહ્યું કે;–"આજે અમે કૃતાર્થ થયા છીએ. વિધાતા અમારાપર અત્યંત કરુણાવાન થયો છે કે, જેના યોગે અમારે નિમિયા સૂધી જવાનો પરિશ્રમ વેઠવો પડયો નહિ અને આપનો સાક્ષાત્કાર આ સ્થળેજ થઇ ગયો. મહાપ્રતાપી ચાણક્યદેવ, આપના દર્શનની અમને ઘણાં દિવસ થયાં જિજ્ઞાસા હતી, તે ઇશ્વરે આજે પૂર્ણ કરી છે, એ જોઇને અમને અત્યંત આનંદ થાય છે. આપના જેવા તેજસ્વી નરનાં દર્શન થવાં એ પણ મહા પુણ્યની વાત છે. ધન્ય છે આપને અને આપના પવિત્ર નામને. !"

ચાણક્યે તે આમંત્રણ-પત્રિકા વાંચી જોઇ. વાંચ્યા પછી તેના મુખપર એક પ્રકારના સંકોચની છાયા છવાઈ ગઈ તથા લલાટ પ્રદેશની ત્રિપુંડ્ર રેખાની દશા પણ તેવીજ થઇ ગઇ.

તેણે તે પત્ર લાવનાર પુરુષને ઉદ્દેશીને કહ્યું કે;–"આ પત્રપર રાજમંત્રી રાક્ષસની સહી અથવા મોહોરનાં કશાં ચિન્હો જણાતાં નથી, તથાપિ મગધદેશના રાજાધિરાજ ધનનંદની મોહોર તો અવશ્ય છેજ. રાક્ષસમંત્રી પોતાની મોહોર અથવા સહી આદિ સર્વ ચિન્હો કરવાં ભૂલી ગયો હશે, એમ આ પત્રપરથી જણાઇ આવે છે."

આ બન્ને આવનારમાંનો એક જણ બોલ્યો કે;–"સાધારણ મનુષ્યને આમંત્રણ આપવાની આમંત્રણ-પત્રિકાપર રાજમંત્રી રાક્ષસજ સહીઓ કરે છે, પરંતુ પ્રતિષ્ઠિત પુરુષોને આમંત્રણ આપવાની આમંત્રણ-પત્રિકાપર મહારાજા ધનનંદની પોતાનીજ મોહોર તથા સહી છાપવામાં આવે છે. મહારાજની સહી સિક્કાવાળી આમંત્રણ-પત્રિકાઓ મુખ્યત્વે બ્રાહ્મણોનેજ મોકલવામાં આવે છે. રાક્ષસમંત્રી કરતાં પણ

જ્યારે આપને ખાસ મહારાજાના સહી સિક્કાવાળી આમંત્રણપત્રિકા મળી છે, ત્યારે આપને સંદેહ લાવવાનું કશું પ્રયોજનજ નથી. આ પરથી તો એમજ જણાઇ આવે છે કે, મહારાજા આપને સર્વથી અધિક ચાહે છે."

"સારૂં, તમે જ્યારે આવા સખ્ત મધ્યાન્હનો તાપ વેઠીને આવ્યા છો, તો તમારે અત્યારે સહજ આરામ કરવાની ખાસ આવશ્યકતા છે, તેમજ તમે મારા અતિથિ હોવાથી, મારે તમારો આતિથ્ય સત્કાર કરવો, એ મારો પરમધર્મ છે. રાજા પાસેથી તમે સમાચાર લઇને મારી પાસે આવ્યા છો, એથી તમે આજે મારા અતિથિ છો, મારૂં ઘર જો કે, આ મેદાનથી ઘણુંજ દૂર આવેલું છે, પરંતુ નજીકમાંજ મારા શિષ્યનું ઘર આવેલું છે, ત્યાં જઇને તમે જરા આરામ લ્યો. હું મારા આ અદ્દભુત વૈરના યજ્ઞની પૂર્ણાહુતિ કરીને, હમણાંજ ત્યાં આગળ આવી પહોંચીશ."

આવનાર વ્યક્તિઓમાંનો એક જણુ બોલ્યો કે;–"મહારાજ, આ વિશાળ જનમાનવ વિહીન મેદાનમાં, આપના વૈરનું પાત્ર કોણુ થયું છે? આપના પ્રત્યે કયા પિશાચે અત્યાચાર આદર્યો છે? આપને ક્રોધિત કરીને કઇ હતભાગિ વ્યક્તિએ મૃત્યુને આધીન થવાનું સાહસ વ્હોરી લીધું છે? કોણે પોતાનું અનિષ્ટ કરવાની ઇચ્છા પ્રકટ કરી છે?"

ચાણક્યે ઉત્તર આપ્યું કે;–"આ વિશાળ મેદાનમાં આવેલા દર્ભના સર્વ છોડવાઓએ મારાપર ભયંકર અત્યાચાર ગુજાર્યો છે, મારા પગમાંથી લોહીની ધારા વ્હેવડાવીને મારા શુભ કાર્યમાં વિઘ્ન નાખ્યું છે, એથી હું તેનો ધ્વંસ કરવાની અથવા મારા વેરની વસુલાત લેવાની ચેષ્ટામાં ગુંથાયો છું."

ચાણક્યની આવી ભયંકર વાર્તા સાંભળીને તેઓ બન્ને જણા ઘણાજ અજાયબ થયા અને ત્યાર પછી નમ્રતાથી પૂછવા લાગ્યા કે;– "મહાશય, આ નિર્જીવ દર્ભપર આમ ક્રોધિત થવું, એ શું આપના જેવા સમર્થ પંડિતને માટે યોગ્ય ગણાય ખરૂં કે? તેમજ તેણે આપના એવા તે કયા મહાન કાર્યમાં વિઘ્ન નાંખ્યું છે કે, આપ તેના વેરની વસુલાત કરવાને તૈયાર થઇ ગયા છો? અમને આશ્ચર્ય થાય છે કે, આપ તેના તરફથી વેરની વસુલાત પણ શી રીતે લઈ શકશો? એક વિચાર અને બુદ્ધિહીન જડ પદાર્થપર ગુસ્સે થઇને, તેના પર વૈર રાખવું, એ શું આપને માટે કોઈ પણ પ્રકારે ઇષ્ટ કિંવા ઉચિત ગણાય ખરૂં કે?"

ચાણક્યે સહજ ગુસ્સે થઇને કહ્યું કે;—" આ દર્ભજાતિએ મારા પવિત્ર યજ્ઞમાં વિઘ્ન નાંખ્યું છે, એથી એણે મારી સાથે ઘોર શત્રુતા કરી છે, મારા હૃદયમાં ભયંકર કોપાગ્નિ સળગાવી દીધો છે. તેના વેરની વસુલાત લેવા માટે, અત્યારે મારી પાસે એક પ્રબળ અસ્ત્ર તૈયાર છે. છાશ એ દર્ભને જડમૂળથી નાબૂદ કરવાની શક્તિ ધરાવે છે. છાશનું સિંચન કરવાથી, અલ્પ સમયમાંજ દર્ભનો છોડ મૂળસહિત નષ્ટ થઇ જાય છે. સુકાઇને નાબૂદ થઇ જાય છે. જડ અને પ્રાણહીન ધારીને અથવા વિચાર શક્તિહીન અને નિર્બુદ્ધિ ગણીને હું તે દુષ્ટ જાતિને કદાપિ ક્ષમા કરી શકીશ નહિ. વિઘ્ન ઉત્પન્ન કરનાર પ્રત્યેક પદાર્થ, અવશ્ય નાશને પાત્રજ ગણાય છે. તેમને જડમૂળથી નાબૂદ કરવામાં શાસ્ત્રો પણ સમ્મતિ આપે છે. ભગવાન કૃષ્ણે યજ્ઞમાં વિઘ્ન નાખનાર દૈત્યોના નાશને માટેજ આ પૃથ્વીપર જન્મ ધારણ કર્યો હતો; મુર નામક મહાભયંકર રાક્ષસનો નાશ કરીને મુસરી, કેશી નામક ઉત્પાતી દૈત્યને વિદારીને કેશવ, મધુ નામક ઘોર અત્યાચારી તથા યજ્ઞમાં વિઘ્ન નાખનાર મહાપાપિષ્ટ દૈત્યને મારીને મધુસૂદન, કંસ જેવા ગર્વિષ્ટ રાજાને મારીને કંસનિકંદન આદિ નામો ધારણ કર્યાં છે. એ સર્વ આપણને શું બતાવી આપે છે? વિશ્વામિત્ર ઋષિએ રામ અને લક્ષ્મણ દ્વારા અનેક દૈત્યોનો સંહાર કરાવીને યજ્ઞમાં આવતાં વિઘ્નોને અટકાવ્યાં. એ આપણને શી સૂચના આપે છે? તે બધાં દૃષ્ટાંતો એમજ બતાવી આપે છે કે, શુભ કર્મમાં વિઘ્ન નાંખનારનો સત્વર સંહાર કરો અને શુભ કર્મને નિર્વિઘ્ન સમાપ્ત કરો. સાંસારિક કાર્યમાં વિઘ્ન નાખનાર વ્યક્તિ તરફથી વૈરની વસુલાત કરવી, એ કાર્યમાં હું પણ અસમ્મત છું, પરંતુ યજ્ઞ અથવા પરમાર્થી કાર્યમાં વિઘ્ન નાખનાર તરફથી તો વૈરની પ્રતિહિંસા લેવી, એવોજ મારો દૃઢ નિશ્ચય છે."

" મહારજ, આપના કહેવાનો કાંઇ પણ આશય, અમારાથી સમજી શકાતો નથી."

ચાણક્યે કહ્યું કે;—" સાંભળો ત્યારે હું પોતેજ તમને બધી બીના કહી સંભળાવું છું. આજે મારા એક યજમાન શિષ્યને ત્યાં તેના પિતાનું વાત્સરિક શ્રાદ્ધ હતું અને તેની ક્રિયા મારા હાથે થવાની હતી. એથી આજે પ્રભાતમાં જ હું મારે ત્યાંથી નીકળીને એ યજમાનને ત્યાં આવી રહ્યો હતો, એવામાં આ મેદાનમાં આવી પહોંચતાં એક અણીદાર દર્ભનાં મૂળે, મારા અંગૂઠામાં ખૂંચી જઇને, તેમાંથી લોહીની ધારા વહાવી છે. આ પ્રમાણે રક્તપાત થવાથી મારા શિષ્યના

કર્મમાં ભયંકર વિઘ્ન આવી પડ્યું છે અને તેના પિતાની શ્રાદ્ધક્રિયાનો સમય નષ્ટ થયો છે. મારો તથા મારા શિષ્યનો અગાધ પરિશ્રમ પણ નિષ્ફળ નિવડયો છે. મારી આખી જીંદગીમાં હું કદાપિ યજ્ઞક્રિયામાં નિષ્ફળ નિવડયોજ નથી, પરંતુ આજે પહેલ વહેલોજ ભૂલ્યો છું. આજે મારાપર એક પ્રકારનું કલંક ચઢ્યું છે. જડ અને જીવિત આદિ કાંઇ પણ હું જાણતો જ નથી. આ જગતના જીવોમાં જેવું જીવન છે, તેવુંજ જીવન જડ પદાર્થોમાં પણ હોય છે. જેની દ્વારા આજે મારૂં કર્મ નિષ્ફળ નિવડ્યું છે, અથવા જેણે મારા કર્મમાં ભયંકર વિઘ્ન નાંખ્યું છે, તે મારા વૈરને પાત્ર છે, વિનાશયોગ્ય છે. હું તેનો નાશ કરવામાં કોઇ પણ પ્રકારનું પાપ જોતોજ નથી. તેનો નાશ કરવાના ઉદ્દેશથીજ હું છાશ લઇને દરેક દર્ભના છોડના મૂળમાં સિંચન કરી રહ્યો છું. છાશ એ દર્ભની ભયાનક શત્રુ છે, એમ ચેક્કસ જાણી લેજો. આ છાશના સિંચનથી આ મેદાનમાં આવેલા દર્ભના તમામ છોડવા આવતી કાલના પ્રભાત પહેલાંજ સૂકાઇને નષ્ટ થઇ જશે. ”

ત્યાં આગળ આવનારામાંના એક જણે કહ્યું કે;—“ કેવી અજાયબીની વાત ! કેવો ભંયકર સર્વનાશ ? ક્ષમાગુણના મુખ્ય આધારભૂત ગણાતા બ્રાહ્મણોની આવી અધમ દશા ? બ્રાહ્મણ જેવી ક્ષમાશીલ જાતિમાં વૈરનો બદલો લેવાની, આવી ભંયકર પ્રબળતા ! બ્રાહ્મણના પવિત્ર અને દયાળુ હૃદયમાં પ્રતિહિંસાનો આવો ભયાનક સંચાર! ચાણક્ય જેવા મહાન વિદ્વાન પંડિતના હૃદયમાં વૈરની વસુલતા લેવાનો આવો અધમ અધિકાર ? શું આ સર્વ કાળનો વિલક્ષણ પ્રભાવ હશે અથવા ઈશ્વિરી કોપ હશે ? અહા ! પુણ્યભૂમિ ભારત, તારાં સર્વોત્કૃષ્ટ ગણાતાં બ્રાહ્મણ સંતાનોની આવી દુર્દશા ? દૈવ ! આશો અદ્દભુત ચમત્કાર ! મારાથી તો આ વિષયમાં કાંઇ સમજી શકાતું નથી. ”

આ સમયે ચાણક્ય ભયંકર ચિન્તામાં નિમગ્ન થયેલો હોવાથી, ઉપર્યુક્ત વાર્તા સાંભળી શકયો નહિ. કેટલીક વાર પછી તેણે એ બન્ને આવનાર પુરુષોને સંબોધીને કહ્યું કે:—“ ત્યારે હવે તમે વધારે વિલંબ ન કરો. મારો આ અનુચર તમારી સાથે આવે છે, તે તમને મારા યજમાનને ત્યાં તેડી જશે અને સર્વ પ્રકારની સગવડ કરી આપશે. અતિથિનો અસત્કાર કરવો, એ ગૃહસ્થને માટે મહાપાતક ગણાય છે. માટે જાઓ આ અનુચરની સાથે જઈને જરાવાર આરામ કરો અને ભોજન આદિ ક્રિયાથી નિવૃત્ત થાઓ, એવામાં હું પણ આવી પહોંચીશ.”

આગંતુકમાંથી જે એક સૌમ્યમૂર્તિપુરુષ હતો તેણે કહ્યું કે;—"ભૂદેવ ! સેવકના અપરાધની ક્ષમા કરશો. પરમ દિવસે રાજમહાલયમાં શ્રાદ્ધક્રિયા થવાની છે, તેથી તેમજ આજે અમારાપર અનેક કામોનો બોજો હોવાને લીધે, અમારાથી રોકાવાય તેમ નથી. આ આમંત્રણ-પત્રિકાઓ આપવા માટે હજી અમારે અનેક ગામોમાં જવાનું છે. આપ આપનું કાર્ય પૂરૂં કરો અને અમને આશીર્વાદ આપો એટલે અમે અહીંથી વિદાય થઇએ. બ્રાહ્મણનો આશીર્વાદજ અમારે માટે પૂરતો છે. અમે બ્રાહ્મણના સદાના દાસાનુદાસ સેવકો છીએ. બ્રાહ્મણના પ્રસાદને પ્રાપ્ત કરવો એ કાંઇ જેવી તેવી વાત નથી, મહાભાગ્યશાળી પુરુષનેજ બ્રાહ્મણનો આશીર્વાદ મળી શકે છે ?"

ચાણક્ય બોલ્યો કે—"જ્યારે તમે જરૂરી કામમાં ગુંથાયા છો, ત્યારે હું તમને નિરર્થક અટકાવી રાખીને તમારા કામમાં નુકસાન કરવા ઇચ્છતો નથી. તમે હવે અહીંથી ઇચ્છામાં આવે ત્યાં જઇ શકો છો. ભગવાન તમારૂં કલ્યાણ કરો."

તે બન્નેજણા ચાણક્યની આજ્ઞા મળતાંની સાથેજ, તે સ્થળનો ત્યાગ કરીને ત્યાંથી રવાના થયા અને ત્યાર પછી તે મેદાનમાંથી એક ગ્રામ્ય-માર્ગપર આવી પહોંચ્યા. આ સમયે તે બન્ને જણામાંના એક જણે કાંઇક વિચાર કર્યા પછી પોતાના સોબતીને ઉદ્દેશીને કહ્યું કે;—"કેમ ચંડ, આજનો બનાવ તો જોયોને ? આવો ક્રોધપરાયણ બ્રાહ્મણ એક નિર્જીવ અને ક્રિયાહીન જડપદાર્થપર પણ પ્રતિશોધ અથવા બદલો લેવાને તત્પર થઇ ગયો છે, તે તેં તારી નજરે નિહાળ્યું કે નહિ વારૂ? આ જોઇને તારા હૃદયમાં તે બ્રાહ્મણ તરફ કેવો ભાવ ઉત્પન્ન થાય છે ?"

એ બન્ને આવનાર પુરુષો જો કે છુપાવેશમાંજ હતા અને ચાણક્યની પાસે પણ તેમણે તે છુપાવેશની સહાયતાથી પોતાના મૂળસ્વરૂપને છુપાવ્યું હતું, તથાપિ તેઓ અમારા પાઠકની પાસે તો અપરિચિત રહ્યાજ નથી. એમાંનો એકજણ આપણો રાજમંત્રી શકટાર અને બીજો ગુપ્તચર ચંડ હતો.

ચંડ બોલ્યો કે;—"મહાશય, હું આપની તીક્ષ્ણ બુદ્ધિને ધન્યવાદ આપુંછું, પરંતુ આથી આપણા હિતમા કોઇપણ પ્રકારનું વિપરીત પરિણામ તો નહિ આવે ને ? ચાણક્ય મહા ક્રોધિત સ્વભાવનો છે, તેથી જો તે આપણો આ પ્રપંચ જાણી જશે તો આપણને કાંઇ શાપ તો નહિ આપે ને ?"

શકટારે કહ્યું કે;—"ના, ચાણક્ય આપણાપર ક્રોધિત ન થતાં મગધરાજ નંદપરજ ક્રોધિત થશે. અને તેના તે ક્રોધથી સમસ્ત નંદ-વંશનો નાશ થશે.

ચંડે કહ્યું;—"આપે જે વ્યવસ્થા કરી છે, તેથી ચાણક્ય અવશ્ય રાજસભામાં જઇને મુખ્ય બ્રાહ્મણનું આસન ગ્રહણ કરશે અને તેમ થશે તો મહાભયંકર ઉત્પાત મચી જશે. આ સમયે જો ચાણક્યનું અપમાન કરીને તેને તે પદપરથી ઉતારી મૂકવામાં આવશે તો તેના હૃદયમાં ક્રોધનો પ્રચંડ જ્વાળામુખી સળગી ઊઠશે. તેના ક્રોધાગ્નિમાં અનેક નરનારી-ઓની—અરે આખા નંદવંશની આહુતિ અપાઈ જશે."

શકટારે કહ્યું;—"હા, અવશ્ય તેમજ થશે. મુખ્ય બ્રાહ્મણનું પદ જેને સોંપવામાં આવશે, તેને સર્વથી પ્રથમ રાજસભામાં જવું પડશે. વળી મેં સાંભળ્યું છે કે, શ્રાદ્ધસભાની વ્યવસ્થાનો સર્વ ભાર રાજાના સાળા કપટકને સોંપવામાં આવેલો છે. જો તેમજ હશે, તો આપણું કાર્ય અવશ્ય સિદ્ધ થશે. કારણ કે, કપટક અતિ મૂર્ખ અને અવિ-ચારી છે, તેથી તે ચાણક્યનું અપમાન કર્યા વિના રહેશે નહિ. એક તો પ્રધાન બ્રાહ્મણના પદપર બીજાને બેઠેલો જોઇને, પોતાનું ભયંકર અપ-માન થયેલું જાણીને તથા કપટકની મૂર્ખતા જોઇને ચાણક્યનો ક્રોધાગ્નિ સળગી ઊઠશે. તે અગ્નિથી સમસ્ત નંદવંશનો ધ્વંસ થશે. રાજા નંદ તથા તેનો પરિવાર પણ એ અગ્નિથી બળીને ભસ્મીભૂત બની જશે. નંદવંશના ધ્વંસની સાથેને સાથેજ આપણો મુખ્ય શત્રુ, મંત્રી ધીરબુદ્ધિ અથવા રાક્ષસ પણ નાશ પામશે. અરે તે અદૃશ્ય થશે અને તેનાં ચિન્હો પણ નહિ મળે. નંદવંશનો નાશ કરવાનું કારણ માત્ર એ દુષ્ટ રાક્ષસજ ગણાશે. રાક્ષસને તેનાં રાક્ષસી કાર્યનું પરિણામ અવશ્ય મળી જશે. જ્યારે આ પ્રમાણે સર્વનો નાશ થશે, ભયંકર અનર્થ ઉત્પન્ન થશે અને પ્રચંડ અગ્નિ સળગી ઊઠશે તથા તે અગ્નિમાં સર્વે શત્રુઓ બળીને ખાખ થઇ જશે, ત્યારે હું અને ચાણક્ય, તે ભયંકર અગ્નિને શાન્ત કરીને, તે સ્થળે એક નવીન રાજસિંહાસનની સ્થાપના કરીશું અને તે સિંહા-સનપર રાજકુમાર ચંદ્રગુપ્તને સ્થાપિત કરીશું. મંત્રીના આસનપર મહાતેજસ્વી પંડિત ચાણક્યને સ્થાપીને એક નવીન રાજ્ય સ્થાપીશું. મહારાણી મુરાદેવીનું સ્મરણ રાખવા માટે ચંદ્રગુપ્તને મૌર્યવંશના રાજા તરીકે ઓળખાવીશું તથા મુરાદેવીના નામપરથીજ મૌર્યવંશ સ્થપાયો છે એવું જનસમાજ આગળ જાહેર કરીશું. નંદવંશનું નિકંદન નીક-

ળતાંની સાથેજ મગધરાજ્યની વ્યવસ્થામાં મહાન પરિવર્તન થઈ જશે અને સર્વત્ર શાન્તિનો સંચાર થશે.”

ચંડે કહ્યું કે;–“ મહારાજ, આપની વાર્તાનો આશય મારાથી સમજાતો નથી માટે, કૃપા કરીને સ્પષ્ટ કહી સંભળાવો કે, જેથી આ સર્વ ઘટનાઓનું રહસ્ય હું સરળતાથી જાણી શકવાને ભાગ્યશાળી થાઉં.”

શકટારે પૂછ્યું કે;–“ એક દિવસ બનેલી બીના તને યાદ છે ખરી કે ?”

ચંડે કહ્યું કે;–“ કયા દિવસની બીના આપ કહો છો વારૂ ?”

શકટારે ઉત્તર આપ્યું કે;–“ મેં રાજા સમરકેતુ અને રાજકુમાર ચંદ્રગુપ્તના મુખેથી સાંભળ્યું છે કે, એ દુષ્ટ કુપટક, ચાણુક્યની કન્યા કપાલિની પર અત્યાચાર ગુજારતાં, તેના ધર્મનો શીલનો નાશ કરવા જતાં એક દિવસ રાજા સમરકેતુ દ્વારા મૃત્યુના મુખમાં જવાની તૈયારીમાં હતો–ફાંસીને લાકડે લટકીનો મરણ પામે તેમ હતો. તે નરાધમ પિશાચને તેની દુષ્કૃતિનું ફળ તે સમયે જ મળી જાય તેમ હતું. તેના જીવનની છેલ્લી ઘડી હતી અને તેનો કાળ છેક સમીપમાં આવી પહોંચ્યો હતો. તેને બચવાનો અથવા તેના જીવનની રક્ષાનો એક પણ ઉપાય બાકી રહ્યો નહોતો. તે દુરાત્માને તેના દુષ્ટ કર્મનો બદલો તે વખતે જ મળી જાય તેમ હતો. પરંતુ—”

ચંડ વચ્ચમાંજ બોલ્યો કે;—“ મહારાજ, એ બધી બીના મારા જાણુવામાં આવી ગઇ છે. જે વખતે કુપટકનો ઇન્સાફ થયો હતો, તે વખતે હું રાજ સભામાં હાજર હતો, એટલે કુપટકની કુટિલતાની બધી વાત મારા જાણુવામાં આવી ગઈ હતી. તે દિવસે આ પ્રતિશોધ–પરાયણ અથવા બદલો લેવાને આતુર થયેલા ચાણુક્યે જ એ નરપિશાચ કુપટકને તેના મહા ભયંકર અપરાધની ક્ષમા આપીને જીવનદાન જેવી અમૂલ્ય વસ્તુ પ્રદાન કરી હતી. પરંતુ આજે તે ચાણુક્યના સ્વભાવમાં આવું પરિવર્તન થયેલું જોઇને તેમજ તેના ક્ષમા ગુણુનો સર્વથા લોપ થયેલો જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે. પોતાની પુત્રી પર અત્યાચાર ગુજારનારા શયતાનને ક્ષમા આપવી અને દર્ભ જેવા જ્ઞાનહીન જડ પદાર્થપર આમ કોપિત થઇને તેનું નિકંદન કાઢવાને તૈયાર થવું એ સર્વ બાબતો જોઇને મને ચાણુક્યના પ્રત્યે માનને બદલે તિરસ્કારની ભાવના ઉત્પન્ન કરે છે. શું આવા પ્રખર પંડિતે એક નજીવા

પદાર્થપર ગુસ્સે થઇને તેને નષ્ટ કરવા માટે એકદમ સાહસ કરી બેસવું, એ કોઇ પણ પ્રકારે ઉચિત ગણાય ખરૂં કે ? ચાણક્યને માટે આવું સાહસ તો સર્વથા અયોગ્ય જ ગણાય. ”

“ ચંડ આમ માનવામાં તારી ભયંકર ભૂલ થાય છે. ચાણક્ય એક મહાન ક્ષમાશીલ પુરુષ છે અને એથીજ તેણે કપટક જેવા પાપાત્માને ક્ષમા આપીને મરણના મુખમાંથી બચાવ્યો છે. પરંતુ યજ્ઞ જેવા પવિત્ર કાર્યમાં વિઘ્ન નાંખનાર ને તે જડમૂળથી નષ્ટ કરી નાંખે તેવો છે. તેના આજના કાર્યથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, જો નંદરાજાની સભામાં તેનું અપમાન થશે, તો તેનો ક્રોધાગ્નિ સળગી ઉઠશે અને તેથી મહા અનર્થ જાગશે. નંદરાજાના નાશની સાથે આખા મગધરાજ્યમાં એક પ્રકારનો હાહાકાર વ્યાપી જશે. ચાણક્ય મહા બુદ્ધિમાન તેમજ કુટિલતાનિપુણ છે. તેની કુટિલતાના યોગે આખા બ્રહ્માંડમાં એક પ્રકારના વિષાદની છાયા છવાઇ જાય તેમ છે. તેની તીક્ષ્ણ બુદ્ધિ આગળ રાક્ષસ જેવા મહા પ્રપંચપરાયણ પુરુષને પણ થોભી જવું પડે તેમ છે. ” શકટારે બધી બીના કહી સંભળાવી.

ચંડે કહ્યું કે;–“ પ્રભુ, હજી પણ આપની વાર્ત્તા મારાથી બરાબર સમજી શકાતી નથી. ”

“ સાંભળ ત્યારે ચંડ ! તે નરાધમ નરપિશાચ કપટકે ચાણક્ય પાસેથી એકવાર ક્ષમા મેળવવા છતાં પણ, આ વખતે તે તેની ક્ષમાને મેળવી શકશે નહિ. તે દુષ્ટ જાણે છે કે, ચાણક્યની કન્યા કૃપાલિના માટે જ તેને એક દિવસ ખૂબ લાંચ્છિત થવું પડયું હતું. ભાઇ, મૂર્ખ મનુષ્યોથી અનેક દોષો થઇ જાય છે, તેમના દોષોની સંખ્યા કે, સીમાજ હોતી નથી. તેઓ જે કાર્ય કરે છે, તે પોતાને મહાન બુદ્ધિમાન ધારીને જ કરે છે. સારાસારનો તેમને બિલ્કુલ ખ્યાલજ રહેતો નથી. નિરાધાર અબળાની લાજ લૂટવામાં તે પોતાને મહા શક્તિસંપન્ન પુરુષ માની લે છે, અન્યને ત્રાસ આપવામાં પોતાને મહાબુદ્ધિમાન ધારે છે. ચાણક્યને મુખ્ય બ્રાહ્મણના પદપર સ્થાપિત થયેલો જોઇને, મૂર્ખ કપટક તેનું અપમાન કરીને તેને તે પદપરથી ઉઠાડયા વિના રહેશે નહિ. ચાણક્યને જો પદભ્રષ્ટ કરવામાં આવશે તો, તેથી ભયંકર સર્વનાશ થશે, કપટકની મૂર્ખતાના યોગે સમસ્ત મગધરાજ્યમાં મહાપ્રલય ઉપસ્થિતિ થશે, અને તે પ્રલયથી નંદવંશના રાજા ધનનંદનો તથા તેના પરિવારનો ધ્વંસ થશે. આ સમયે કારસ્થાની રાક્ષસને બચવાનો એક

પણ ઉપાય બાકી રહેશે નહિ. રાક્ષસ તથા તેનો પરિવાર પણ નંદવંશના સાથે ધૂળ ચાટતો બની જશે. ”

આ સાંભળીને ચંડે કહ્યું કે;—“ પ્રભુ, આપની આ અપૂર્વ કૂટબુદ્ધિને માટે હું આપને અનેકવાર ધન્યવાદ આપું છું. આજે જો એ બુદ્ધિહીન રાજમંત્રી રાક્ષસને બદલે આપ મગધના મુખ્ય મંત્રી તરીકે વિરાજતા હોત, તો મગધરાજ્યમાં આવી આપ્તો કદાપિ આવતજ નહિ. મારી દૃઢ માન્યતા છે કે, એ મૂર્ખ કુપટક અને રાજમંત્રી રાક્ષસ જેવા દુરાત્માઓની સલાહથી જ મહારાજ ધનનંદના સ્વભાવમાં આવું વિચિત્ર પરિવર્ત્તન થઇ ગયું છે. મહારાજા મહાપદ્મનંદનું અચાનક મૃત્યુ થવાથી જ આ પ્રમાણે સર્વ અનર્થો ઉત્પન્ન થયા છે અને રાજકુમાર ચંદ્રગુપ્તને માર્ગના ભીખારીની પેઠે રઝળવાનો પ્રસંગ આવ્યો છે. ”

આત્મ પ્રશંસા સાંભળવામાં શકટાર નિરંતર નારાજ રહેતો હતો. તેથી તેણે ચંડની વાર્ત્તાનું કાંઇપણ ઉત્તર આપ્યું નહિ. તેને દૃઢ વિશ્વાસ હતો કે, આ કર્મમય વિશ્વમાં કર્મ કરવાથી પોતાનું ધારેલું કાર્ય અવશ્ય ફળીભૂત થઇ શકે છે. અને એ આરંભેલા કાર્યના શુભ પરિણામને માટે, ઇશ્વરપર આધાર રાખવો એજ વધારે લાભદાયક છે. મેં કર્યું અને હું કરીશ એવા મિથ્યા પ્રલાપો કરવા, એ બુદ્ધિહીન અથવા મૂર્ખજનોનુંજ કાર્ય ગણાય છે, પરંતુ ઇશ્વિર સર્વશક્તિમાન છે, દરેક કાર્યો તે દયાળુ પરમાત્માજ પરિપૂર્ણ કરી શકે છે, એવી ધારણા જે મનુષ્ય રાખે છે, તેજ ખરો સજ્જન અને બુદ્ધિમાન પુરુષ ગણાય છે. જે જગત્ સંચાલક સ્વામીની સત્તાથી આ અગમ્ય બ્રહ્માંડ રચાયું છે, સૂર્યને તેજ મળ્યું છે, વરુણ, વાયુ આદિને પ્રબળ શક્તિ પ્રાપ્ત થઇ શકી છે, તેજ પરમાત્મા શુભ કાર્યને વિનાવિઘ્ને પૂરૂં કરી આપે છે.

શકટારે ચંડને બીજું કાંઈ ન કહેતાં, માત્ર એટલુંજ જણાવી દીધું કે;—“ ચંડ! તારે બીજું એક કામ ઘણીજ કુશળતાથી કરી આપવું પડશે. આપણી આ કપટબાજી સિદ્ધ થાય છે કે, વ્યર્થ જાય છે, તેના સર્વ સમાચાર તારે લઇ આવવા જોઇશે. પ્રથમ આપણે એ સમાચાર જાણી લેવાની ખાસ આવશ્યકતા છે. કારણ કે, તેની સાથે આપણા મહાન કાર્યનો સંબંધ એટલો બધો જોડાયલો છે કે, તે સમાચાર જાણ્યા વિના આપણાથી એક ડગલું પણ આગળ ભરી શકાય તેમ નથી. જ્યારે ચાણક્યનો ક્રોધાગ્નિ સળગી ઊઠશે અને તે અગ્નિ-

માં નંદવંશની તથા દુષ્ટ રાક્ષસની આહુતિ આપવાનો સમય આવશે, ત્યારેજ આપણે આપણા કાર્યનો આરંભ કરી શકીશું, તે વિના આપણાથી કાંઈ બની શકશે નહિ. ચાણક્ય કાર્યનો સંચાલક થશે, ત્યારેજ આપણાથી તે મહાન કાર્યનો આરંભ થઇ શકશે. ”

ચંડે આતુરતાથી પૂછ્યું:–“ પ્રભુ, તે સમાચાર મારાથી શી રીતે મેળવી શકાશે ? ”

શકટારે ઉત્તર આપ્યું કે;–“ ભિક્ષુકને માટે સર્વત્ર ખુલ્લાંજ દ્વાર હોય છે. રાજાના પિતાના શ્રાદ્ધને દિવસે, તારે ભિક્ષુક બ્રાહ્મણના રૂપમાં, એ યજ્ઞસભામાં હાજર રહેવું જોઇશે. અનેક દેશ દેશનાં અનેક બ્રાહ્મણો તથા ભિક્ષુકો, ત્યાં આગળ એકઠા થશે, એટલે તને કોઇપણ મનુષ્ય ઓળખી શકશે નહિ. હું તારા મુખથીજ આ ભયંકર કપટજાળ નિષ્ફળ નિવડી છે કે, તેણે પોતાની સત્તાપૂર્ણ જમાવી છે, એ સંબંધી સર્વ સમાચાર જાણવા માગું છું. આવી ગુપ્ત બાબતમાં બીજાના પર વિશ્વાસ રાખીને બેસી રહેવું, એ સર્વથા અયોગ્ય છે. ”

ચંડે કહ્યું કે;–“ કૃપાનાથ, આપની આજ્ઞાનું પાલન કરવા માટે આપનો આ દીનસેવક સર્વદા તૈયાર છે અને પ્રસંગ આવ્યે પોતાનું મસ્તક પણ આપી શકે તેમ છે.

શકટાર પ્રસન્ન થઇને બોલ્યો કે;–“ શાબાશ, મારા વફાદાર ચંડ, શાબાશ ! તારી આવી અપૂર્વ સ્વામીભક્તિ અને વફાદારી જોઇને મને તારાપર ઘણુંજ હેત આવે છે. આપણે અત્યારે જે કાર્ય કરવાની જરૂર હતી, તે કાર્યને પૂરૂં કરી ચૂકયા છીએ અને ઘણીજ ચતુરાઇથી આપણે અમુક અંશે તેમાં વિજયીપણ થઇ શકયા છીએ. માટે ચાલ, હવે આપણે તારા ભાઇને ત્યાં જઇને જરા વાર આરામ લઇએ. ”

આમ કહીને ચંડ તથા શકટાર, આનંદપૂર્ણહૃદયે, પોતાના આશ્રયસ્થાન તરફ ચાલ્યા આવ્યા. આ પછી શા શા બનાવો બન્યા, તે સંબંધી સઘળી બીના હવે પછીના પ્રકરણમાં જણાવવામાં આવશે.

---

# પ્રકરણ ૬ ઠું

—:o:—

## ચાણુક્યની ભીષણુ-પ્રતિજ્ઞા

મગધેશ્વર મહારાજ ધનનંદના પિતા મહાપદ્મનંદના શ્રાદ્ધનો દિવસ આવી લાગ્યો. રાજસભાને દરવર્ષે જેવી રીતે ઉત્સવપૂર્વક શૃંગારવામાં આવતી હતી, તેવીજ રીતે આ સમયે શૃંગારવામાં આવી હતી.

અસંખ્ય મનુષ્યોથી તે વિશાળ સભાગૃહ પરિપૂર્ણ ભરાઇ ગયું હતું. સભાગૃહની સમીપમાં એક મોટો યજ્ઞકુંડ બનાવવામાં આવ્યો હતો અને તેની ચારે બાજૂએ દાન આપવાયોગ્ય અનેક અમૂલ્ય પદાર્થોને નિયમસર ગોઠવવામાં આવ્યા હતા. હાથી, ઘોડા, મણિ, રત્ન, સોનું, રૂપું આદિ સર્વ વસ્તુઓને યથાસ્થાને સુસજ્જિત કરવામાં આવી હતી.

એક તરફ બ્રાહ્મણોના આસન ગોઠવવામાં આવ્યાં હતાં અને બીજી તરફ રાજાઓ, અમાત્યો અને રાજ્યના અધિકારીઓને બેસવા માટે એક અતિ સુંદર બેઠક બનાવવામાં આવી હતી.

રાજા ધનનંદ હજી પોતાના અમૂલ્ય પોશાકને ધારણ કરીને યજ્ઞસભામાં આવ્યો નહોતો; પરંતુ તે પહેલાં બીજા બધા આમંત્રિત રાજાઓ, અમલદારો આદિ આવીને પોતપોતાના આસનપર બેસી ગયા હતા.

ચાણુક્ય પંડિત પણ આમંત્રણ-પત્રિકા મળવાથી, વખતસર સભામંડપમાં આવી ગયો હતો અને મુખ્ય બ્રાહ્મણ માટે નિમાયલા આસનપર બેસીને યજ્ઞની ક્રિયા કરવાની તથા રાજાના આવવાની વાટ જોઇ રહ્યો હતો.

કપટક અતિ આળસુ હતો અને નિરંતર તે આળસમાં ને આળસમાંજ પોતાનું જીવન વીતાડયા કરતો હતો. રાજસભાની રક્ષા જેવું મહાન કાર્ય મળવા છતાં પણ તે અત્યાર સુધી રાજસભામાં આવ્યો નહોતો. ગઈ રાત્રે તે મદિરાપાનમાં અને રમણીના સહવાસમાં ઘણીવાર સુધી જાગ્યો હતો, તેથી સવારે તે ઘણોજ મોડો ઊઠી શક્યો. તેણે જ્યારે શય્યામાંથી ઊઠીને જોયું ત્યારે જણાયું કે, સૂર્યોદય થઈ ગયો છે અને ચારે બાજૂએ સોનેરી રંગનાં સૂર્યકિરણો છવાઇ ગયાં છે. આજે તેને સવારમાં બહુજ વ્હેલા ઉઠવાની જરૂર હતી છતાં, પોતાને આટલો બધો

મોડો ઊઠેલો જોઇને તે ગભરાઈ ગયો અને એટલા માટે તે મૂર્ખ કુપટક પોતાના અનુચરોપર ઘણોજ ગુસ્સે થયો. તેમણે તેને સવારમાં વ્હેલો ન ઊઠાડયો, એટલા માટે તેણે તેમનાપર ગાળોનો વર્ષાદ વર્ષાવવા માંડયો. ત્યાર પછી તે એકદમ ઉતાવળથી પ્રાતઃક્રિયા આદિ સમાપ્ત કરીને તથા નવીન પોશાકથી વિભૂષિત થઇને શ્રાદ્ધ-સભામાં જઇ પહોંચ્યો.

**મગધરાજ ધનનંદ** હજી સૂધી શ્રાદ્ધસભામાં આવ્યો નહોતો. મંત્રી **રાક્ષસ** અને **સાર્વભૌમ** ઠાકુર રાજસિંહન પાસે ગોઠવેલા આસન પર બેઠા હતા અને **ચાણકયે** એમની પહેલાંજ સભાસ્થાનમાં આવીને મુખ્ય બ્રાહ્મણના આસનને ગ્રહણ કરી લીધું હતું. આ સિવાય બીજા કેટલાક સભાસદો સભામાં આવ્યા હતા. તેમજ ધીમે ધીમે રાજ્યના અમલદારો તથા શ્રીમંતો આવવા લાગ્યા હતા. **ચાણકયને** શ્રાદ્ધક્રિયા કરાવનાર મુખ્ય બ્રાહ્મણના પદપર આરૂઢ થયેલો જોઇને હજી સૂધી કોઇએ કાંઇપણ તકરાર ઉઠાવી નહોતી.

કુપટકે સભામાં આવતાંની સાથેજ, **ચાણકયને** મુખ્ય બ્રાહ્મણના આસન પર બેઠેલો જોયો. અને જોતાંની સાથેજ તેના મનમાં, **સમર**કેતુની સભામાં થયેલા પોતાના અપમાનની વાર્ત્તા યાદ આવી ગઈ. તે મનમાં ને મનમાં જ બોલ્યો કે;—" આ **ચાણકયની** કન્યા કુપાલિનીને માટે જ, મારે એક દિવસ અતિ અપમાનિત અને લાંચ્છિત થવું પડયું હતું ! અરે ! એને માટે જ દુષ્ટ **સમર**કેતુએ મને કારાગૃહમાં કેદ કરી રાખ્યો હતો અને મરણના મુખમાં મોકલવાની તૈયારી પણ કરી દીધી હતી, માટે મારે પણ આ **ચાણકયને** તેનો બદલો આપવો જોઇએ. વારૂ, જોઉં છું કે આગળ જતાં શું થાય છે." પરંતુ તે એટલો બધો નરાધમ અને નાલાયક પુરુષ હતો કે, તેના મનમાં એક ક્ષણને માટે પણ એ વાર્ત્તા યાદ ન આવી કે, એ **ચાણકયે** જ રાજા **સમરકેતુના** દરબારમાં આવીને તેને જીવનદાન આપ્યું હતું, કાળના મુખમાંથી બચાવ્યો હતો અને તેના મહાભયંકર અપરાધની માફી પણ અપાવી હતી. **સમરકેતુના** તીક્ષ્ણ કૃપાણના મુખમાંથી **ચાણકયેજ** પોતાની જીવનની રક્ષા કરાવી છે, એ વાર્ત્તાનું તે દુષ્ટ, પાપાત્મા કુપટકને સ્મરણ પણ ન રહ્યું. કૃતઘ્ન નરાધમ કુપટક, **ચાણકયની** અપૂર્વ ઉદારતા તથા કૃતજ્ઞતાને ભૂલી જઇને, તેના તરફથી વૈરલેવાને તૈયાર થઇ ગયો. તે એમ જાણતો હતો કે, શ્રાદ્ધની ક્રિયા કરાવનાર મુખ્ય બ્રાહ્મણનું પદ **સાર્વભૌમ** ઠાકુરને જ મળવાનું છે, **ચાણક્યને** એ આસનપર બેસવાનો કશો અધિકાર જ નથી.

તે બુદ્ધિહીન કુપટકે, ચાણક્ય પાસે જઇને અતિ ઉદ્ધતાઈથી કહ્યું કે;–"કેમ મહારાજ! તમારૂં મગજ ચસકી તો નથી ગયું ને? તમારૂં સાહસ કાંઇ જેવું તેવું હોય તેમ જણાતું નથી. આ આસનપર બેસવાનો તમને કોણે અધિકાર આપ્યો છે વારૂ? એ આસનપર બેસવાનો અધિકાર મગધરાજની સભાના મુખ્ય પંડિત સાર્વભૌમ ઠાકુરનેજ મળી ચૂકયો છે. તેમને માટે જ આ આસન નિર્માઇ ચૂકયું છે, માટે તમે અહીંથી ઊઠીને બીજા કોઈ આસનપર બેસી જાઓ! તમે તેમના આસનપર શા માટે બેઠા છો? કોને પૂછીને તમે આ રાજસભામાં આવ્યા છો? અહીં આવવાનું તમને કોણે આમંત્રણ આપ્યું છે? તમારી આમંત્રણપત્રિકા કયાં છે વારૂ?"

ચાણકયે, કુપટકને જોતાંની સાથેજ ઓળખી લીધો, તેથી તેણે તેનાં ઉદ્ધતાઈ તથા અપમાન ભરેલાં સંબોધનો સાંભળવા છતાં ક્રોધિત ન થતાં શાંતતાથી જ કહ્યું કે;—"ભાઈ, તું મારૂં નાહક અપમાન કરે છે! મહારાજ મગધેશ્વરે જ આજે આ શ્રાદ્ધસભામાં, મને મુખ્ય બ્રાહ્મણના પદપર નિયુકત કર્યો છે. તું એટલું તો અવશ્ય જાણી લેજે કે ચાણકય દરિદ્ર હોવા છતાં પણ, રાજાની ખુશામત કરનારો અથવા દ્રવ્યની લાલચ રાખનારો ભિક્ષુક નથી. રાજાની સભાના મુખ્ય પંડિતનું પદ પ્રાપ્ત કરવાનો તે બિલ્કુલ આકાંક્ષી નથી. રાજાને પ્રસન્ન કરવા માટે તે બિલ્કુલ ખુશામત કરે તેવો નથી. રાજાનું આમંત્રણપત્ર મળવાથીજ હું અહીં આવ્યો છું. આ પત્ર બતાવ્યા પછી, રાજ્યના કર્મચારીઓએ મને આ આસનપર બેસાડયો છે. હું મારી ઇચ્છાથી બેઠો નથી. આ પ્રમાણે મારૂં આવું ભયંકર અપમાન કરવાનો તને બિલ્કુલ અધિકાર નથી. હું રાજાના આગ્રહથી જ અહીં આવ્યો છું, માટે જો રાજા કહેશે તો જ આ આસનપરથી ઉઠી, મને યોગ્ય લાગશે તેમ કરીને, હું આ સભાસ્થાનનો ત્યાગ કરીશ, અહીંથી એકક્ષણ પણ ગાળ્યા વિના ચાલ્યો જઇશ."

કુપટકે કહ્યું:–"જોઉં વારૂ, તમારી આમંત્રણ-પત્રિકા કયાં છે?"

ચાણકયે પોતાના ખેસના એક છેડાની ગાંઠ છોડીને તેમાંથી એક પત્ર બહાર કાઢયું અને ત્યાર પછી તે પત્ર કુપટકના હાથમાં આપ્યું. કુપટકે તે પત્ર હાથમાં લઇને બરાબર વાંચી જોયું અને ત્યાર પછી મુખ મરડીને કહ્યું કે;–"એ તુચ્છ બ્રાહ્મણ, આ પત્ર તદ્દન બનાવટી છે, તું કોઈ પાંડિત્યનો અભિમાની પુરુષ નહિ પણ ભયંકર દગાબાજ

પુરુષ છે ? તું નવીન નીતિશાસ્ત્રનો પ્રચારક પુણ્યાત્મા નહિ, પરંતુ ભયાનક પાપનો પ્રચાર કરનાર પાપ પ્રચારક શયતાન છે. તું ઢોંગી છે, ધૂર્ત્ત છે, ઠગારો છે. શું આવાં બનાવટી પત્રો લાવીને તું રાજસભાનો મુખ્ય પંડિત થવા ધારે છે ? રાજાની આંખમાં ધૂળ નાંખીને પ્રધાન બ્રાહ્મણનું પદ પ્રાપ્ત કરવાની આકાંક્ષા રાખે છે. પરંતુ યાદ રાખજે કે, જ્યાંસુધી આ કુપટકની હયાતી હશે, ત્યાં સુધી તારી કપટવિદ્યા જરાપણ ચાલી શકશે નહિ. જો કપટવિદ્યા ચલાવવી હોય, તો સમરકેતુની રાજસભામાં જા. ત્યાં તારાં સર્વ પ્રપંચો ચાલી શકશે, પરંતુ પ્રબળ પ્રતાપવાળા મહારાજા ધનનંદની સભામાં તારા કપટનું સર્વ પોકળ ફૂટી જશે અને તારા જેવા એક નિર્બળ બ્રાહ્મણને વિના મોતે મરણને આધીન થવું પડશે. ”

ચાણક્ય કુપટકની આવી તીવ્ર અને કઠોર વાણી સાંભળીને ઘણોજ ગુસ્સે થયો. તેનું મુખ ક્રોધને લીધે લાલચોળ બની ગયું. તેણે ઘણાજ કઠોર સ્વરથી કુપટકને ઉદ્દેશીને કહી સંભળાવ્યું કે;–“ રે દુષ્ટ, કર્મકાંડના જ્ઞાનથી હીન થયેલા પામર પશુ ? તારી જિવ્હાને જરા સંભાળી લે, નહિતો આજે તારો બચાવ થઈ શકશે નહિ. ઓ નીચ, પાપી, એક કર્મનિપુણ બ્રાહ્મણને શયતાનના નામથી સંબોધતાં તને લેશ પણ લજ્જા નથી આવતી ? ધૂર્ત્ત કે ઠગારાના નામથી બોલાવતાં તારી જિવ્હા કેમ નથી કપાઈ જતી ? અધમ, મગધરાજ તરફથી મળેલા પત્રને તું બનાવટી પત્ર ઠરાવે છે ? મારા પવિત્ર વર્ત્તન પર ભયંકર આક્ષેપ કરીને તું મને ઢોંગી ધૂતારો ધારે છે? શું હું અહીં કપટ કરવા આવ્યો છું ? ઓ નરપિશાચ ? તને સારા સારનો જરા પણ ખ્યાલ નથી ? એક દિવસ મેંજ તને ભયંકર મૃત્યુના મુખમાંથી બચાવ્યો છે, એનું તને લેશ પણ સ્મરણ નથી ? કૃતઘ્ન શયતાન ! તું પોતે જ શયતાન હોવા છતાં દેવતુલ્ય મનુષ્યને શયતાન માને છે ? ધિક્કાર છે, પાપાત્મા તને અને તારી જનનીને. જો તે દિવસેજ મેં તને છોડાવ્યો ન હોત, તો તું મારી સાથે આવા શબ્દો ઉચ્ચારવાને કદાપિ શક્તિવાન થઇ શકત નહિ. જો રાજા સમરકેતુના સૈનિકોના હાથથી તારૂં અસ્તિત્વ આ દુનિયામાંથી નાબૂદ થયું હોત, તો તારાથી આવાં ગર્વિષ્ટ વચનો બોલી શકાત નહિ. ખરેખર તને જીવનદાન આપવામાં મેં ભયંકર ભૂલ કરી છે, દૂધપાઇને ભયંકર નાગ ઉછેર્યો છે. તું પિશાચ છે, તારૂં હૃદય પાપથી આકંઠ ભરેલું છે અને તેથી તારા હૃદયમાંથી સારાસારનો વિચાર કરવાની શક્તિનો સર્વથા લોપ થયો છે. ”

આ સાંભળીને કપટકે કહ્યું:–"બહુ લવારા કરવા જતાં મહારાજ, વિના વાંકે માર્યો જઇશ. મેં ઠેક ઠેકાણે બ્રહ્મતેજ જોયું છે, એટલે તારૂં તેજ જોવાની મને કાંઈ પણ જરૂર નથી. ચાલ જલ્દી આ આસનનો ત્યાગ કર. રાજા હમણાં સભામાં આવી પહોંચશે. આ આસનપર જે વ્યક્તિ આરૂઢ થશે, તેને દશહજાર સોનામોહોર દાનતરીકે આપવામાં આવશે. હજી પણ મારૂં કહેવું માની તું અહીંથી ઉઠીને બીજા આસનપર બેસી જા. આ આસનનો અધિકાર તો સ્હામે બેઠેલા સાર્વભૌમ ઠાકુરને મળી ગયો છે, માટે તું સત્વર અહીંથી ઉઠી જા, નહિતો રાજાના આગમન પછી તને ભયંકર અપમાન કરીને આ આસનપરથી ઉઠાડી મૂકવામાં આવશે."

ચાણક્ય કોઇપણ પ્રકારે આસનનો ત્યાગ કરે તેમ નથી, એ જોઇ કપટકે તેનો હાથ ઝાલીને તેને આસનપરથી ઉઠાડી મૂકવાનો પ્રયત્ન કર્યો. ચાણક્ય આવી રીતે પોતાનું હદ ઉપરાંત અપમાન થતું જોઇને અત્યંત ક્રોધ સહિત બોલ્યો કે;–"આ શ્રાદ્ધક્રિયા નિષ્ફળ થાઓ, તેમાં હજારો વિઘ્નો આવી પડો. આ યજ્ઞ ફળહીન થાઓ અને દુષ્ટ, નરપિશાચ કુપટક તારા મસ્તકપર વજ્રપાત થાઓ. અલ્પ સમયમાં સભામાં હાજર રહેલા સર્વ સભાસદોના હૃદયમાં એક પ્રકારની ભયંકર દુશ્ચિંતાનો ઉદય થાઓ. બ્રાહ્મણનું આવું અપમાન કરનાર પાપ પ્રતિમાનો આ પૃથ્વીપરથી સત્વર સંહાર થાઓ અને અવિચારી ઉન્મત્ત કપટનો એકદમ ધ્વંસ થઇ જાઓ."

આ પ્રમાણે ભયંકર ખળભળાટ થયેલો જોઇને મંત્રી રાક્ષસ તથા સાર્વભૌમ પંડિત, ચાણક્ય તથા કપટક પાસે આવી લાગ્યા, તેઓ બન્નેને શાંત કરવાનો યત્ન કરતા હતા, એવામાં મગધરાજ ધનનંદ પણ ત્યાં આવી પહોંચ્યો. તે આ અદ્‌ભુત બનાવ જોઇને ઘણોજ અજાયબ બની ગયો.

આ ભયંકર બનાવથી આખા સભાગૃહમાં એક પ્રકારના શોકની છાયા છવાઇ ગઇ. જેઓ ચાણક્યને ઓળખતા હતા, તેઓ સર્વ આ બનાવનું રહસ્ય જાણવા માટે એકદમ ઉભા થઇ ગયા. જેઓ વિદ્વાન, બુદ્ધિમાન અને પક્ષપાત વગરના હતા, તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા કે;–"શું, રાજાના સાળાનું આવું ભયંકર સાહસ કે, તેણે કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વગર ચાણક્ય જેવા મહા વિદ્વાન અને તેજસ્વી પુરુષનું આવું ભયંકર અપમાન કર્યું. જે ચાણક્ય એક આદર્શ મુનિની

પેઠે સમસ્ત જન સમાજમાં પૂજાય છે, તેનું રાજસભા વચ્ચે આવું ખુલ્લું અપમાન! શ્રાદ્ધ સભામાં નારાયણ અને બ્રાહ્મણોનું માન સમાન ગણાય છે, બન્નેની એક સરખીજ પૂજા કરાય છે. તેમ છતાં ચાણક્ય જેવા મહા પ્રતાપી બ્રાહ્મણપર આવો અસહ્ય અત્યાચાર! કુપટકની આટલી બધી કુટિલતા! રાજાના સાળા મૂર્ખ કુપટકે કેવો ભયંકર સર્વનાશ ઉત્પન્ન કર્યો છે! તેના આ અધમ આચરણથી અવસ્ય કાંઈક ખળભળાટ જાગી ઉઠશે. ચાણક્યના શાપથી આખું મગધરાજ્ય નષ્ટ થશે અને પ્રજામાં એક પ્રકારનો ભયંકર હાહાકાર જાગી ઉઠશે. અલ્પ સમયમાં ભયંકર અનર્થ ઉત્પન્ન થશે અને તેનું પરિણામ ઘણુંજ માઠું આવશે. રાજાના કાને આ વાત પહોંચી ગઈ. તેણે સર્વ સભાસદોને શાંત કરવાના ઉદ્દેશથી કહ્યું કે;—"સભાસદ ગણ! આપ સર્વે શાન્ત થાઓ, હું પોતેજ આ બનાવનો ઇન્સાફ આપવાની ઈચ્છા ધરાવું છું, માટે થોડીવાર સુધી આપ સર્વ શાંત બેસી રહો."

રાજા, કુપટકના મુખેથી બધી બીના સાંભળી લીધા પછી બોલ્યો કે;—"મહારાજ, આ સર્વ શો બનાવ બન્યો છે વારૂ?"

ચાણક્યે ઉત્તર આપ્યું કે;—"રાજાધિરાજ, આપનું આમંત્રણ-પત્ર મળવાથીજ હું અહીં આવ્યો હતો અને આપની આજ્ઞાનુસારજ મેં પ્રધાન બ્રાહ્મણનું આસન ગ્રહણ કર્યું હતું, પરંતુ આપના સાળા કુપટકે તે પત્રને બનાવટી ઠરાવીને મારૂં ભયંકર અપમાન કર્યું છે, બ્રાહ્મણનું અપમાન કરવાથી કેવું વિષમ પરિણામ આવે છે એનો તે બુદ્ધિહીન પુરુષે જરાપણ વિચાર કર્યો નથી. આમંત્રણ-પત્ર મોકલાવીને એક પ્રતિષ્ઠિત બ્રાહ્મણનું ભરી સભામાં આવું ભયંકર અપમાન કરવું, એ શું આપને માટે યોગ્ય ગણાય ખરૂં કે? બ્રાહ્મણના તેજમાં કેવી અદ્‌ભુત શક્તિ સમાયલી છે, તે આપ જાણો છો કે?"

રાજા ચાણક્યની વાર્ત્તા સાંભળીને દબાઇ ગયો અને ત્યાર પછી કાંઇક વિચાર કરીને બોલ્યો કે;—"મહારાજ, આપનું આમંત્રણપત્ર બતાવો જોઇએ વારૂ!"

તે આમંત્રણપત્ર તે વખતે કુપટકના હાથમાં હતું, તેથી કુપટકે તરતજ તે પત્ર રાજાના હાથમાં આપી દીધું.

મગધેશ્વરે જોયું કે, તે પત્રમાં પોતાનું નામ તથા મોહોર છાપેલાં હતાં. આ જોઇને તે અતિ વિસ્મિત થયો, તેણે તે પત્ર પોતાના મંત્રી રાક્ષસ અથવા ધીરબુદ્ધિના હાથમાં આપીને કહ્યું કે;—"મંત્રિવર્ય,

તમે તમારા હાથથી બધાં આમંત્રણ પત્રો લખેલાં છે, માટે જૂઓ જોઇએ કે, આ આમંત્રણ પત્ર તમારા હાથની લખાયું છે ?"

મંત્રી રાક્ષસ કેટલીકવાર સૂધી પત્રનું નિરીક્ષણ કરીને બોલ્યો કે;–"મહારાજ! આ પત્ર મારા હાથનું લખેલું છે એ ખરૂં, પરંતુ આમાં આ ખાસ રાજમુદ્રા શી રીતે છપાઇ, તે મારાથી સમજી શકાતું નથી. મુખ્ય મુખ્ય પંડિતોનાં આમંત્રણપત્રો સંસ્કૃત ભાષામાં લખાવવામાં આવ્યાં છે. અને માનનીય ગણાતા પંડિતોની સંખ્યા ઓછી હોવાથી તેમનાં આમંત્રણપત્રો મેં મારા પોતાના હાથથીજ લખેલાં છે. તેમ છતાં આ બ્રાહ્મણ પંડિતને મેં કોઇપણ પત્ર મોકલાવ્યું જ નથી. તેમજ વળી તેમાં રાજમુદ્રાની છાપ શી રીતે છપાઇ, તે પણ મારાથી કહી શકાતું નથી. મને માત્ર એટલું જ યાદ છે કે, આવી બે મુદ્રાઓ તૈયાર કરાવવામાં આવી હતી, તેમાની એક મારી પાસે છે અને બીજી–"

" મંત્રી રાક્ષસ આમ કહીને બોલતો બંધ થયો. એ જોઇ રાજા ધનનંદ ઉત્સુકતાને આધીન થઇને બોલ્યો કે;—" અને બીજી મુદ્રા કોની પાસે છે વારૂ ?"

રાક્ષસે ઉત્તર આપ્યું કે;–" જેની પાસે તે મુદ્રા હતી, તે વ્યક્તિ અત્યારે આ લોકમાં નથી મહારાજ ! હું નથી જાણી શકતો કે, આ રાજમુદ્રા અત્યારે કોની પાસે છે. ! મારી પાસે જેવી રાજમુદ્રા છે, તેવીજ બીજી એક રાજમુદ્રા સ્વર્ગીય રાજમંત્રી શકટાર પાસે હતી, એવી મને સંપૂર્ણ ખાત્રી છે."

રાક્ષસની વાર્ત્તા સાંભળી લીધા પછી રાજાએ ચાણકયના તરફ જોઇને કહ્યુ કે;—" પંડિતરાજ ! આ પત્ર આપે કોની પાસેથી મેળવ્યું હતું વારૂ ?"

ચાણકયે ઉત્તર આપ્યું કે;–" મહારાજ ! આ પત્રને માટે હું ભિક્ષુક બનીને કયાંય પણ ગયો નથી. પરંતુ આપના બે પત્રવાહકો પાસેથી વગર માગ્યે મને આ પત્ર અનાયાસ જ મળી શકયું છે. તે સિવાય હું બીજું કાંઇપણ જાણતો નથી."

રાજાએ પૂછ્યું કે;—" આપ તે પત્રવાહકોનાં નામ જાણોછો ખરા કે ?"

ચાણકયે ઉત્તર આપ્યું કે;—" ના મહારાજ, મને તેમનો પરિચય મેળવવાનો અવસર મળી શકયો નથી. કારણ કે, જે સમયે પત્ર-

વાહકો મને આમંત્રણપત્રિકા આપવા માટે આવ્યા, ત્યારે હું મારા એક ખાસ અગત્યના કાર્યમાં ગુંથાયો હતો. ”

સાર્વભૌમ ઠાકુરની સાથે ચાણક્યને ઘણા દિવસ થયાં વિદ્યાની પ્રધાનતાના યોગે અણબનાવ થઇ ગયો હતો. સાર્વભોમ ઠાકુર જો કે મહા પંડિત હતો, પરંતુ તેનામાં વિદ્યાનું જરા વિશેષ અભિમાન આવી ગયું હતું અને તે સાથે તે મૂર્ખ પણ હતો. ચાણક્ય સર્વ પંડિતોમાં અગ્રગણ્ય ગણાતો હતો તેવો જ તે બુદ્ધિમાન અને શાણો હતો. તે અવિચારથી એક પણ કાર્ય કરતો નહોતો. ચાણકયની વિદ્યા, ગૌરવ અને પ્રતિષ્ઠાના યોગે સમસ્ત મગધભૂમિ ઉજ્જવલિત ગણાતી હતી. તે જેવો વિદ્વાન હતો, તેવોજ ચારિત્રવાન હતો. તેનું ચારિત્ર એક આદર્શ ઋષિના જેવું અનુકરણીય હતું. આ સર્વ કારણોથી ચાણક્ય જનસમાજમાં અતિ પૂજાતો હતો અને લોકો તેના તરફ દૃઢશ્રદ્ધા તથા ભક્તિ પણ રાખતા હતા. ”

સાર્વભોમ ઠાકુરે જ્યારે જોયું કે, પોતાને મળનારી દશ હજાર સોનામોહોરો પોતાનો નિત્યનો હરીફ ચાણક્ય લઇ જવાને તૈયાર થયો છે, ત્યારે તે બોલ્યો કે;—“ મહારાજ! હું આપની સભાનો મુખ્ય પંડિત છું. આ શ્રાદ્ધક્રિયાના મુખ્ય બ્રાહ્મણના પદપર હમેશાં હું પોતેજ આરૂઢ થતો આવ્યો છું. રાજદરબારનાં દરેક શુભ કાર્યો મારા હાથથીજ થાય છે, માટે આ આસનનો અધિકાર મારા વિના બીજા કોઇને પણ મળવો જોઇએ નહિ. આ ધૂર્ત્ત બ્રાહ્મણ, દ્રવ્યના લોભ અને લાલચથી બનાવટી પત્ર તૈયાર કરી લાવ્યો છે. હું આ લુચ્ચા ચાણક્યને ઘણા દિવસ થયાં ઓળખું છું. તે દ્રવ્યનો ઘણોજ લાલચુ પુરુષ છે. ”

ફરીવાર ચાણકયનું નામ સાંભળીને મગધરાજ ધનનંદ સહજ ચમકી ઉઠયો. એ ચાણક્ય પંડિતનો વૃત્તાંત તે જાણતો નહોતો તેમ નહોતું. તેણે ચાણક્યને પોતાની સભાના પંડિતોમાં દાખલ થવાનું અનેકવાર સૂચવન કર્યું હતું. તથા અનેક યત્નો પણ કર્યા હતા; પરંતુ ચાણક્ય “ રાજાની કૃપા અતિ ચંચળ અને અસ્થિર હોય છે ” એમ કહીને રાજસભામાં રહેવાની ઇચ્છા કરતો નહોતો.

મહારાજ ધનનંદે કાંઇક વિચાર કર્યા પછી કહ્યું કે;—“ આજનો બનાવ ઘણો જ ભયંકર ભેદ ભરેલો જણાય છે. આપના હાથમાં આ આમંત્રણ–પત્ર શી રીતે આવ્યું તે અમારાથી કોઇપણ રીતે

સમજી શકાતું નથી. પરંતુ ખેર, જ્યારે આપ આજે મારા પિતાના શ્રાદ્ધને દિવસે ભિક્ષુક તરીકે આવ્યા છો, તો હું તમને એકસો સોના મોહોરો આપવાની આજ્ઞા આપું છું. આપ તે સોનામોહોરો લઇને આ રાજગુરુ અથવા શ્રાદ્ધક્રિયાના મુખ્ય બ્રાહ્મણના આસનનો ત્યાગ કરો. અમે આપને કોઇ પણ પ્રકારનું આમંત્રણ નહિ મોકલવાથી અત્યારે રાજગુરુના પદપર સ્થાપિત કરી શકીશું નહિ. આ આસનનો અધિકાર તો સર્વદા સાર્વભૌમ ઠાકુરનેજ આપવામાં આવે છે અને તે મુજબ આ વખતે પણ તેમને જ આપવામાં આવશે. તેઓ અતિ વિદ્વાન અને કર્મકાંડનિપુણ બ્રાહ્મણ છે, એટલે આવા ઉત્તમ આસનનો અધિકાર તેમને જ સોંપવો જોઇએ. ”

ચાણુકયને, રાજાની આ વાર્તા સાંભળવાથી પોતાનું મહા ભયંકર અપમાન થયું હોય એમ ભાસવા લાગ્યું. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે;—“ દેશ દેશના રાજા મહારાજાઓ, પંડિતો, વિદ્વાનો, ધનવાનો અને ઉત્તમ બ્રાહ્મણો સમક્ષ મારૂં આવું ભયંકર અપમાન ! ભરી સભામાં મારો આવો ભયંકર તિરસ્કાર ? શું સાર્વભૌમ સિવાય આ આસનને શોભાવે તેવા સર્વ પુરુષો આ અવનીમાંથી નષ્ટ થયા છે ? બ્રહ્માંડમાંની દૈવી વિભૂતિરૂપ ગણાતા સમસ્ત બ્રાહ્મણ કુળનો ધ્વંસ થયો છે ? બ્રાહ્મણ જાતિમાંથી વિદ્યા અને કર્મનિપુણતાનો નાશ થયો છે કે, નંદરાજા સાર્વભૌમને જ સર્વથી અધિક વિદ્વાન અને બુદ્ધિમાન માની બેઠો છે ? ચાણુકય જેવા સમર્થ પુરુષનું આટલી સીમા પર્યન્ત અપમાન ! આવી ભયંકર દુર્દશા ? શું રાજા નંદના મગજમાં ઉન્માદ રોગનો આવિર્ભાવ થયો છે અથવા તેની વિચાર શક્તિનો સર્વથા લોપ થઇ ગયો છે ? તેનાં નત્ર આગળ અધમતારૂપી ભયંકર અંધકારનો પડદો છવાઈ ગયો છે અથવા સારા સાર જોવાનો ખ્યાલ નાબુદ થયો છે ? હાય ! ભરી સભામાં આ પ્રમાણે લાંચ્છિત બનવા કરતાં ભયંકર કાળને આધીન થવું અથવા મરણના મુખમાં જવું એજ મારા માટે વિશેષ લાભદાયક છે ! ચાણુકય ! ઊઠ, ઉભો થા અને કર્મક્ષેત્રમાં જોડાઇ જા. રાજા ધનનંદને બતાવી આપ કે, બ્રહ્મતેજ કેવું હોય છે ? બ્રહ્મત્વનું અપમાન કરવા જતાં કેવું ભયંકર પરિણામ વેઠવું પડે છે ! બસ, જીવનના કર્મનું સૂત્ર એજ ધારી લે કે, આજથી નંદરાજાને તેના અપમાનનો બદલો વાળી આપીશ અને ખરૂં બ્રહ્મતેજ શું છે, તે બતાવી આપીશ. ”

ત્યાર પછી ચાણકયે ક્રોધથી લાલચોળ બની, સાક્ષાત્ અગ્નિદેવનું સ્વરૂપ ધારણ કરી રાજા ધનનંદને ઉદ્દેશીને ભયંકર ચીત્કારસહિત કહ્યું કે;–" રાજન્ ? આપના પિતાનું આ શ્રાદ્ધ નિષ્ફળ નિવડો ! પ્રેત અને પિશાચો તમે આવીને આ દેવોના આસન પર વિરાજો ? ઓ ભયંકર સ્વરૂપ ધારિણી પિશાચિકાઓ અને ડાકિનીઓ તમે પણ સત્વર આવો અને આ ગર્વિષ્ટ રાજન્‌ના પિતાના શ્રાદ્ધમાં ભયંકર ઉત્પાત મચાવો ! ઓહ ! માયાવિની માનિનીઓ ! તમે પણ આ દુષ્ટ કુપટકનો ભક્ષ કરવાને તૈયાર થઇ જાઓ ! લોહહીની તરસી જોગણીઓ, આવો, આવો એકદમ આવો અને તમારી રક્તપિપાસાને આ દુષ્ટોનું રક્તપાન કરી તૃપ્ત કરો ! ઓ ભયંકર નામધારક શયતાનો, તમે આવીને આ શ્રાદ્ધક્રિયામાં સામેલ થયેલા વિચારહીન મનુષ્યના રૂપમાં રહેલા પશુઓનો સત્વર ગ્રાસ કરો ? મહારાજ, આપનું આટલું બધું સાહસ, આટલી બધી ઉદ્ધતાઇ ? ભરી સભામાં બોલાવીને એક પ્રતિષ્ઠિત બ્રહ્મતેજયુક્ત બ્રાહ્મણનું ભયંકર અપમાન કરતાં આપને લેશ પણ લજ્જા ન આવી ? આસનપરથી એક યોગ્ય બ્રાહ્મણને ઉઠાડી મૂકતાં, જરા પણ વિચાર ન આવ્યો ? હવે મને સ્પષ્ટ જણાય છે કે, આ ધૂર્ત્ત અને મૂર્ખ કુપટક અથવા આપના આ લોભી અને કાંડજ્ઞાનવિહીન સભાપંડિતના છળથી મુગ્ધ થઇને, આપે મને અપમાનિત અને લાંચ્છિત કરવાના ઉદ્દેશથી આ ભરી સભામાં બોલાવ્યો હતો ? પરંતુ ચિન્તા નહિ, જ્યાં સુધી ચાણકયના શરીરમા રક્તનો પ્રવાહ વહેતો હશે, જ્યાં સુધી દેહમાં પ્રાણવાયુ વિદ્યમાન હશે અને જ્યાંસુધી હૃદયમાં શક્તિનો સંચાર હશે, ત્યાં સુધી આ દૃઢપ્રતિજ્ઞ ચાણકય, પોતાના ભયંકર અપમાનનો બદલો લીધા વિના કદાપિ શાંત રહેશે નહિ. "

શાપિત અને અપમાનિત મગધરાજ, ચાણકયની આ વાર્ત્તાથી ઘણોજ ક્રોધિત થયો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે;–" એક સાધારણ બ્રાહ્મણનું આવું વિષમ સાહસ ! આટલું બધું તેજ ! આવો બધો ગર્વ ! મારા યજ્ઞમાંજ આવીને તેણે મને શાપ આપ્યો ? મારા દ્વારમાંજ ભિક્ષુકરૂપે આવીને તેણે આટવોબધો ગર્વ દર્શાવ્યો ? આટલી બધી ઉન્મત્તતા પ્રકટ કરી બતાવી ? ભરીસભામાં મારા અનુચરો સમક્ષ મારૂં ભયંકર અપમાન કર્યું ? આ ધન, ધાન્ય યુક્ત વિશાળ મગધરાજ્યનો હું અધીશ્વર છું, કર્ત્તા હર્ત્તા અને ભાગ્યવિધાતાછું, છતાં મારા પિતાના શ્રાદ્ધના યજ્ઞમાં પ્રેતોનું આગમન થશે ? પિશાચિકાઓ આવી લાગશે ? અહા ! આ સર્વ હું શું સાંભળી ગયો ? ચાણકયે

મને શું કહી સંભળાવ્યું ? શું તેનો શાપ સત્યજ નિવડશે ? શયતાનો આવીને મારા પિતાના શ્રાદ્ધમાં ભયંકર ઉપદ્રવ મચાવશે ? હાય ! મારાથી સમજી શકાતું નથી. ચાણુકયનો શાપ અત્યારે મારા હૃદયમાં સેંકડો વિંછીના ડંખની વેદના ઉપજાવી રહ્યો છે. ”

મગધેશ્વર ધનનંદે, ચાણુકયની વાર્ત્તાથી અતિશય કોપિત થઇને તરતજ પોતાના એ અંગરક્ષકોને બોલાવીને આજ્ઞા આપી કે;—“ આ હતભાગિ અને બુદ્ધિહીન બ્રાહ્મણને હાલને હાલ આ રાજસભામાંથી બહાર કાઢી મૂકો અને રાજગુરુના આસનપરથી એકદમ પદભ્રષ્ટ કરો.”

રાજાના અંગરક્ષકો, ચાણુક્યની આવી ક્રોધિત મૂર્ત્તિ જોઇને, તેના શરીરનો સ્પર્શ કરવાની હામ ભીડી શકયા નહિ. પરંતુ મૂર્ખ અને અવિચારિ કુપટકથી સ્થિર રહી શકાયું નહિ. તે પાપાત્મા ચાણુકયને રાજગુરુના આસનપરથી ઉઠાડી મૂકવાને એકદમ તૈયાર થઇ ગયો. તેણે વિચાર્યું કે, જ્યારે રાજાનીજ આજ્ઞા મળી ચૂકી છે, ત્યારે પછી ભય રાખવાનું શું કારણુ છે ? અત્યારે તો તેને બદલો લેવાનો બરાબર અવસર મળી ગયો હતો, તેથી તે દુષ્ટ એકદમ ચાણુકય પાસે જઇ પહોંચ્યો અને તેને આસનપરથી ઉઠી જવાની આજ્ઞા ફર્માવવા લાગ્યો.

કુપટક પોતાના અનુચરોને આંગળીથી ઇશારો કરીને, ચાણુકયના શરીરપર ધસી ગયો. તે જ્યારે તે મહાપંડિત ઋષિના, પવિત્ર શરીરનો પુનઃ સ્પર્શ કરવા માટે તૈયાર થયો, એ સમયે ચાણુકય પોતાની ઇચ્છાથી તે રાજગુરુના આસનનો ત્યાગ કરી રાજસભામાં આવીને ઉભો રહ્યો.

તેની બન્ને આંખો ક્રોધથી કમ્પી ઉઠેલા રૂદ્રની પેઠે ધક્ધક્ કરતી સળગી ઉઠી હતી, તેમાંથી જાણે સળગતા અગ્નિની પ્રચંડ જ્વાળાઓ બહાર નીકળી રહી તે અગ્નિ જાણે સમસ્ત બ્રહ્માંડને બાળીને ભસ્મીભૂત બનાવી દેશે કે શું ! એવો આભાસ થઇ આવતો હતો. તેનું આખું શરીર લજ્જા તથા અપમાનના યોગે વાયુથી કમ્પતાં વૃક્ષની પેઠે થરથર કમ્પી રહ્યું હતું. તેના લલાટ પ્રદેશમાં ક્રોધને લીધે પરસેવાના બિન્દુઓ ઉભરાઇ આવ્યા હતા. સારાંશ કે, આ સમયે ચાણુકયે સાક્ષાત્ ક્રોધના અવતાર તરીકે ઓળખાતા દુર્વાસામુનિનું સ્વરૂપ ધારણુ કરી લીધું હતું. તેના રોમરોમમાં ક્રોધનો ભયંકર અગ્નિ સળગી ઉઠયો હતો અને તે અગ્નિએ તેને વિહ્વળ બનાવી દીધો હતો.

રાજસભાના મધ્યભાગમાં આવ્યા પછી ચાણુકયે આકાશ તરફ

દૃષ્ટિ કરીને કહ્યું કે;—"હે નારાયણ, હે મધુસૂદન, મુરારી! તુંજ અત્યારે મારો સાચો સાક્ષી છે. કારણ કે, આ નંદરાજાની સભામાં ઉપસ્થિત થએલા સર્વ જનો તેની ખુશામત કરનારા અને હાજીહા કરનારા કાપુરુષો છે, તેથી તેમનાથી સત્યનો પક્ષ લઈ શકાય તેમ નથી. સત્યનું નામ સાંભળતાંની સાથેજ તેમના હૃદયમાં કંપનો આવિર્ભાવ થાય તેમ છે, ન્યાયનું નામ લેતાં તેમના ગાત્ર શિથિલ થઇ જાય તેમ છે, માટે મારે તારા વિના તેમની સાક્ષીની કાંઇ આવશ્યકતા નથી. જેમના હૃદયમાં નીતિનો સંચાર નથી, તેમને સાક્ષી રાખવામાં પણ હું મહાભયંકર પાપ માનુંછું. પ્રભુ, કૃપાસિન્ધુ! મેં કાંઇપણ અપરાધ અથવા અનાચાર કર્યો નથી. જો આ આમંત્રણપત્ર મને ન મળ્યું હોત, તો હું કદાપિ મગધરાજના પિતાની શ્રાદ્ધક્રિયામાં આવતજ નહિ. જે રાજા આવો ગર્વિષ્ટ છે, આવો કર્મકાંડવિહીન છે, જે સર્વ પૂજ્ય બ્રાહ્મણનું અપમાન કરવામાં ભયંકર સાહસી છે, તેના સાહસની, ધૃષ્ટતાની અને મૂર્ખતાની સીમાજ નથી. એક અધમમાં અધમ મનુષ્ય જે કાર્ય કરતાં લજ્જિત થાય, તે કાર્ય આ ગર્વિષ્ટ મગધરાજે આજે પ્રત્યક્ષ કરી બતાવ્યું છે! સર્વમાન્ય બ્રાહ્મણ જ્ઞાતિના એક ભદ્ર પુરુષનું ભરી સભામાં ભયંકર અપમાન કર્યું છે. હાય! મારાપર વજ્રનો આઘાત કેમ ન કર્યો? મારા આ દેહના છુંદેછુંદા કેમ ન કરી નાખ્યા, મારા શરીરમાંથી લોહીની ધારાઓ કેમ ન વ્હેવડાવી? મારા ચર્મને શા માટે ન ખેંચી લીધું? મને ભયંકર યંત્રણા કેમ ન આપી? હું તે સર્વ દુઃખોને સહન કરી લેત, પરંતુ આ અપમાન તો મારાથી કદાપિ સહી શકાય તેમ નથી. આજના આ દારૂણ અપમાને મારા હૃદયમાં એક પ્રકારનો વિષમ આઘાત કર્યો છે. હે મધુસુદન! તેં ઉત્તમ સન્માન, જ્ઞાનની પ્રતિભા, બુદ્ધિમત્તા અને અને મહત્ત્વ આપીને મને આ પુણ્યશાળી ભારતભૂમિમાં મોકલી આપ્યો છે! બ્રાહ્મણનો પવિત્ર જન્મ આપીને મને સારા સંસ્કાર તથા વિદ્યાથી વિભૂષિત કર્યો છે. એ બ્રાહ્મણો જ હિન્દુધર્મના સાચા સ્તંભ છે, હિન્દુત્વના ખરા પોષકો છે, હિન્દુઓનું સર્વસ્વ છે. વ્યાસ, પારાશર, મનુ, યાજ્ઞવલ્કય આદિ સર્વ મહામુનિઓએ બ્રાહ્મણનું મહત્ત્વ ગાવામાં કશી ન્યૂનતા રાખી નથી. બ્રાહ્મણોને પૂજનીય માનવામાં લેશ પણ લજ્જા ધારી નથી. તેમજ પોતાની સ્મૃતિઓમાં પણ તે મહાત્માઓએ બ્રાહ્મણનું મહત્ત્વ જાળવવા માટે અન્યજનોને ઉપદેશ આપવાનો પૂરતો પ્રયત્ન કર્યો છે, તેજ પવિત્ર બ્રાહ્મણ જાતિનું આવો મૂર્ખ અને સારા સારની તુલના કરવાની શક્તિથી વંચિત રહેલો અધમ રાજા ધનનંદ

આવું ભીષણ અપમાન કરે, એ મારાથી શી રીતે સહી શકાય? હા—જો હું મારા કર્મકાંડથી અજ્ઞાન હોઉં, વિદ્યાથી વંચિત રહેલો હોઉં, બ્રાહ્મણ ધર્મનું પાલન ન કરતો હોઉં, વ્યભિચાર આદિ અધર્મમાં લિપ્ત થયો હોઉં, તો રાજા નંદનું આ અપમાન સહન કરવાને સર્વથા યોગ્ય છું, પરંતુ મારી વસ્તુસ્થિતિ તો તેવી છે જ નહિ. સાર્વભૌમ ઠાકુર કરતાં વિદ્યામાં મેં અધિક કુશળતા મેળવી છે. વર્તનમાં પણ તેનાથી વિશેષ છાપ બેસાડી છે. તેમ છતાં મને રાજગુરુના આસનપરથી રાજાનંદે શા માટે ઉઠાડી મૂક્યો ? ભરી સભાવચ્ચે મને શા માટે મૂર્ખ ઠરાવ્યો ? હે પરમાત્મા ! જે રાજા આવો દાંભિક અને અવિચારિ છે, પક્ષપાતના શસ્ત્રથી જેની જિવ્હા કપાઇ ગઇ છે, અને અધમતાનો પ્રચાર કરવામાં જેણે મહત્તા માની છે, તે દુરાચારી રાજા પર તું તારા કોપાગ્નિની વૃષ્ટિ વર્ષાવ, તેને બાળીને ભસ્મ બનાવ.”

ત્યાર પછી ચાણક્યે પોતાના મસ્તકપર બાંધેલી શિખાને છૂટી કરીને આગળ કહેવા માંડયું કે;—“ દાંભિક મગધરાજ ! તેં આજે મને આવી હીનતાથી લાંચ્છિત અને અપમાનિત કર્યો છે, તેથી તેં એક પ્રકારનું મહાપાપ કર્યું છે. હું જો વેદપરાયણ બ્રાહ્મણ હોઉં, ગાયત્રિની આરાધાન કરતો હોઉં, હોમાગ્નિમાં ઘીની આહુતિ આપીને દેવતાઓને સતુષ્ટ કરતો હોઉં, તુળસીચંદન ચઢાવીને નારાયણની નિત્ય સેવા પૂજા કરતો હોઉં, તો આજથી મારી આ શિખાને મુક્ત કરીને ભયંકર પ્રતિજ્ઞા લઉં છું કે, જ્યાં સૂધી હું મારૂં વૈર વાળી શકીશ નહિ, જ્યાં સૂધી મારા અપમાનનો બદલો લઇ શકીશ નહિ, ત્યાં સૂધી બ્રાહ્મણોના બ્રહ્મત્વના મુખ્ય ચિન્હરૂપ ગણાતી આ શિખાને કદાપિ બંધનયુક્ત કરીશ નહિ. હું નારાયણના પવિત્ર નામનું સ્મરણ કરીને શપથ લઉંછું કે, સમગ્ર નંદવંશનો જ્યાં સૂધી હું ધ્વંસ કરી શકીશ નહિ, ત્યાં સૂધી આ મગધરાજ્યમાં પ્રવેશ પણ નહિ કરૂં મૃત્યુ જ્યાં સૂધી તારી કલુષિત જિવ્હાને જન્મને માટે બોલતી બંધ નહિ કરે, ત્યાં સૂધી હું આ મગધભૂમિમાં પગપણ નહિ મૂકું. તારો આ સુવર્ણજડિત રાજમુકુટ જ્યારે બીજા કોઇ ધાર્મિક અને બ્રહ્મભક્તિપરાયણ રાજાના મસ્તકપર શોભાવી શકીશ નહિ, આ વિશાળ મગધરાજ્યમાંથી તારી સ્મૃતિનો પણ લોપ કરાવી શકીશ નહિ, પ્રજાવર્ગમાં તારા પ્રત્યે ઘૃણા, ધિક્કાર અને ફિટકારની ભયંકર લાગણી કરાવીને, તારૂં અસ્તિત્વ આ વિશ્વમાંથી નાબૂદ કરીશ નહિ, ત્યાં સૂધી હું મગધરાજ્ય તરફ દષ્ટિ પણ નહિ કરૂં. જ્યારે તું, તારો સમગ્ર પરિવાર, તારો દુષ્ટ અમાત્ય

રાક્ષસ, તારા અવિચારી સહાયકો અને તારી ખુશામત કરનારા પાપાત્મા-ઓ આ પૃથ્વીના પૃષ્ટપરથી હણાઇ જશે, તેમનાં તથા તારાં નામ અને ચિન્હનો લોપ થશે. તારી સત્તા પ્રબળ ઝંઝાવાતમાં તણાઈ જશે, તારૂં પરાક્રમ વાયુમાં વિલીન થશે. તારી સર્વશક્તિઓ ભૂગર્ભમાં મળી જશે, તારા બળ અને તેજનો ક્ષય થશે. પ્રચંડ જવાળામુખી પ્રજળી ઉઠીને તારી સર્વ સ્મૃતિઓને બાળી મૂકશે, ત્યારે હું પુનઃ આ ધ્વંસ થયેલા સામ્રાજ્યમાં આવી તારા આ જ સિંહાસન પર ઉભો રહીને નિર્ભયતાથી મારી શિખાનું બંધન કરીશ. જ્યાં સુધી મારી આ પ્રતિજ્ઞાને પાર પાડી શકીશ નહિ, ત્યાં સુધી હું મારી આ શિખાને મુક્તાજ રહેવા દઇશ. હું ચાણકય છું અને મારૂં બીજું નામ કૌટિલ્ય અથવા કુટિલતા છે. હું કુટિલતાનો અવતાર છું. મારી કુટિલવિદ્યાના પ્રભાવે તારો ધ્વંસ કરવામાં મને એક ક્ષણનો પણ વિલંબ લાગશે નહિ. એકાગ્રતા અને દઢતા એજ મારા જીવનનો મૂળ મંત્ર છે. હું મારા નિશ્ચયથી અને એકાગ્રતાથી કદાપિ પાછો હઠું તેવો નથી. કદાચિત્ આકાશનાં નક્ષત્રો ગતિહીન થઈ જાય, મેદિની રસહીન બની જાય, સુધાનો સ્વાદ આપનારૂં મિષ્ટ જળ પણ હળાહળ બનીને પ્રાણહારક બની જાય, તો પણ હું મારી દઢતાથી પાછો ફરૂં તેમ નથી. દુષ્ટનો ધ્વંસ કરવો, તેમનું દમન કરવું એજ મારી જીંદગીનો સાર છે.

પાપાત્માઓની પાપલીલાને પૃથ્વીપરથી નષ્ટ કરવામાંજ હું એક પ્રકારની મહત્તા માનું છું. મારા જીવનનું મહાવ્રત માત્ર સત્યપ્રિય મનુ-ષ્યોની સેવા બજાવવાનું છે, જ્યારે મારા એ મહાવ્રતને હું પૂર્ણ કરી શકીશ, ત્યારેજ આ શાપથી દગ્ધ થયેલી મગધભૂમિમાં પાછો આવીશ. તારો નાશ થયા પછી મરૂભૂમિ તુલ્ય બનેલી મગધભૂમિને હું મારી કુટિલતાને પ્રભાવે નંદનવન બનાવી દઇશ, નષ્ટ થયેલા નંદવંશને સ્થાને એક પવિત્ર વંશના રાજકુમારને સિંહાસનનો સ્વામી બનાવીશ. જે સ-ભામાં બ્રાહ્મણનું અપમાન થયું છે, તેજ રાજસભામાં પુનઃ બ્રાહ્મણોની પ્રબળ સત્તા વિસ્તારીશ. તારી રાજભક્તિ ગમે તેટલી પ્રબળ હશે, તારા તરફ પ્રજાજનોનો ગમે તેટલો પ્યાર હશે, તોપણ તે બ્રહ્મતેજની આગળ છેક તુચ્છ થઈ પડશે. બ્રાહ્મણની સત્તા કેવી છે, બ્રાહ્મણોમાં બ્રહ્માંડને પણ ડોલાવવાની શક્તિ વ્યાપેલી છે, એ બધી બાબતો, તને જ્યારે પ્રત્યક્ષ અનુભવ મળશે ત્યારેજ તું જાણી શકશે. જે પરશુરા-મના પ્રભાવથી સમસ્ત ક્ષાત્રજાતિનો ધ્વંસ થયો હતો, તે પરશુરામ ભગવાન પણ બ્રાહ્મણજ હતા અને બ્રહ્મતેજથી પરિપૂર્ણ હતા. બ્રહ્મ-

તેજના પ્રભાવેજ તેઓ એવું વિશ્વવિખ્યાત કાર્ય કરી શકયા હતા, એ તું નિશ્ચયપૂર્વક જાણી લેજે. એક દિવસ તું મારી આ બધી વાતોને સારી રીતે સમજી શકીશ."

આમ કહીને ક્રોધથી કમ્પતો કમ્પતો, સાક્ષાત્ અગ્નિદેવનું સ્વરૂપ ધારણ કરીને ચાણકય તે સભાસ્થાનમાંથી ચાલ્યો ગયો. તેની આવી ક્રોધયુક્ત ભીમ અને ભૈરવના જેવી વિકરાળ મૂર્તિ જોઇને, સભાના સર્વ સભાસદો આશ્ચર્યથી સ્તંભિત બની ગયા. ચાણકયને બોલતો અટકાવવાનું સાહસ કોઇપણ સભાસદથી થઇ શકયું નહિ.

ચાણકયને સભાનો ત્યાગ કરીને ચાલ્યો ગયેલો જોઇને સર્વ સભાસદો કાંઇક શાન્ત થયા. ત્યારપછી મગધરાજ ધનનંદે પોતાના રાજમંત્રી રાક્ષસને ઉદ્દેશીને કહ્યુ કે:–" આ ક્રોધિત અને ઉદ્ધત બ્રાહ્મણના ક્રોધને શાંત કરવાનો કાંઇ પણ ઉપાય તમને જણાય છે ખરો કે ધીર બુદ્ધિ ? મને જણાય છે કે, મેં આજે એક અતિ અન્યાયજનક કાર્ય કરી નાંખ્યું છે ! આજે મારાંથી સમજી શકાય છે કે, આ બ્રાહ્મણનું તેજ, ગર્વ અને આત્માભિમાન મારાથી પણ અધિક છે. તે તદ્દન ભયહીન અને સ્પષ્ટવક્તા પુરુષ છે, એમાં જરાપણ શંકા જેવું નથી."

રાજમંત્રી રાક્ષસ પણ ચાણકયની રૌદ્રમૂર્ત્તિ જોઇને ઘણોજ ભયભીત બની ગયો. ચાણકયના સ્વભાવને તે સારી રીતે જાણતો હતો, તેથી તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે;—" અત્યારે જે કાંઇ બનાવ બન્યો છે, તે અવશ્ય કોઈ ગુપ્ત શત્રુનુંજ કારસ્થાન હોવું જોઇએ. પરંતુ મગધરાજ્યનો આવો શક્તિશાળી શત્રુ, શકટાર સિવાય બીજો કોઈ હોય, તેમ સંભવતું નથી. ત્યારે શું શકટાર હજી સુધી જીવતો છે? કેવો સર્વનાશ? જો ખરેખર તે જીવતોજ હશે, તો મારો પોતાનો અને આ સમસ્ત મગધરાજ્યનો મૂળસહિત નાશ થઈ જશે. પણ—નહિ, નહિ. તે કદાપિ જીવતો નહિજ હોય! ચંદ્રપાલ મારી પાસે સોગંદ ખાઇ ગયો છે કે, તે અવશ્ય મરણવશજ થયો છે! હું મારી નજરોનજર સમશાનમાં તેની ચિતા પણ જોઇ આવ્યો છું. મારા અને મગધરાજ ધનનંદના શત્રુઓનો અભાવજ નથી. જણાય છે કે, આ ચંદ્રગુપ્તનુંજ કારસ્થાન રચેલું હોવું જોઇએ. તેણે કદાચ શકટારના મરણ પછી કોઇ પણ ઉપાયે એ રાજમુદ્રા મેળવીને, ચાણકયને આમંત્રિત કર્યો છે. ચાણકયને ક્રોધિત કરાવીને અમારા વિનાશનો યત્ન કર્યો છે."

"બ્રાહ્મણ તેજની સાક્ષાત્ પ્રતિમા અને ક્રોધિત સિંહના જેવા

બળવાન ચાણક્યની સર્વ સ્વતંત્રતાનો લોપ કરવો જોઇએ. મને જણાય છે કે, તેને શકટારની પેઠે જીંદગીપર્યંત કારાગૃહમાં પૂરી રાખવો જોઇશે. પરંતુ ચંદ્રગુપ્ત હજીસુધી સ્વાધીન છે, તેનું શું કરવું ? ચંદ્રગુપ્ત સદા ઇંધનરૂપ છે, તેની સાથે આ અગ્નિરૂપ ચાણક્યનો જો કોઈ દિવસ પણ સંયોગ થશે, તો અવશ્ય આ ધ્વંસનો અગ્નિ સળગીજ ઉઠશે. અને તે અગ્નિમાં મારી, રાજાની, મગધરાજ્યની, મારા પરિવારની, નંદપરિવારની અને સમસ્ત આત્મીય જનોની આહુતિ અપાઈ જશે, અને તે સાથે મગધરાજ્યના અસ્તિત્વનો પણ લોપ થઇ જશે.”

રાક્ષસ તરફથી કાંઈ પણ ઉત્તર મળેલું ન જોવાથી તથા તેને ભયંકર ચિન્તામાં તલ્લીન થયેલો જોઇને રાજાએ અજાયબીથી પૂછ્યું કે;—“કેમ મંત્રિવર્ય ! શા વિચારમાં ગુંથાઇ ગયા છો ? હવે આપણે એ ચાણક્યને શી રીતે શાંત કરવો, એ સંબંધી કાંઇપણ નિશ્ચયપર આવ્યા ખરા કે ? તમારા મગજમાં અત્યારે શી ચિન્તા ઉપજી આવી છે કે, તમે અત્યારે આમ વિચારગ્રસ્ત બની ગયા છો વારૂ ?”

રાક્ષસે શુષ્ક મુખથી ઉત્તર આપ્યું કે;—“ રાજરાજેશ્વર ! જો આપ વચન આપો તો હું આપને એક વાત કહેવાનું સાહસ કરી શકું.”

“શું કહેવા ઇચ્છો છો ?”

રાક્ષસે કહ્યુઃ—“મહારાજ ચાણક્યને શકટારની પેઠે જીંદગીપર્યન્ત કારાગૃહમાં રાખવો પડશે, તેમ કર્યા વિના આપણો છૂટકો થવાનો નથી. સિંહને તો અવશ્ય પાંજરામાંજ પૂરી રાખવો અગત્યનો છે.”

“ ફરીવાર બ્રાહ્મણ પર અત્યાચાર ? લોકો એથી શું કહેશે એનો તમને કાંઇપણ ખ્યાલ આવી શકે છે ખરો કે.? મને તો એમ કરવામાં ભયંકર વિઘ્ન આવવાની સંભાવના રહ્યા કરે છે, માટે બીજો કોઇ પણ ઉપાય શોધી કાઢો. ”

“ મહારાજ, રાજ્યરક્ષા, રાજનીતિ અને રાજ્યના હિતાહિતની સાથે, પ્રજા તરફની પ્રશંસા અથવા નિંદા તરફ લક્ષ આપવાની કાંઇ પણ જરૂર જ રહેતી નથી. ”

“ ત્યારે તો હમણાં ને હમણાંજ ચાણક્યને પકડવા માટે માણસો મોકલી આપો. ”

“ મહારાજ, આ ભરી રાજસભામાં, બ્રાહ્મણભક્ત સભાસદોની સન્મુખ ચાણક્યને વિશેષ અપમાનિત બનાવવાની વાર્ત્તા સાંભળીને

તેઓ સર્વ ખળભળી ઊઠશે અને ભયંકર બળવો જાગી ઉઠશે. આજે આપના પિતાના શ્રાદ્ધનો પવિત્ર દિવસ છે, માટે આમ ખુલ્લો અત્યાચાર ગુજારવો એ કોઈપણ પ્રકારે હિતાવહ નથી. જે થવાનું હતું, તે થઇ ગયું છે. અત્યારે તો આ પુણ્યપદ કાર્ય સહી–સલામતીથી સમાપ્ત થઇ જાય, એવી જ વ્યવસ્થા કરો, પછીથી બધુંયે જોઈ લેવાશે. ચાણક્યને પકડાવી મંગાવવાનો ભાર હું પોતે જ ગ્રહણ કરૂંછું. તેની તપાસ રાખવા માટે તથા તેનાં સર્વે કારસ્થાનો જાણી લેવા માટે, હું હમણાં જ તેની પાછળ એક ચાલાક જાસૂસને મોકલવાની વ્યવસ્થા કરૂંછું."

આમ કહીને રાક્ષસ થોડીવારને માટે રાજસભામાંથી વિદાય લઇને એક નિર્જન સ્થાન તરફ ચાલ્યો ગયો. ત્યાર પછી કાંઇક વિચાર કરી એક છુપા જાસુસને તેણે ઇશારો કરી બોલાવી લીધો. જાસૂસના આવ્યા પછી રાક્ષસે તેને બધી બીના ટુંકામાં સમજાવી દીધી અને ત્યાર પછી કહ્યું કે;—" અનિરક ! જો તું આ કાર્ય કરી આવીશ, તો હું તને એકસો સોનામોહોરો ઇનામ તરીકે અપાવીશ. તું બળથી, છળથી કે ગમે તે ઉપાયથી ચાણકય પંડિતને અહીં લાવી આપીશ તો હું તને તારી પદવીથી ઉંચી પદવીએ પહોંચાડી દઇશ. પરંતુ આ અઠવાડિયાની અંદર તો તે કામ પૂરૂં થઈ જવુંજ જોઇએ. ચાણકયને પકડી લાવતી વેળાયે, એટલું ખાસ ધ્યાનમાં રાખજે કે, બહારનાં કોઇપણ માણસો તે હકીકત જાણવા ન પામે કે, ચાણકયને કેદ કરીને કારાગારમાં લઇ જવામાં આવ્યો છે. આ કાર્ય અતિ ગુપ્ત રીતે કરવાનું છે, માટે પૂરતી ચાલાકી રાખજે અને તે સાથે ચાણકય જેવા ચતુર પુરુષના જાળમાં તું પોતે જ ન ફસાઈ જાય, તેની ખાસ સાવચેતી રાખજે. રાજ્યનાં કામો કરવામાં કયારેક માથું પણ આપવું પડે છે, એ વાતને ભૂલી ન જતો. "

જાસૂસ બધી હકીકત સાંભળીને ચાલ્યો ગયો. કેટલીકવાર પછી રાજસભા પુન; શાન્તિપૂર્ણ થઈ ગઇ. મહારાજ ધનનંદ યોગ્ય આસન પર બેસીને પંડિતો, વિદ્વાનો અને બ્રાહ્મણોને દાન આપવા લાગ્યો. સાર્વભૌમ ઠાકુર ચાણકયને પદભ્રષ્ટ થયેલો જોઇને તેમજ પોતાને દાનની મોટી રકમ મળેલી જોઇને મનમાં ને મનમાં ઘણોજ ફુલાવા લાગ્યો.

રાક્ષસ, ચાણકયના આવા અપમાનથી મનમાં સહજ રાજી થયો એ ખરૂં, પરંતુ તેનો ભયંકર શાપ, અદ્યાપિ તેના હૃદયમાં ભયંકર આઘાત કરીને સાલી રહ્યો હતો. રાક્ષસે વિચાર્યું કે;—" ચાણકય, કુટિલવિદ્યામાં અતિ કુશળ ગણાય છે, બંધનહીન અને બ્રહ્મતેજથી

મંડિત થયેલો મનાય છે. અભિચાર કરવાની ક્રિયામાં તે મહાન શક્તિશાળી પુરુષ તરીકે સમસ્ત મગધભૂમિમાં પૂજાય છે. તેની લીધેલી પ્રતિજ્ઞા કદાપિ નિષ્ફળ નિવડતી નથી. એ અપમાનિત, લાંચ્છિત અને બદલો લેવાને આતુર થયેલા બ્રાહ્મણે, ભરી રાજસભામાં સોગંદ ખાઇને જે ભયંકર પ્રતિજ્ઞા લીધી છે તથા શાપનાં જે ભીષણ વાકયો ઉચ્ચાર્યા છે, તે પ્રતિજ્ઞા તથા તે ભીષણ વાકયોને તે ક્રોધિષ્ટ બ્રાહ્મણ અવશ્ય અમલમાં લાવી બતાવશે તથા તેને પૂર્ણ કરવા માટે કોઇપણ અદ્ભુત ઉપાય અવશ્ય શોધી જ કાઢશે. જીવ જતાં સુધી તે બ્રાહ્મણ પોતાની ભયંકર પ્રતિજ્ઞાને નષ્ટ થવા દેશે નહિ. ”

શ્રાદ્ધ સભાનું કાર્ય પૂરું થયા પછી, રાજા ધનનંદ તે સ્થાનનો ત્યાગ કરીને ઉદાસ મુખે પોતાના મહાલય તરફ ચાલ્યો ગયો. પ્રબળ ઝંઝાવાત ઉત્પન્ન થતાં પહેલાં, પ્રકૃતિ જેવી રીતે એક પ્રકારના ગંભીર ભાવને ધારણ કરી લે છે, તેવી જ રાતે આજે રાજાના મુખે પણ એક પ્રકારની ભયંકર ગંભીરતાને ધારણ કરી લીધી. તેના હૃદયના પ્રત્યેક વિભાગોમાં જાણે વિષમ વિષની જ્વાળાઓ સળગી ઉઠી હોયની ! એમ જણાવા લાગ્યું, ચાણકયનો ભયંકર શાપ, અદ્યાપિ તેના કાનમાં ભયંકરતાથી સંભળાઇ રહ્યો હતો. ચાણકયે લીધેલી ભીષણ પ્રતિજ્ઞા અત્યારે તેનાં નયન સમક્ષ ખડી થઈ ગઇ હતી.

રાજાએ પોતાના એકાંત ઓરડામાં બેસીને મનમાં ને મનમાં જ વિચારવા માંડ્યું કે;—“ આ ચાણકય નિરંતર કુટિલવિદ્યામાં પ્રવૃત્ત રહેનારો છે. તે ઉપરાંત મેં એમ પણ સાંભળ્યું છે કે, તે અતિ શકિતવાન અને બુદ્ધિમાન પુરુષ છે. તેનું બ્રહ્મતેજ સમસ્ત મગધભૂમિમાં ઝળહળી રહ્યું છે. આખો દેશ તેના તરફ અતિ માનની દૃષ્ટિથી જૂએ છે. પ્રજાનો પ્રેમ સંપાદન કરવામાં પણ એ ચાલાક ચાણકયે કશી ન્યૂનતા રહેવા દીધી નથી. આથી ચાણકયના અપમાનની વાર્ત્તા સાંભળીને લોકોમાં એક પ્રકારનો ભયંકર ખળભળાટ મચી જશે અને મારા પર અનેક આક્ષેપો થવા લાગશે. મારા પ્રજાજનોજ મારી નિંદા કરવાને, મારા પર ધિક્કાર, ફિટકાર અથવા લાનતનો વર્ષાદ વરસાવવાને તૈયાર થઇ જશે. મારા પરનો અનુરાગ પણ અમુક અંશે અલ્પ થઇ જશે. મેં એક પ્રકારના ક્રોધને આધીન થઇને, તેનું અપમાન કર્યું છે. આ અપમાન કરવામાં મારાથી ભયંકર અન્યાય અને પ્રમાદ થયો છે. મેં પોતે જ મારા નાશનાં બીજ રોપી દીધાં છે, મારા પોતાના પગ પર મેં જ કૂહાડાનો આઘાત કર્યો છે. પણ નહિ, નહિ. આમ ધાર-

વામાં મારી ભયંકર ભૂલ થાય છે. કારણ કે, એ ક્રોધિત વિષધરને સ્વતંત્રતા આપવામાં મેં અતિ મૂર્ખતા કરી છે, પણ હવે ગમે તે ઉપાયે એ ચાણકયને હું મારા ભયંકર કારાગારનો કેદી બનાવીશ અને નિત્યને માટે તેની સ્વાધીનતાનો લોપ કરી બતાવીશ. જીવનપર્યંત કારાગારમાં રાખીને હું તેના ગર્વનું વિષમ પરિણામ ચખાડી આપીશ. તેમજ તે ગર્વ અને મદથી ઉન્મત બનેલા અવિચારી બ્રાહ્મણને નંદરાજાનું અપમાન કરવામાં કેવી ભયંકરતા સમાયલી છે, તેનો સાક્ષાત્કાર પણ કરાવી આપીશ. એ બ્રાહ્મણ હોવાથી, મારાથી તેના જીવનને નષ્ટ કરી શકાય તેમ નથી, નહિ તો મારી ઇચ્છા તેને આ અવનીપરથી નષ્ટ કરવાની જ હતી, પણ હવે તેમ નહિ કરતાં કારાગારની કઠિન સજા આપીને હું મારા વૈરને વાળી લઇશ. તેની સ્વતંત્રતાનો લોપ કરવાનો મને સંપૂર્ણ અધિકાર છે, એટલે તેને કેદ કરવામાં મને કોઇપણ પ્રકારનું વિઘ્ન નડી શકશે નહિ. પ્રજાજનોમાં કદાચ તેની આવી સ્થિતિ જોઇને કાંઈ કોલાહલ વ્યાપી જશે, તો હું તેમને મારી પ્રબળ સત્તાના પ્રભાવે દબાવી દઇશ. અથવા તો તેમના અજાણતામાંજ ચાણકયને કારાગારનો કેદી બનાવી દઇશ. ”

આ પ્રકારની અનેક ચિન્તાઓથી, શોકાતુર થઇને મગધરાજ્યના મહારાજા ધનનંદે, તે ભયંકર દિવસને ગંભીર મર્મવેદનામાંજ વ્યતીત કર્યો. ચાણક્યની તે શાપવાણી તરીકે ઉચ્ચારાયલાં “ જો હું સાચો બ્રાહ્મણ હોઇશ, તો મગધરાજ ! તારા આ ગર્વને માટીમાં મેળવી દઇશ, મારા ભયંકર અપમાનનો બદલો લઇશ અને આખા નંદવંશનો જડમૂળથી નાશ કરીશ.” વાકયોને તે આખો દિવસ વિસરી શકયો નહિ.

---

# પ્રકરણ ૭ મું

:o:

## ચંદ્રપાલનું કપટતંત્ર

“ કહો તો શત્રુઓનાં શીશપર હું આગ વર્ષાવું;
ચરણના એક આઘાતે ધરાને ખૂબ ડોલાવું.
અનંતાકાશને પળ માત્રમાં પૃથ્વી પરે લાવું;
અને પાતાળને ઊંચકીને ગગનમાં રાખી ઝૂલાવું;
વિદારૂં પર્વતોને મુષ્ટિથી, એ શક્તિનું દળ છે;
પરંતુ પાપ કરવાનું ન મારા બાહુમાં બળ છે.”

ઠક્કુર નારાયણ

" તેનો કાંઇ પત્તો મળ્યો ખરો કે ? "

" ના–પ્રભુ ? "

" શું ક્યાંયથી પણ તેનો પત્તો ન જ મળ્યો ? "

" ઘણી મેહનત કરવા છતાં, છેવટે તેનો પત્તો મળી શક્યોજ નહિ. "

" તેની રહેવાની જગ્યાએ ગયો હતો કે ? "

" તે બાબતમાં પણ કશી કચાશ રહેવા દીધી નથી. "

" ત્યારે શું ત્યાંથી પણ તું તેને ન મેળવી શક્યો ? "

" ના–તેની રહેવાની ઝૂપડી, પણ અત્યારે બળીને ભસ્મીભૂત બની ગઇ છે. "

" હેં, તું આ સર્વ શું કહે છે ? બ્રાહ્મણના નિવાસસ્થાનને કોણે બાળીને ભસ્મીભૂત બનાવી દીધું વારૂ ? કેવી ભયાનક વાર્ત્તા ! "

" સાંભળ્યું છે કે, તે બ્રાહ્મણે પોતાના હાથથીજ, પોતાની ઝૂપડીને બાળીને ખાખ બનાવી દીધી છે. "

" ઘણીજ અજાયબીની વાર્ત્તા ! અહા તે બ્રાહ્મણની કેવી દાંભિકતા ! તેના નિર્બન્ધપણાનું કેવું ઝગહળતું ઉદાહરણ ? પણ તું યોગાનંદ સ્વામીના આશ્રમમાં તેની તપાસ કરવા માટે ગયો હતો કે ? "

" જી–હા. તેમ કરવામાં પણ ન્યૂનતા રહેવા દીધી નથી. "

" ત્યાંથી પણ તેનો કાંઈ પત્તો નજ મળ્યો ? "

" ના–તે આશ્રમ અત્યારે વદ્દન ઉજ્જડ થઈ ગયો છે. સ્વામીજી ત્યાંથી પોતાના સર્વે શિષ્યો સહિત હરિદ્વાર તરફ ગયા છે. હાલમાં માત્ર એક જ શિષ્ય અતિથિઓના સન્માન માટે ત્યાં રહેલો છે. તેને તેના સંબંધમાં પૂછતાં તેણે માત્ર એટલુંજ જણાવ્યું છે કે, તે પોતે ચાણક્યના કશા સમાચાર જાણતોજ નથી. ચાણક્યે જ્યારે પોતાની ઝૂપડી બાળી નાખી, ત્યાર પહેલાં સ્વામીજી દસ બાર દિવસ થયાં હરિદ્વાર તરફ ચાલ્યા ગયા હતા, એટલે તેઓ પણ તેના સમાચારથી સર્વથા અજ્ઞાતજ છે. પ્રભુ ! તે બ્રાહ્મણનો પત્તો મેળવવા માટે મેં જીવતોડ મેહનત કરી છે. છતાં મારાં હતભાગ્યને લીધે હું તેને મેળવી શક્યો નથી. હજી આપ આજ્ઞા આપો તેમ કરવાને હું તૈયારછું. "

" અનિરૂદ્ધ ! તેં ઘણીજ નિરાશાના સમાચાર લાવી આપ્યા છે. હવે તું તારે જ્યાં જવું હોય, ત્યાં જઇ શકે છે. તારા કાયથી તું

મુક્ત થયો છે. હું આજનો દિવસ તને આરામ કરવા આપું છું, આવતી કાલે પ્રભાતમાં તું પાછો મારીપાસે આવી જજે. રાજાની પાસે મેં ચાણક્યને કેદી બનાવી આપવાનું વચન આપ્યું છે, એ તો તું સારી રીતે જાણે છે, એટલે નવેસરથી જણાવવાની કાંઇ આવશ્યકતા નથી. પરંતુ હવે એ કાર્ય તારે પોતાનેજ કરી આપવું પડશે. જો તેમ કરીશકીશ નહિ, તો પછી રાજા તને અને મને ઉભયને ધિક્કારી કાઢશે તથા આપણાપરના વિશ્વાસને હટાવી દેશે. માટે ગમેતે ઉપાયે તું તે ચાણક્યને અહીં પકડી લાવ. આ વખતે જો તું નિરાશ થઇને પાછો આવીશ, તો તારે તથા મારે બન્નેને રાજાના કોપમાં પડીને મરણવશ થવું પડશે.”

જાસૂસ આ વાર્ત્તા સાંભળીને અત્યંત શોકાતુર બની ગયો અને તેના મુખપર શોકની છાયા છવાઈ ગઈ. ચાણક્યની તપાસ માટે તેણે પોતાના ગજાના પ્રમાણમાં તથા શક્તિના વ્યયમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા રહેવા દીધી નહોતી. ચાણક્ય કદાચ મગધદેશનો ત્યાગ કરીને બીજા કોઇ દૂરદેશમાં ચાલ્યો ગયો હશે, તો પછી તેની તપાસ કરવાનું અથવા પતો મેળવવાનું કાર્ય અતિ કઠિન થઇ પડશે એમ જાણવા છતાં તેણે સાહસનો સંચય કરીને કહ્યું કે;–“ પ્રભુ, મને જરા લાંબી મુદ્દત આપો. આપ સમય મેળવવા માટે રાજાની પાસે પ્રાર્થના કરશો એટલે તેઓ અવશ્ય લાંબો સમય આપશેજ. અત્યારની વસ્તુસ્થિતિ જોતાં જણાઈ આવે છે કે, તે બ્રાહ્મણનો પતો મેળવવામાં લાંબા સમયનો ભોગ આપવો પડશે અને તે સાથે અનેક શારીરિક સંકટો પણ વેઠવાં પડશે.”

મંત્રી રાક્ષસે શાંતિથી કહ્યું કે;–“ ભાઈ અનિરુદ્ધ, હું રાજાને મળી તને અવશ્ય તારી ઇચ્છા મૂજબનો લાંબો સમય અપાવીશ અને તે સાથે તારી મેહનતનો પણ પૂરતો બદલો વાળી આપીશ. અત્યારે એ બ્રાહ્મણનો પતો મેળવવાનો બરાબર સુઅવસર મળ્યો છે, માટે તેને કોઇ પણ પ્રકારે નષ્ટ થવા દેવો જોઇએ નહિ. થોડા વખતમાં મહા ભયંકર યુદ્ધનો અગ્નિ સળગી ઊઠે તેવી સંભાવના રહ્યા કરે છે. મેં સાંભળ્યું છે કે, મગધરાજ ધનનંદ પોતે સેનાનાયક બનીને, પહાડી રાજા સમરકેતુનો ધ્વંસ કરવા જવાના છે. એથી આપણને ઘણો અવકાશ મળે તેવી આશા રહે છે. જ્યાં સૂધીમાં મહારાજા યુદ્ધ કરીને પાછા આવે, તે અવધિમાં તો તું તે બ્રાહ્મણનો પતો મેળવી શકીશને ?”

“ જી–હા. સેવકને જો એટલો સમય આપવામાં આવશે, તો હું તેવા એક નહિ પણ અનેક બ્રાહ્મણોને મગધરાજના કારાગારમાં કેદી તરીકે લાવી શકીશ. ”

“ વારૂ ત્યારે તેમજ કરીશું. મગધરાજ્યના મહારાજા ધનનંદને મળીને હું હમણાંજ તારા કહેવા પ્રમાણેની બધી સગવડ કરાવી આપું છું. જા-હવે તને વિશ્રાંતિ લેવાની છૂટ છે. આવતી કાલે પ્રભાતમાં તું મારે ત્યાં આવી જજે, એટલે આપણે પુનઃ આ વિષયમાં વિશેષ વાતચીત ચલાવીશું. તું અત્યારે અત્યંત થાકી ગયો હોય, તેમ જણાય છે, માટે જા જરા વિશ્રાંતિ લઇને પાછો તાજો થા. ”

જાસૂસ વિદાય મળવાથી ચાલ્યો ગયો. ત્યારપછી તે ઓરડામાં માત્ર રાજમંત્રી રાક્ષસ એકલોજ રહ્યો. તેનું ચિત્ત ચાણક્ય સંબંધી ચિન્તા કરવાથી અત્યંત વ્યાકુળ બની ગયું અને તેના હૃદયમાં અસ્થિરતાનો આવિર્ભાવ થઇ આવ્યો.

ચાણક્યના આમંત્રણપત્રનું નિરીક્ષણ કર્યા પછી મગધરાજ નંદે, તે પત્ર પાછું રાક્ષસના હાથમાં આપી દીધું હતું. એથી અત્યારે તે રાજમંત્રી રાક્ષસની પાસેજ હતું અને તે, એ પત્રની ચિન્તામાં નિમગ્ન થઈ ગયો હતો.

રાક્ષસ, પત્ર બહાર કાઢીને પુનઃ ઘણીજ બારીકીથી તેનું અવલોકન કરવા લાગ્યો. તે પત્રમાં લખેલા હસ્તાક્ષરો, પોતાના હાથથીજ લખાયા હતા, એમાં તેને લેશ માત્ર પણ શંકા રહી નહિ. તે આમંત્રણપત્ર સંસ્કૃત ભાષામાં લખવામાં આવ્યું હતું. રાજમહાલયમાંથી જે બીજાં બધાં પત્રો લખાઇને વહેંચાયાં હતાં તે પત્રોની અને આ બનાવટી પત્રની ભાષા એકજ પ્રકારની હતી, તેમાં જરા પણ તફાવત જણાતો નહોતો. પરંતુ ભેદ માત્ર એટલોજ હતો કે, તે પત્રપર રાજાની રાજમુદ્રા છાપવામાં આવી હતી અને બીજાં પત્રો કેવળ છાપ વગરનાં જ લખાયાં હતાં. આથી રાક્ષસના મનમાં અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા, અનેક વિચારો કરવા છતાં પણ, આ રાજમુદ્રાના સંબંધમાં તેનાથી કાંઈ પણ જાણી શકાયું નહિ.

એવામાં એકાએક રાક્ષસને સ્મરણ થઇ આવ્યું કે, વર્ત્તમાન મગધરાજ ધનનંદના રાજ્યારોહણ સમયે મંત્રી શકટારે આ પ્રકારની બે મુદ્રાઓ તૈયાર કરાવી હતી અને એ મુદ્રાપર કોતરાવેલા અક્ષરોમાં એક પ્રકારનું ખાસ વિશેષત્વ રાખવામાં આવ્યું હતું, એમાંની એક

મુદ્રા રાજા પાસેથી **રાક્ષસ** પાસે આવી હતી અને બીજી મુદ્રાનો કાંઇ પણ પતો મળી શકતો નહોતો.

જે સમયે **શકટારે** તે બે મુદ્રાઓ તૈયાર કરાવી, તે સમયે તે મગધરાજ્યનો મંત્રી હતો. તેથી એક મુદ્રા તેની પાસે રાખવામાં આવી હતી અને બીજી રાજાના અધિકારમાં હતી. **રાક્ષસ** જે મુદ્રાનો ઉપયોગ કરતો હતો, તે મુદ્રા તેણે રાજા પાસેથી મેળવી હતી. બીજી મુદ્રા મેળવવા માટે રાક્ષસે ઘણીવાર કારાગૃહમાં જઇને **શકટારને** પીડિત કર્યો હતો. પરંતુ **શકટારે** માત્ર એકજ ઉત્તર આપ્યું હતું કે:– " રાજાની આજ્ઞાથી, પોતાનાં ઘરબાર લૂટાઇ જવાને લીધે, તે મુદ્રા પણ બધા સરસામાનની સાથે જ લૂટાઇને નષ્ટ થઈ છે. "

**રાક્ષસ** કેટલીકવાર સૂધી સ્થિરતાથી વિચાર કર્યા પછી અચાનક બોલી ઉઠયો કે;—જ્યા સૂધી હું જાણું છું, ત્યાં સુધી સ્પષ્ટ કહી શકું છું કે, મારી પાસેની રાજમુદ્રા અને બનાવટી પત્રપર છાપેલી રાજ મુદ્રામાં કાંઇપણ તફાવત જણાતો નથી. ત્યારે શું શકટાર મને છેતરી ગયો છે ? શું કારાગૃહમાં જે સમયે **શકટાર** કેદ હતો, તે સમયે તેણે આ રાજમુદ્રાને કયાંય પણ છુપાવી રાખી હશે ? તે સમયે મેં તે રાજમુદ્રા મેળવવાના કોઇપણ ઉપાયને બાકી રહેવા દીધો નહોતો, તો પછી અત્યારે આ રાજમુદ્રાની છાપ આવી કયાંથી ? આ મુદ્રા મેળવવા માટે મેં **શકટારને** ઘણાં દુઃખો દીધાં હતાં, પરંતુ તેમ કરવા છતાં પણ હું એને મેળવી શકયો નહોતો. આટલા બધા દિવસો વીત્યા પછી આ મુદ્રા કયાંથી આવી, એ વિષયમાં મારાથી તો કાંઇપણ કલ્પનાજ કરી શકાતી નથી. ખરેખર આ મુદ્રાએ મને આજે છેક ભ્રમિત બનાવી દીધો છે, મારી સર્વ વિચાર શક્તિનો લોપ કરી નાંખ્યો છે. !"

" કદાચિત્ એને બનાવટી ધારી લેવામાં આવે, તો પણ એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, અસલ મુદ્રાને જોયા વિના આવી બીજી મુદ્રા બરાબર મારી પાસેની મુદ્રાજેવી બનાવી શકાયજ નહિ. તે અસલ મુદ્રા અદ્યાપિ મારી પાસે જ છે. તે કદાપિ કોઇના હાથમા જવા પામીજ નથી, તો પછી તેની નકલ થવાની સંભાવનાજ શી રીતે રાખી શકાય ? **ચાણકયના** પત્રમાં છાપેલી મુદ્રા, બરાબર મારી મુદ્રાનું અનુકરણજ છે. એ બન્ને મુદ્રાઓમાં જરાપણ તફાવત જણાતો નથી. આ સર્વ બાબતો એવી ભેદ ભરેલી છે, કે હું તે સંબંધી કોઇ પણ પ્રકારના નિશ્ચયપર આવી શકતો જ નથી. મારાથી કઇ અસલ અને

કઇ નકલ મુદ્રા છે, તેની કલ્પના પણ થઇ શકે તેમ નથી. કારણ કે બન્ને મુદ્રાની છાપમાં બિલ્કુલ ફેર જણાતો નથી. ”

“ પરંતુ આ મુદ્રા બનાવટી નથી, તેના મુખ્ય સાક્ષી મારાં આ ચપળ ચક્ષુની વિલક્ષણ શક્તિ જ છે. હું અનેક પ્રકારના બારીકમાં બારીક વિચારો કરી જોઉં છું, ત્યારે મારૂં હૃદય મને એમજ કહે છે કે, આ મુદ્રા બનાવટી તો નથીજ.”

“ત્યારે શું શકટાર હજી જીવતો હશે? બનાવટી મરણનું બ્હાનું બતાવી, કારાગૃહમાંથી તે મારી આંખોમાં ધૂળ નાખીને છટકી ગયો હશે? આ સર્વ કારસ્થાનોની રચના મારા વિનાશ માટેજ રચાઇ હોય, એમ મારૂં હૃદય ધબકી ધબકીને કહી રહ્યું છે. મારા પ્રપંચો જ મારો ભોગ લેવાને તત્પર થયા હોય, એમ સ્પષ્ટ જણાઇ આવે છે. મારા હૃદયમાંથી વારંવાર એવા ભણકારા સંભળાયા કરે છે કે;–“દુષ્ટ રાક્ષસ, હવે તને તારી રાક્ષસી કૃતિઓનું ફળ મળી જવાનું છે, તારાં પાપો તારો નાશ કરવાને તૈયાર થઈ ગયાં છે, માટે ઊઠ, મરવાને તૈયાર થા. તું જે વીર નર શકટારને મરેલો ધારે છે, તે શકટાર મર્યો નથી, પરંતુ અદ્યાપિ જીવતોજ છે અને તે દ્વારાજ તને તારાં ભયંકર પાપોનું ફળ મળી જવાનું છે. તું મહા પાપી છે, તારૂં જીવન નિરંતર પાપમાંજ લિપ્ત રહ્યા કર્યું છે. નિર્દોષપર અત્યાચાર આદરવામાં તેં લેશ પણ દયા દર્શાવી નથી, માટે હવે તે બધાં કુકર્મોની સજા ખમવાને તૈયાર થા. શકટાર પોતે પોતાની સત્તાથી તારી આંખોમાં ધૂળ નાખીને ચાલ્યો ગયો છે અને અત્યારે તે તારા નાશના યત્નમાંજ ગુંથાયો છે. અલ્પ સમયમાં તે તારો નાશ કરશે. તે તારો કાળ છે, એમજ તું માની લેજે. ”

“ જો એ શકટાર ખરેખર ન્હાસી ગયો હશે, તો મારો મૂળ-સહિત વિનાશ થશે. મને લાગે છે કે, તેણેજ આ બનાવટી પત્ર તૈયાર કરીને, તેજસ્વી તથા મહા કોપિત બ્રાહ્મણ ચાણક્યને, મુખ્ય બ્રાહ્મણનું આસન મેળવવા માટે ઉશ્કેર્યો હશે. આ બનાવથી છેવટે ચાણક્ય અપ-માનિત અને લાંચ્છિત બનશે તથા તેના ક્રોધનો અગ્નિ ભયાનક સ્વરૂપ ધારણ કરીને એકદમ સળગી ઊઠશે, એમ ધારીનેજ તેણે આ પત્ર રચ-વાનું કારસ્થાન કરેલું હોવું જોઇએ. શકટાર અતિ ચાલાક અને બાહોશ પુરુષ છે, તેથી તેણે આ પ્રમાણેનો પ્રપંચજાળ બિછાવ્યો હોય, તો તેમાં કાંઈ અજાયબી જેવું નથી.”

“ ભગવાનના આ જગતમાં અથવા અત્યારના મગધદેશમાં કોઇ

પણ પુરુષ કુટિલતા અથવા પ્રપંચવિદ્યામાં નિષ્ણાત હોય, તો તે **ચાણક્ય** વિના બીજો કોઈજ નથી. મનુષ્યત્વ શું છે, મનુષ્યના ધર્મો શા છે અથવા માનવદેહનું સાર્થક્ય શામાં સમાયલું છે, તે માત્ર માનવશ્રેષ્ઠ **ચાણક્ય**જ સારી રીતે જાણે છે. તે મહા તેજસ્વી **ચાણક્ય**ને હું નિરંતર તિરસ્કારની દૃષ્ટિથી જોતો આવ્યો છું! તેની બરબાદીના યત્નો કરવામાં મેં કોઇ પણ પ્રકારની ન્યૂનતા રહેવા દીધી નથી. મગધરાજે તેને પોતાની સભાનો મુખ્ય પંડિત બનાવવા માટે ઘણીવાર આગ્રહ કર્યો હતો, પરંતુ મેં પોતેજ તેમ કરવામાં વિઘ્ન નાંખ્યું હતું. **ચાણક્ય** સારી રીતે જાણે છે કે, હું તેનો એક પ્રબળ શત્રુ છું. મેં તેનું અનેકવાર અનિષ્ટ કર્યું છે, એ વાર્તા પણ તેના જાણવામાં આવી ગઈ છે. તે એમજ ધારે છે કે, જો **મગધરાજ્ય**માં મારૂં કોઈ પણ આનષ્ટ ઇચ્છનાર અથવા નિંદા કરનાર હોય, તો તે માત્ર હું પોતેજ છું. આવાં અનેક કારણોને લીધે તેણે મને શાપથી નષ્ટ કરવાના અનેક યત્નો પણ કર્યા હતા; પરંતુ દૈવયોગે તે મારૂં અદ્યાપિ કાંઈ પણ અનિષ્ટ કરી શક્યો નથી. પરંતુ હવે જો **શકટાર** જીવતો હશે અને તેની સાથે એ મહાકુટિલતાકુશળ **ચાણક્ય**નો તથા રાજકુમાર **ચંદ્રગુપ્ત**નો મેળાપ થશે તો થોડા વખતમાંજ આ વિશાળ **મગધરાજ્ય**નો વિનાશ થઇ જશે અને સર્વત્ર એક પ્રકારનો ભયાનક હાહાકાર વ્યાપી જશે. **ચાણક્ય**, **ચંદ્રગુપ્ત** અને **શકટાર**ની સાથે પહાડી રાજા **સમરકેતુ** મળી જશે, તો પછી એ ચંડાળચોકડી દ્વારા આ મજબૂત **મગધરાજ્ય**ની દૃઢ સત્તા જડમૂળથી ઉખડી જશે અને એક નવીન રાજ્યની સ્થાપના થશે. **નંદ** વંશને તથા મારા પરિવારને પણ એ વખતે અવશ્ય કાંઇક ત્રાસ ભોગવવોજ પડશે.”

“ત્યારે શું **શકટાર** ખરેખર જીવતોજ છે? ના—ના, દારૂણ ચિન્તા તથા વિષમ શંકાના યોગે મારા ચિત્તમાં અત્યારે ભયંકર વ્યાકુળતા વ્યાપી ગઇ છે. હું જે વાત બનવાની બિલ્કુલ અસંભાવના છે, તેને સંભવિત માની બેઠો છું. **ચંદ્રપાલે** પોતે મારી પાસે આવીને તેના મરણના સમાચાર આપ્યા હતા અને એથી મેં તેને પુષ્કળ ઇનામ પણ આપ્યું હતું. સ્મશાનમાં જ્યાં આગળ તેની ચિતા ખડકવામાં આવી હતી, ત્યાં જઇને મેં તેના શબની રાખની પણ બરાબર તપાસ કરી હતી તો પછી તે જીવિત હોય, એમ કહીજ શી રીતે શકાય? મેં બારીકીથી તેની લાશને પણ તપાસી જોઈ હતી, તેને કારાગૃહમાંથી સ્મશાનમાં લઇ જતી વેળાએ પણ મેં તેના શરીરમાં પ્રાણ છે

કે નહિ, તેની ખાત્રી કરી લીધી હતી, તો પછી તેના જીવનની સંભાવનાજ શી રીતે રાખી શકાય ? આ સર્વ ભ્રમણા છે, મારા મગજમાં ઉપજેલા એક પ્રકારના વિકારનુંજ પરિણામ છે. પણ ત્યારે મારી મનોદેવતા મને એમ કેમ કહી રહી છે કે;–" રાક્ષસ, શકટાર અદ્યાપિ જીવત છે અને તે અત્યારે તારો નાશ કરવાના કામમાંજ જોડાયો છે, માટે ઉઠ, અને હજી તેની પૂરતી તપાસ ચલાવ. જો તું આળસ અથવા પ્રમાદમાં બેસી રહીશ, તો થોડા વખતમાં તારો, તારા રાજાનો અને આ મગધરાજ્યનો વિનાશ થઇ જશે તથા તારા પ્રબળ શત્રુ શકટારની સત્તાજ સર્વત્ર વ્યાપી જશે." હેં આ સર્વ સત્ય હશે ? શું ચાણક્યે પોતાની તાંત્રિકવિદ્યાના પ્રભાવે બળીને ભસ્મ થયેલા શકટારને ફરીવાર જીવતો કર્યો હશે ? અથવા તો શકટારનાં કોઇ પૂર્વજન્મનાં પુણ્યોએ આવીને પુનઃ બચાવી લીધો હશે ? મારાથી આ વિષયમાં કાંઈ પણ સમજી શકાતું નથી. મારી તીવ્ર બુદ્ધિ અત્યારે છેક શક્તિશૂન્ય બની ગઇ છે."

"પણ, નાહ–નાહ. તેમ થવું સર્વથા અશક્ય છે. શું મૃતદેહ કદાપિ સ્મશાનમાંથી પાછો આવી શકતો હશે ખરો કે ? કદાપિ નહિ. આ સર્વ મારી દુર્બળતાનાંજ ચિન્હો છે. ત્યારે શું ચંદ્રપાલ વિશ્વાસઘાતક થયો હશે ! એ નરાધમે શું એક પ્રકારના બનાવટી સમાચાર પહોંચાડીને અથવા બીજા કોઇ મૃતદેહને ગોઠવીને શકટારને જીવતો છોડી મૂક્યો હશે ? પણ નહિ. આવો બનાવ બનવો પણ અશક્યજ છે. કારણ કે, રાજદરબારમાં જે એક અતિ વિશ્વાસપાત્ર અનુચર ગણાય છે અને જેને મેં એક સાધારણ પદપરથી રાજ્યના ઉચ્ચમાં ઉચ્ચ ગણાતા પદપર સ્થાપિત કર્યો છે, તે પુરુષ પોતાપર કરેલા ઉપકારને વિસરી જઇને આવી ભયંકર કૃતઘ્નતા કરે ખરો કે ? નહિ, આ વાર્ત્તા પણ માની શકાય તેવી નથી."

આ પ્રકારના અનેક વિચારો કરતો મંત્રી રાક્ષસ અધીરાઇથી એકદમ બોલી ઊઠ્યો;–" અરે, બહાર કોઇ પણ અનુચર છે કે ?"

રાજમંત્રી રાક્ષસના વિચારાલયની પાસેના એક ઓરડામાંજ એક અનુચર રહેતો હતો; તેણે મંત્રીને અચાનક આ પ્રકારે અધીરાઇથી બૂમ પાડતો જોઇને તરતજ જે ઓરડામાં રાજમંત્રી રાક્ષસ બેઠો હતો, તે ઓરડામાં પ્રવેશ કર્યો. ત્યાં ગયા પછી તેણે જોયું કે, રાજમંત્રીનું મુખમંડળ એક પ્રકારની યંત્રણાથી વ્યાકુળ બની ગયું હતું. તેની

બન્ને આંખો લાલચોળ થઈ ઊઠી હતી. કપાળમાં પરસેવાનાં બિન્દુઓ છૂટી ગયાં હતાં અને તેની તે લાલ આંખોમાંથી જાણે આગનો વર્ષાદ વર્ષી રહ્યો હોયની ! તેમ જણાઇ આવતું હતું.

રાક્ષસે, અનુચરને પોતાની પાસે આવેલો જોઇને કઠોર સ્વરથી કહ્યું કે;–" અનુચર ! જા, હમણાંને હમણાંજ કારારક્ષક ચંદ્રપાલને મારી પાસે બોલાવી લાવ " અનુચર રાક્ષસને પ્રણામ કરીને તરતજ ચંદ્રપાલને બોલાવવા માટે રવાના થયો.

ત્યાર પછી રાક્ષસ સહજ સાવધ થઇને મનમાં ને મનમાંજ વિચારવા લાગ્યો;–" ના–ના. કદાપિ તેમ બની શકેજ નહિ. જે ચંદ્રપાલની લાંબા સમય થયાં હું પરીક્ષા કરતો આવ્યો છું, તે કદાપિ આવો વિશ્વાસઘાત કરી શકેજ નહિ. કદાચિત્ એ રાજમુદ્રા બીજા કોઈ કપટી અથવા રાજ્યના વિરોધી પુરુષેજ તૈયાર કરી હશે. આ મગધરાજ્યમાં મારા શત્રુઓની સંખ્યાજ નથી. હું અનેક પુરુષોની સાથે શત્રુતા કરી ચૂક્યો છું, તેથી મારો નાશ કરવાના ઉદ્દેશથાજ કોઇએ આવું કારસ્થાન રચ્યું હશે. શકટારનું ભલું ઇચ્છનારા અને તેના આશ્રયમાં રહેલા અનેક મનુષ્યો આ રાજ્યમાં વસે છે. અને તેમાંથીજ કોઇએ મારૂં બુરૂં કરવાના ઇચ્છાથી આવો કપટજાળ બિછાવ્યો છે. શકટારને દુઃખ દેવામાં મેં કશી કચાશ રાખી નથી, તેથી તેના કોઇક મિત્રે તેનું વૈર વાળવા માટેજ આ બાજી રચેલી છે. મહારાજ મહાપદ્મનંદના સમયમાં મેં મારા કારસ્થાનથી શકટારનું મંત્રિત્વ ખેંચી લીધું હતું, તેને કારાગૃહમાં કેદ રાખીને અત્યંત દુભાવ્યો હતો તથા તેના બાળકો અને પત્નીનો મારા હાથે વધ થયો હતો, આ સર્વ કારણોથી કોઇએ મને જડમૂળથી ઉખેડી નાખવા માટેજ આ યત્ન કરેલો છે. "

" પરંતુ ગમે તેમ હો, પણ અત્યારે મારા અંગમાં કંપનો આવિર્ભાવ થયો છે, મારાં કરેલાં ભયંકર પાપો મારી નજરે તરી આવ્યાં છે, શકટારની પત્ની મને અત્યારે પોતાનું ભીષણ સ્વરૂપ બતાવીને કહી રહી છે કે;—" નીચ અને દયાહીન રાક્ષસ, તેં મારા તથા મારાં નિર્દોષ બાળકોપર જે જુલમ ગુજાર્યો છે, તેનો બદલો લેવા માટેજ હું અત્યારે તારી પાસે આવી છું. કોઇ પણ પ્રકારના ગુન્હા વગર તેં એક આધારહીન અબળાનો વધ કર્યો છે, તેથી તું નારી હત્યાનો પાતકી ઠર્યો છે. મારાં નિર્દોષ બાળકોને તેં પિશાચનું રૂપ ધારણ કરીને ' અજ

અને' કરતા ટળવળાવીને મારી નાંખ્યાં છે, તેથી તું બાળહત્યાનો પણ અપરાધી થયો છે. સ્ત્રીહત્યા તથા બાળહત્યા કરવી એ આર્ય ધર્મથી વિરુદ્ધ છે, એમ જાણવા છતાં, તેં આ ભયંકર પાપો કર્યા છે, તેથી થોડા સમયમાંજ તારો અને તારા આખા પરિવારનો નાશ થશે. તારા રૂંવેરૂંવામાં કીડા પડશે, તારા ઘરમાં લોહીની નીકો વ્હેશે અને તારા મરણ વખતે કરોડો પિશાચો તારૂં માંસ ખાવાને તત્પર થશે, તારૂં લોહી પીવા માટે અનેક ભૂખી તરસી પિશાચિકાઓ આવીને હાજર થશે. મારા પતિનો અધિકાર, સત્તા અને માન આદિ સર્વ છીનવી લેવા છતાં, તારૂં હૃદય સંતુષ્ટ ન થયું કે જેના યોગે તેં તેમને કારાગૃહનાં અનેક દુઃખો આપ્યાં? બુદ્ધિહીન રાજાઆગળ દોષિત ઠરાવીને તેમને અપમાનિત બનાવ્યા તથા તેમના આખા કુટુંબનો કમકમાટ ઉપજાવે તેવી રીતે વધ કરાવ્યો, આ સર્વ તારી નિષ્ઠુરતાને સારી રીતે દર્શાવી આપે છે, પણ યાદ રાખજે અધમ કે, ન્યાયવાન ઇશ્વરથી તારાં આ સર્વ પાપો સાંખી શકાય તેમ નથી. તેઓ ન્યાયી છે અને અપરાધીને યોગ્ય સજા આપે તેવા છે. તું હજી મારા પતિપર જેટલા જુલ્મ ગુજારવા હોય તેટલા ગુજારી લે, પરંતુ તે સાથે તે ભયંકર પાપોને સહન કરવાની તૈયારી પણ કરી લેજે. હું મારા હૃદયમાં પ્રકટેલા ભયંકર દાવાનલના યોગે તને શાપ આપીને કહું છું કે;—"થોડા સમયમાંજ તારો આ અધિકાર નષ્ટ થજો, તારી સત્તા રસાતળમાંમાં મૂકાઇ જજો અને તારા આ દેહમાં રહેલા માંસ તથા લોહીનું શયતાન તથા ડાકિનીઓ આવીને પાન કરજો. અબળાની હત્યાના યોગે તારાં સર્વ સુખો બળીને ભસ્મ થજો અને તેને સ્થળે કમકમાટ, ત્રાસ અને ભીષણતાભરેલાં દુઃખો આવી વસજો. તારા હૃદયમાં વ્યાપેલી શાંતિનો ક્ષય થજો અને તેને સ્થળે ભયંકર વ્યગ્રતા ઉત્પન્ન હજો. આ સાથે બુદ્ધિહીન અને અવિચારી રાજા નંદના ગૌરવનો ધ્વંસ થજો, કારણ કે, તેણે મારા પતિપર અનર્થક અત્યાચાર ગુજાર્યો છે, નારીહત્યા તથા બાળહત્યાના કાર્યમાં પણ તેણે અમુક અંશે હાથ નાખ્યો છે. તારા જેવા દુષ્ટ, પાપી અધમ મંત્રીની સલાહ પ્રમાણે ચાલનાર રાજાની પણ તારા જેવી ભયંકર દશાજ થવી જોઇએ. ઇશ્વિરની અવકૃપાના યોગે અવશ્ય તેમજ થશે."

"પિશાચ અને રાક્ષસોના નામને લજાવનારા નીચ રાક્ષસ, તારી આંખો આગળ સ્વાર્થપરાયણતાનો પડદો પડી ગયો છે, તેથી તારા હૃદયમાંથી દયાનો ક્ષય થયો છે. જ્યારે મનુષ્યના હૃદયમાંથી દયાનો

નાશ થાય છે, ત્યારે મનુષ્ય પોતાના મનુષ્યત્વની મર્યાદા ઓળંગીને પિશાચવૃત્તિમાં પ્રવેશ કરે છે. તે પિશાચવૃત્તિના યોગે માનવ, માનવ નાહે પણ દાનવ બની જાય છે. તારી પણ તેજ દશા બની ગઈ છે, તું અત્યારે ન્યાયવાન માનવ નહિ, કિન્તુ પાપરૂપ હળાહળથી ભરેલો પિશાચ છે. આથી અલ્પ અવધિમાં તારા પાપનો ઘડો ફૂટી જશે અને તે સાથે આ નંદવંશનો પણ નાશ થશે. તારા નામપર નિત્યને માટે ધિક્કારની વૃષ્ટિવર્ષા કરશે. જનસમાજમાં તું પિશાચની પ્રતિમા તરીકે ઓળખાઇશ અને તેથી તારા રાક્ષસ નામક ભયંકર નામનું પણ સાર્થક્ય થશે. અરે! અધમ હજી પણ ચેતી જા અને તારા પાપના પશ્ચાતાપમાં જોડાઈ જા.”

જ્યારે મંત્રી રાક્ષસના હૃદયમાં આવા ભયંકર વિચારોના તરંગો ઉછળી રહ્યા હતા અને કલ્પનાની સૃષ્ટિમાં તે છેક વ્યાકુળ બની ગયો હતો, તે વેળાયે અચાનક કારારક્ષક ચંદ્રપાલે આવી તેના ઓરડામાં પ્રવેશ કર્યો. આ જોઇને રાક્ષસ જાણે નિદ્રામાંથી એકદમ જાગી ઊઠયો હોયની, એવો ભાવ દર્શાવીને બોલ્યો કે;–“ કોણુ ચંદ્રપાલ ? ”

ચંદ્રપાલે પ્રણામ કરીને કહ્યું કે;—“ જી—હા, મહારાજ ! આપે આ સેવકને સંભાર્યો હતો તેથી તે આપનાં ચરણોમાં આવીને હાજર થયો છે. ”

આ સાંભળીને રાક્ષસે ચંદ્રપાલના મુખનું અવલોકન કરવા માડયું. પરંતુ તેણે તેના મુખપર કોઈ પણ પ્રકારની કપટતા અથવા લુચ્ચાઈની છાયા છવાયલી જોઇ નહિ. ચંદ્રપાલ કાન્તિવાળો અને દેખાવડો પુરુષ હતો. તેના મુખપર કપટતા અને દુષ્ટતાનું એક ચિન્હ પણ જણાતું નહોતું. હમેશાં તેના મુખપર જે પ્રકારની પ્રસન્નતા છવાઇ રહેતી હતી, તેજ પ્રકારની પ્રસન્નતા આજે પ્રસરી રહી હતી.

મંત્રીને બહુજ ચિન્તાતુર લયેલો જોઇને ચંદ્રપાલે ફરીવાર કહ્યું કે;–“ પ્રભુ, મને અત્યારે આપે અહીં શાકારણથી બોલાવ્યો છે વારૂ ?”

રાક્ષસે ફરી એકવાર ચંદ્રપાલના મુખ તરફ કરડી નજર કરીને કહ્યું કે;–“ ચન્દ્રપાલ ! હું આજે તને એક અતિ ગુપ્ત અને ભયંકર પ્રશ્ન પૂછવા માગું છું; માટે તું ઉપર આકાશમાં વિરાજતા સર્વાન્તર્યામી પરમાત્માનો ભય રાખીને બધી બીના સાચે સાચી કહી સંભળાવજે. જૂઠું બોલવામાં મહાપાતક સમાયલું છે, એ તને નવેસરથી જણાવવાની કાંઇ જરૂર નથી. હજી સૂર્ય અને ચંદ્ર નિયમિતપણે ઉગ્યા કરેછે.

અદ્યાપિ વેદના મંત્રનો ઉચ્ચાર કરનાર પ્રત્યક્ષ શક્તિવાળા બ્રાહ્મણો આ અવનીમાં અસ્તિત્વ ધરાવી રહ્યા છે! એ સર્વ દેવતાઓ અને બ્રાહ્મણોના સોગન ખાઇને, તારે મારા એક પ્રશ્નનો બરાબર જવાબ આપવો જોઇશે. માટે તું પ્રથમ એવી પ્રતિજ્ઞા કર કે, સત્ય વાર્તાને હું કોઈ પણ પ્રકારે છૂપાવીશ નહિ અને અસત્યનો એક પણ શબ્દ ઉચ્ચારીશ નહિ. હું હાલમાં એક બાબતમાં ભયંકર રીતે ફસાઇ પડ્યો છું. અત્યારે મારૂં જીવન આફતરૂપી વાદળાંથી ઘેરાઈ ગયું છે. એ આફતોએ મારા નિરંતર પ્રસન્ન રહેતા ચિત્તને એક પ્રકારની ઘોર શંકાના સમુદ્રમાં ફેંકી દીધું છે. તને પ્રશ્ન પૂછીનેજ હું એ શંકાના સમુદ્રમાંથી બહાર તરી આવવાની આશા રાખું છું. માટે કહે જોઇએ કે, હું તને જે કાંઇ પ્રશ્ન પૂછીશ, તેનું તું સાચે સાચું ઉત્તર આપીશ ખરો કે ? તારા ઉત્તરપરજ મારી શંકાના નિવારણનો સર્વ આધાર અવલંબેલો છે, તું જ અત્યારે મને ચિન્તારૂપી સમુદ્રમાંથી તારનાર નાવિક હોય, એમ મને જણાય છે. માટે ભાઇ! કહે જોઇએ કે તું મારી તે આશાને સફળ કરીશ કે નહિ વારૂ ?"

ચંદ્રપાલ રાજમંત્રી રાક્ષસની આવી અપૂર્વ અને વિસ્તૃત ભૂમિકા સાંભળીને સહજ ચંચળ બની ગયો. તેણે વિચાર્યું કે;—"રાક્ષસ હમેશાં ગર્વથી ફુલાયલો રહે છે, તેની ભાષા અતિ કઠોર અને કર્કશ છે. કોઇની સાથે વાતચીત કરવામાં તે કદાપિ આવી નમ્રતા, મધુરતા અને શાંતતા રાખતો નથી, તો પછી આજે તેનું ચિત્ત આવું શાન્ત કેમ બની ગયું છે? તેની કર્કશતા અથવા કટુતા ક્યાં ચાલી ગઇ છે? અવશ્ય આમાં કાંઇક ભેદ હોવો જોઇએ, તે વિના મંત્રી રાક્ષસ આવું શાંત સ્વરૂપ કદાપિ ધારણ કરેજ નહિ."

આ પ્રમાણે વિચાર કરીને ચંદ્રપાલે નમ્રતાથી ઉત્તર આપ્યું કે;— "મહાશય, હું આપનો સદાનો આધીન સેવક છું. આપની કૃપાથી આજે હું એક સારી પદવી ધરાવનારા અધિકારીનું પદ પ્રાપ્ત કરી શક્યો છું. જે કાર્યો ખાસ રાજવંશી પુરુષોનેજ સોંપવા જેવાં તથા ઘણાંજ જવાબદારી ભરેલાં હોય છે, તે કાર્યો પણ હું આપની કૃપાના યોગે અત્યાર સુધી કરતો આવ્યો છું અને તેમાં મેં સારી નામના પણ મેળવી છે. હું આપની આજ્ઞાનો દાસ છું, એટલે મારાથી આપની આગળ એક પણ શબ્દ અસત્ય ઉચ્ચારી શકાય તેમ છેજ નહિ. આપ આજ્ઞા આપો, તે પ્રમાણે વર્ત્તવાને હું સર્વદા તૈયાર છું. કોઈ પણ

પ્રકારની શંકા રાખ્યા વિના આપને જે કાંઈ પૂછવું હોય તે ખુશીથી પૂછી જૂઓ, હું તેનું ઉત્તર આપવામાં જરા પણ અસત્ય બોલીશજ નહિ."

રાક્ષસ ચંદ્રપાલની આવી નમ્રતાવાળી વાત સાંભળીને પ્રસન્ન ચિત્તથી બોલ્યો કે;–" ચંદ્રપાલ, શું માજી રાજમંત્રી શકટારનું ખરેખર મરણ થયું હતું? તેના શબની તેં બરાબર રીતે તપાસ કરી હતી ખરી કે? આજે મને આ વાર્ત્તા પૂછવાની ખાસ ફરજ પડી છે."

રાજમંત્રીના મુખથી આવી વાત સાંભળીને ચંદ્રપાલનાં સર્વ અંગો થરથર કમ્પી ઊઠયાં. આ પ્રશ્ન પૂછતાંની સાથેજ કુટિલ બુદ્ધિવાળો રાક્ષસ ચંદ્રપાલના મુખ તરફ તાકી તાકીને જોવા લાગ્યો. આ ભયંકર પ્રશ્નથી ચંદ્રપાલના મુખનું કોઈ પણ પ્રકારનું પરિવર્ત્તન થઇ જાય છે કે નહિ, એની તપાસ કરવાનોજ રાક્ષસનો ખાસ ઉદ્દેશ હતો. પરંતુ તેનાથી પણ વિશેષ કુટિલબુદ્ધિના ચંદ્રપાલની સ્વાભાવિક કુશળતા તથા બુદ્ધિમતાના યોગે તેને તે પ્રકારનાં કોઇ પણ ચિન્હો જણાયાં નહિ અને તેથી રાક્ષસનો જે ઉદ્દેશ હતો, તે ઉદ્દેશ મનમાંને મનમાંજ દબાઈ રહ્યો.

ચંદ્રપાલે પોતાના મનમાંજ વિચાર્યું કે;–" અવશ્ય કોઇ એક ખાસ શંકાના યોગે રાજમંત્રી રાક્ષસે તેને આવો વિલક્ષણ અને સંબંધ વગરનો પ્રશ્ન પૂછયો છે, માટે મારે પણ તેને તેવોજ શાંત અને પ્રમાણપૂર્વક જવાબ આપવો જોઇએ કે, જેથી તેના ચિત્તની આજૂબાજૂએ ઘેરાયલાં શંકાનાં વાદળાં વિખેરાઈ જાય અને મારાપરનો સંદેહ પણ દૂર થઈ જાય. આ સ્થળે નીતિ અથવા ધર્મના માર્ગપર ચાલવાનો વિચાર કરીશ તો મારૂં તથા શકટારનું અહિત થયા વિના રહેશે નહિ.

આ પ્રમાણે વિચાર કર્યા પછી ચંદ્રપાલે એકવાર રાજમંત્રીના મુખ તરફ જોયું અને ત્યાર પછી પૂછયું કે;–" આ બાબતમાં આપને શંકાશીલ થવાનું શું કારણ છે વારૂ?"

" ખાસ જરૂર જેવું કારણ હોવાથીજ મેં તને આ પ્રશ્ન પૂછયો છે. જ્યારે તું મને તેનું યથાર્થ ઉત્તર આપીશ, ત્યારે હું તને તે વિશેની બધી બીના જણાવીશ. પણ પ્રથમ મારા પૂછેલા પ્રશ્નોનું યોગ્ય ઉત્તર આપ જોઇએ વારૂ." રાજમંત્રી રાક્ષસે કહ્યું.

" મહારાજ, હું ધર્મ સાખે કહુ છું કે, હું એક શબ્દ પણ અસત્ય બોલીશ નહિ. આકાશમાં જે દેવતાઓ વસે છે, તેઓ

સર્વ જાણે છે કે, મેં મંત્રી **શકટાર**ના શરીરમાં મરણનાં સર્વ ચિન્હો પ્રકટી આવેલાં જોઇને તથા તે મરી ગયેલો છે એવો દૃઢ નિશ્ચય કરીનેજ આપને તેના મરણના સમાચાર પહોંચાડયા હતા. તેનું મડદું રાત્રિના છેલ્લા પહોર સુધી કેદખાનામાંજ રાખવામાં આવ્યું હતું. આપે મને આજ્ઞા આપી હતી કે, જો તેનો કોઈ પણ વારસ કદાપિ મળી આવે તો તેને એ મડદું સોંપી દેજે. પરંતુ તે ભયંકર વંટોળિયા તથા વર્ષાદથી બિહામણી બનેલી રાત્રે કોઈ પણ મનુષ્ય તેનું મડદું લેવા આવશે નહિ, એમ ધારીને કેટલાક પહેરેગીરોને મારી સાથે લઈ જઇ મેં પોતેજ તેના મડદાંનો પ્રભાત થતી વેળાયે અગ્નિદાહ કરાવી દીધો છે. તે દિવસે વર્ષાદનું બહુજ જોર હોવાને લીધે સ્મશાનમાં તેનું મડદું બાળવાની ઘણીજ અગવડ પડી હતી અને તેથી અમે લોકોએ એક ઘટાદાર વૃક્ષની છાયા તળે તેની ચિતા ખડકીને તેને અગ્નિ સંસ્કાર કરાવ્યો હતો. હજી તે ચિતાનું નિશાન પણ મોજૂદ હશે. આપને આ વિષયમાં વધારે ખાત્રી કરવી હોય તો, હું મારી સાથે આવેલા પહેરેગીરોને પણ આપની સેવામાં હાજર કરી શકું તેમ છું."

"આમ હોવા છતાં પણ જો આપ મારી વાત પર ભરોસો નહિ લાવો, તો પછી હું એમજ માની લઇશ કે, વિધાતા મારા પર કોપિત થયો છે અને મારા ભાગ્યની દશા પલટાઈ જવા બેઠી છે. મારી પડતીના દિવસો નજીક આવ્યા છે અને માર પર દૈવનો કોઈ કોપજ થયો છે. ઉપર બતાવેલી બીના બની હોવા છતાં, આપ જો કદાચિત્ એમ કહેશો કે, અમે મડદાંને બાળીને સ્મશાન ભૂમિમાંથી ઘર તરફ ચાલ્યા આવ્યા છીએ, ત્યાર પછી **શકટાર**નો દેહ પુનઃ ચિતામાંથી સજીવન થઇને, આ સંસારમાં વિચરણ કરી રહ્યો છે, તો તે મારાથી કોઇ પણ રીતે માની શકાશે નહિ. કારણકે, દુનિયામાં અત્યાર સુધી જે બનાવ બન્યોજ નથી, તે બનાવ માત્ર એક **શકટાર**ને માટેજ બને, એમ કદાપિ સંભવેજ નહિ. જો સ્મશાનમાં બાળી મૂકેલાં મડદાં ફરીવાર જીવતાં થતાં હોય તો પછી આ સંસારમાં મૃત્યુનામક ભયંકર વસ્તુનો કાંઈ પ્રભાવજ પડી શકે નહિ અથવા તો તેનું કાંઇ પણ મૂલ્યજ લેખાય નહિ. પણ મહારાજ, આવી કલ્પના કરવી એ પણ મનુષ્યની એક પ્રકારની નબળાઇજ છે. આપ જો એવું અનુમાન કરશો કે, બાળી મૂકેલો **શકટાર** ફરીવાર મનુષ્યના જેવો દેહ ધારણ કરીને આ દુનિયાના ક્ષેત્રપર વિચરી

રહ્યો છે, તો પછી મારાથી તેનું કાંઈ પણ યથાર્થ ઉત્તર આપી શકાશે નહિ."

રાક્ષસે ચંદ્રપાલનું ઉત્તર સાંભળીને વિચાર્યું કે;-"ચંદ્રપાલ જે કાંઇ કહે છે, તે સર્વ સત્ય, સ્પષ્ટ અને નિર્ભયતાયુક્ત છે. એના ઉત્તરમાં કોઇ પણ જાતની શંકાની છાયા છેજ નહિ. ચંદ્રપાલ અતિ નિડર, સાહસી અને વીર પુરુષ છે, તેથી તે કદાપિ અસત્યવાદનું અવલંબન કરે, એ સર્વથા અસંભવિતજ છે.

આમ છતાં પણ રાક્ષસે તેને ઉદ્દેશીને કહ્યું કે;-"ચંદ્રપાલ, મેં સાંભળ્યું છે કે, શકટાર તારો ઘણોજ નજીકનો સગો છે. અને તેની સાથે તારે સારો સંબંધ પણ છે."

ચંદ્રપાલે જરા કઠોરતાથી રાક્ષસના મનમાં ભરાઈ બેઠેલા ભ્રમનું નિવારણ કરવા માટે કહી સંભળાવ્યું કે;-"આર્ય, હું એ વાતનો અસ્વીકાર કરતો નથી. મારી ફોઈની-દીકરી લલિતા સાથે તેણે બીજી વાર લગ્ન કર્યાં હતાં, એ વાતને પણ હું છૂપાવવા માગતો નથી. પરંતુ તે સાથે કદાચિત્ સાંભળ્યું હશે કે, મારી તે ભગિનીનો તેણે વિના વાંકે ત્યાગ કર્યો હતો, તેથી અમે સહુએ તેની સાથેનો સર્વ સંબંધ એકદમ તોડી નાંખ્યો હતો. તે જ્યાં સુધી જીવ્યો હતો, ત્યાં સુધી તેણે મારી બ્હેનને પૂરતું દુઃખ આપ્યું હતું. મનના દુઃખથી, પતિના વિરહથી તેમજ સંસારની અસંખ્ય અને અસહ્ય યાતનાઓથી પીડાઇને તે બિચારી આધારહીના અબળાએ પવિત્ર જાન્હવી માતાના જળમાં ડૂબીને પોતાનાં સર્વ સંકટોને તેમાં ડૂબાવી દીધાં છે. પરંતુ લોકો તેને ગૃહનો ત્યાગ કરનારી એક કલંકિની અબળા તરીકેજ ઓળખાવે છે, તે નિર્દોષ અને નિરાધાર અબળાને તેઓ એક ભયંકર અબળા તરીકે સાબીત કરવાનો પ્રયત્ન પણ કરે છે. પ્રભુ! દુનિયા દોરંગી છે. સત્કર્મ કરનારને પણ દુષ્ટ લોકો પાપીની પદવી આપી દે છે. મારી ભગિની પવિત્ર હતી, એમાં તો જરા પણ શક જેવું નથી. પણ જ્યારે મારી તે ભગિનીએ આત્મઘાત કર્યો, ત્યારે તે દુષ્ટ શકટાર જરા પણ દુઃખિત ન થતાં પોતાની પ્રથમની પત્ની સાથે વિહાર કરીને આ સંસારનું સુખ ભોગવવા લાગ્યો અને પછી તે નારીહત્યાના પાતકના યોગે તે કારાગૃહમાં સપડાયો અને ત્યાં આગળજ અન્નના અભાવે પોતાના પરિવાર સહિત નષ્ટ થયો, આ સર્વે વાતો આપને સારી રીતે વિદિત છે, એટલે પુનઃ નવેસરથી જણાવવાની કાંઇ પણ આવશ્યક્તા હોય તેમ જણાતું નથી.

મારી ભગિનીપર ગુજારેલા અત્યાચારનો બદલો લેવા માટે, કારાગૃહમાં મેં તે દયાહીન **શકટાર** પ્રત્યે કેવું કઠોર વર્તન ચલાવ્યું હતું, એ પણ આપને વિદિતજ છે. આપે તેને સુંદર શય્યા આપવાની સૂચના આપી હતી, છતાં મેં મારૂં વૈર વાળવામાટે તેને એક સાધારણ ઘાસની પથારીજ આપી હતી. આપે તેને ઉત્તમ ખોરાક આપવાની આજ્ઞા આપી હતી છતાં મેં તેને બિલ્કુલ ભૂખ્યોજ રાખ્યો હતો અને તે ભૂખના યોગેજ તે ક્રમેક્રમે મરણ વશ થયો છે. હવે આપ આનાથી વિશેષ શું સાંભળવા માગો છો?

"જો મારી ઇચ્છા તેને સુખ આપવાની અથવા તો છુપી રીતે કારાગૃહમાંથી મુક્ત કરવાની જ હોત તો, હું તેને એવી કુશળતાથી સુખી રાખી શકત તથા કેદમાંથી છોડાવી મૂકત, કે જેની આપના મનમાં કદાપિ કલ્પના પણ આવી શકત નહિ. હું એવી રીતે તેને મુક્ત કરી દેત કે, જેથી આપના મનમાં બિલ્કુલ શંકા પણ આવી શકત નહિ. એક સમયે જ્યારે હું ઘણીજ વેદનાને લીધે પથારીવશ થયો હતો, ત્યારે જો મેં મારા અનુચરને માત્ર આંગળીનો ઈશારો જ કર્યો હોત, તો તે તરતજ **શકટારને** છોડાવીને કોઈ એવી સહીસલામત જગ્યાએ લઈ જાત કે, જેની કોઇને ખબર પણ પડી શકત નહિ. તેનું મરણ થયાં પહેલાં બે ચાર મિનિટેજ **શકટારના** શરીરની શી દશા થઈ હતી તથા કારાગૃહમાં તેણે કેવાં કઠિન દુઃખો ભોગવ્યાં હતાં, એ સર્વ બાબતો આપની જાણમાં છે, એટલે તે પરથી આપ બધું અનુમાન કરી શકો તેમ છો કે, **શકટારના** પ્રત્યે મેં કેવું વર્તન ચલાવ્યું હતું તથા મારે ને તેને કેવો સંબંધ હતો. તેની તે અવસ્થાપરથી સ્પષ્ટ જાણી શકાય તેમ છે કે, તે તદ્દન સુકાઈ ગયો હતો અને તેના શરીરમાં લોહીનું એક ટીપું પણ રહેવા પામ્યું નહોતું.

"તેની સ્ત્રી તથા સંતાનોનાં મેં મારી નજર આગળ અન્નના અભાવે થયેલાં ભયંકર અને કમકમાટી ઉપજાવે તેવાં મૃત્યુઓ પણ નિહાળ્યાં છે. તે દૂધથી પોષાતાં બાળકોનો કરુણતા ઉપજાવે તેવો રૂદન-ધ્વનિ અદ્યાપિ મારા કાન આગળથી ખસવા પામ્યો નથી. આપે તો **શકટારને** આપના કર્મક્ષેત્રનો એક પ્રતિસ્પર્ધી ધારીને તેને તથા તેના પરિવારને આ પ્રમાણે રીબાવ્યો હતો, પરંતુ મારા વૈરની દિશા જૂદી જ હતી. મારી ભગિની **લલિતાએ** જે દિવસે પોતાના પતિ **શકટારના** અત્યાચારથી વિષપાન કરીને જાન્હવીમાં પોતાના પ્રાણની આહુતિ આપી હતી,

ત્યારથી જ હું તેનો ભયંકર બદલો લેવાને આતુર થઈ રહ્યો હતો અને મારા તે કાર્યમાં હું અમુક અંશે ફળીભૂત પણ થઈ શક્યો છું. મેં હજી સુધી આપને આ હકીકત કહી નહોતી અને મારે કહેવાની કાંઈ જરૂર પણ નહોતી. **શકટારપર** જુલ્મ ગુજારવામાં, તેના પરિવારનું નિકંદન કરવામાં મેં જે નિષ્ઠુરતા દર્શાવી છે, તેનું સ્મરણ થતાં અદ્યાપિ મારાં રૂંવેરૂંવાં ખડાં થઈ આવે છે અને મારા આખા શરીરમાં કમ્પારી વછૂટવા લાગે છે. મારા અત્યાચારના યોગેજ તેનું ભયંકર રીતે મૃત્યુ નિપજ્યું છે. મેં મારા વૈરનો બદલો લેવા માટે નિષ્ઠુરતા રૂપી છુરીથી તેની ગર્દન હલાલ કરી નાખી છે. મારી જીંદગીમાં જો મેં ભયંકર જુલ્મ ગુજાર્યો હોય તો તે માત્ર **શકટાપર** જ છે."

**મંત્રી રાક્ષસે** સ્થિરતાથી **ચંદ્રપાલની** ભયંકર કથા સાંભળી લીધી. આથી તેના હૃદયાકાશને જે ચિન્તારૂપી વાંદળાંએ ઘેરી લીધું હતું, તે વાંદળાં અમુક અંશે દૂર થઈ ગયાં અને તેના મુખપર ઉદાસીનતાને બદલે પ્રસન્નતાની છાયા છવાઈ ગઈ. તેણે પ્રસન્નતાપૂર્વક **ચંદ્રપાલને** ઉદ્દેશીને કહી સંભળાવ્યું કે;—"નહિ-નહિ-**ચંદ્રપાલ** તારાપર અવિશ્વાસ કરીને હું કેવળ એક પ્રકારના ભ્રમમાંજ પડી ગયો હતો. પરંતુ અત્યારે તારા મુખેથી આવી વાર્તા સાંભળીને મારો તે ભ્રમ દૂર થયો છે, તેમજ મારા હૃદયમાં તારા માટે એક પ્રકારનું અપૂર્વ માન ઉત્પન્ન થયું છે. હવે મને પૂર્ણ ખાત્રી થઈ છે કે, તું મારો હિતેચ્છુ છે, શુભેચ્છક છે. જો કદાચ ગંગોત્રીના નિર્મળ જળમાં પંકજન્ય મલિનતાનો આવિર્ભાવ હોય, તપ્તકાંચનમાં વિશુદ્ધતાનો અભાવ હોય અને અમૃતમાં મૃત્યુ નિપજાવવાની સત્તા હોય, તો જ તારામાં પણ પાપનો અંશ હોઈ શકે. ખરેખર ભાઈ, તું મહા કૃતજ્ઞ અને બુદ્ધિમાન પુરુષ છે. આજે તને જોઈને મને અતિ આનંદ થાય છે તથા મારા મનમાં એમજ થઈ આવે છે કે, મેં તને જે ઉચ્ચ પદવી આપી છે, તેને માટે તું સર્વથા યોગ્યજ છે. તારી વાત સાંભળીને મારી તમામ શંકાઓનું નિવારણ થઇ ગયું છે. હવે જો તારે વિદાય થવાની ઈચ્છા હોય, તો ઘણીજ ખુશીથી જઈ શકે તેમ છે."

આ વિશ્વમાં કપટબાજીનું આધિપત્ય સર્વદા જામેલું જ હોય છે. બધા દેશોમાં બધી વેળાયે એની સત્તા એક સરખી રીતે જામેલી છે અને ભવિષ્યમાં પણ રહેવાનીજ. કપટ વિદ્યાના પ્રભાવે યુધિષ્ઠિરે **દ્રોણાચાર્યને** 'અશ્વત્થામા મરાયો' એ શબ્દોથી છેતરીને કુરુક્ષેત્રના યુદ્ધમાં

એક પ્રકારની વિજયતા પ્રાપ્ત કરી, ભગવાન કૃષ્ણે પાંડવપત્ની પાંચાલીને ભીષ્મપિતામહ પાસેથી 'અખંડ સૌભાગ્યવતી ભવ'નો આશીર્વાદ અપાવીને પાંચાલીને વૈધવ્યના દુઃખથી બચાવી. તેવીજ રીતે કપટવિદ્યા-વિશારદ ચાણક્યના કપટથી નંદ વંશનો નાશ થયો. આ સર્વ બીનાઓ એમજ સ્પષ્ટ બતાવી આપે છે કે, જગતમાં કપટતા એ પણ અગત્યની વસ્તુ છે અને તેનો સદ્‌વ્યય કરવાથી મનુષ્ય પોતાના કાર્યમાં અમુક અંશે ફળીભૂત પણ થઇ શકે છે. જેઓ ચોર, લૂટારા, ખૂની, પારકી થાપણ ઓળવનારા પિશાચો અને વ્યભિચારી છે, તેઓ સર્વ એ કપટ-બાજી અથવા દગાબાજીના જોરેજ જીતતા આવ્યા છે. જો કે એ મહા દુર્ગુણ છે, મહા ભયંકર પાપયુક્ત કાર્ય છે, તો પણ મહાન મહાન પુરુષો પણ તેનો આશ્રય લેવાનું ભૂલ્યા નથી. એને અનુસરીને ચંદ્રપાલ પણ એ કપટબાજીનું અવલંબન કરીને કદાચ કુટિલ બુદ્ધિના રાક્ષસના મનની ચિન્તાઓનું નિવારણ કરી શક્યો હોય, તો તેમાં આશ્ચર્ય પણ શું હોઇ શકે? અર્થાત્ ચંદ્રપાલની કપટ વિદ્યાના પ્રભાવે મહા વિલક્ષણ અને ચાલાક રાક્ષસ પણ ભ્રમિત બની ગયો અને તેણે ચંદ્રપાલની વાતપર વિશ્વાસ મૂક્યો.

ચંદ્રપાલે વિચાર્યું કે;—"જો હું બધી બીના સાચેસાચી જણાવી દઇશ તો, માત્ર મારાજ નહિ, પરંતુ મારી ભગિની લલિતા તથા તેના સ્વામી શકટારના પ્રાણ પણ આ અવનીમાંથી નાબૂદ થશે અને એક પ્રકારનો ભયંકર રક્તપાત અથવા પૈશાચિક કાંડ ઉત્પન્ન થશે. તેમ જ જો શકટારનું મરણ થશે તો અત્યાચારી અથવા જુલમી રાક્ષસ અને રાજા ધનનંદનું અસ્તિત્વ કાયમ રહેશે તથા બિચારા નિર્દોષ રાજકુમાર ચંદ્રગુપ્તને નિત્યને માટે રસ્તાના રઝળતા ભીખારીની માફક રખડતાજ રહેવું પડશે. મહાપદ્મનંદ મહારાજની માનવંતી મહારાણી મુરાદેવીને નિત્યને માટે ધનનંદનો જુલ્મ સ્હેવો પડશે અને તે સાથે તેનું જીવન પણ દુઃખમાંજ વીતી જશે." આ સર્વે બાબતોનો વિચાર કરીને ચંદ્રપાલે પોતાની બુદ્ધિના પરિણામે રાજમંત્રી રાક્ષસની સાથે એવા પ્રકારનો વાર્ત્તાલાપ ચલાવ્યો કે જેના યોગે કુટિલ બુદ્ધિનો રાક્ષસ અતિ મોહિત બની ગયો અને તેણે તેની સર્વે વાર્ત્તાપર બરાબર વિશ્વાસ મૂકી દીધો. ચંદ્રપાલે જ્યારે જાણ્યું કે, મારી વાર્ત્તાએ રાક્ષસના મનમાં સચોટ અસર કરવા માંડી છે, ત્યારે તે શકટારની અમુક પ્રકારની નિંદા કરીને પણ તેને પ્રસન્ન કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. તેની એ ચેષ્ટાએ રાક્ષસને એટલો બધો અંધશ્રદ્ધામાં આણી દીધો કે, જેથી તે ચંદ્રપાલને એક મહાન્

બુદ્ધિમાન અને પોતાનો હિતેચ્છુ પુરુષજ માનવા લાગ્યો. આ પ્રમાણે જ્યારે રાક્ષસના મનમાંથી શકટારના મરણની સર્વે શંકાઓ દૂર થઈ, ત્યારે ચંદ્રપાલ ત્યાંથી પોતાના ગૃહ તરફ ચાલ્યો આવ્યો.

અમારા વાચકોને આમાં શંકાશીલ થવાનું જરા પણ કારણ નથી. કેમકે ઉપર દર્શાવેલી કપટવિદ્યાના પ્રભાવેજ ચંદ્રપાલ રાક્ષસના મનને ફેરવી શક્યો હતો. કપટવિદ્યાથી મનુષ્ય ધારે તે કરી શકે છે, એમાં આશ્ચર્ય જેવું કાંઈ છેજ નહિ.

ચંદ્રપાલના વિદાય થયા પછી રાજમંત્રી રાક્ષસના મનમાં વળી એક નવીન કલ્પનાનો ઉદય થઈ આવ્યો. રાક્ષસ તે ઓરડામાં ચહલકદમી કરતો કરતો વિચારવા લાગ્યો કે;—"ચંદ્રપાલ કદાપિ જૂઠું બોલેજ નહિ, એવી મને હજી પણ સંપૂર્ણ ખાત્રી છે. જીવ જતાં સુધી તે અસત્ય બોલે તેવો નથી. પરંતુ આમ હોવા છતાં આ બીજી રાજમુદ્રાના અસ્તિત્વનું મારાથી વિસ્મરણ થઈ શકતું નથી. મારા મનમાં શા કારણથી કોઇકિ ભ્રમણા ભરાઈ ગઇ છે, તે મારાથી બિલ્કુલ સમજી શકાતું નથી. અવશ્ય એ રાજમુદ્રા શકટારના કોઇ પાલિત, આશ્રિત, આશ્રયદાતા, કુટુંબી અથવા કોઇ કારસ્થાની મિત્ર પાસેજ હોવી જોઇએ, તે વિના આવો ભયંકર અનર્થ ઉત્પન્ન થાયજ નહિ. જે પુરુષના હાથમાં એ રાજમુદ્રા હશે, તે પુરુષ પણ શકટારના જેવો બુદ્ધિમાન, પ્રપંચી, કારસ્થાની અને કુટિલ વિદ્યામાં નિપુણજ હોવો જોઇએ, એમાં બિલ્કુલ શંકાજ નથી. પરંતુ તે પુરુષ કોણ છે, તેની તપાસ કરીને મારે તેને મારા કાબૂમાં મેળવવો જોઇશે. જે રાજમુદ્રાની મદદથી તેણે આવો ભયંકર અનર્થ ઉત્પન્ન કર્યો છે, તે ભવિષ્યમાં પુનઃ નવીન અનર્થ ઉત્પન્ન નહિ કરે, તેની ખાત્રી પણ શી રીતે રાખી શકાય ?

"ખરેખર આ રાજમુદ્રા અતિ ભયંકર છે અને તેનો સ્વામી તેથી પણ ભયંકર છે. હવે મારે એને મારા કાબૂમાં શી રીતે મેળવવી ? આ વિષયમાં મારે સલાહ પણ કોની લેવી ? રાજાની પાસે જો આ વાત જાય, તો વળી મોટી આફત આવી પડે તેમ છે, એટલે મારે શું કરવું તે કોઇ પણ રીતે મારાથી સમજી શકાતું નથી. જગતની માયા મહા વિલક્ષણ છે, એની લીલા અપાર છે. કોઇ વિદ્વાને ખરૂંજ કહ્યું છે કે;—

"આસક્ત જનથી તે નિરંતર દૂર હટતી જાય છે,
ને ત્યાગી નરના ચરણમાં આળોટતી દેખાય છે;

ધિક્કારતી તે પ્રેમિને ધિક્કારનારાને વરે,
તેથીજ એ માયા વિલક્ષણ વિશ્વમાં કહેવાય છે. ”

આ માયાની ચક્કરમાં હું પણ આજે સપડાઈ ગયો છું, મારી વિચાર શક્તિ આજે શૂન્ય બની ગઇ છે અને મારાથી મારી આગળ આવી પડેલા મહા ભયંકર પ્રશ્નનું કાંઇ પણ નિરાકરણ થઇ શકતું નથી.”

“ પણ બસ, હવે મારા મનમાં એક દૃઢ વિચાર સ્ફુરી આવ્યો છે, તેનુંજ હું અવલંબન કરીશ. ચંદ્રગુપ્ત અને કુટિલ ચાણક્યને મારે કોઈ પણ ઉપાયે મારા બંદીવાન્ બનાવવા પડશે. એ બન્નેને કેદ કર્યા વિના મારાથી નિરાપદ રહી શકાશે નહિ. મારા અસીમ પરાક્રમશાળી મહારાજ ધનનંદ પણ મેં તેમને કેદખાનામાં બન્દીવાન કરેલા જોઇને મારા પર અત્યંત પ્રસન્ન થશે અને મારી અપૂર્વ બુદ્ધિમતાની પ્રશંસા પણ કરશે. ”

“ હવે સાત આઠ દિવસમાંજ અમે તે અભિમાની અને ઉચ્છૃંખલ રાજા સમરકેતુના રાજ્યપર ચઢાઈ કરીશું, એટલે ચંદ્રગુપ્તને બન્દીવાન બનાવવામાં વધારે મુશ્કેલી નડશે નહિ. ત્યાર પછી માત્ર ચાણક્યજ બાકી રહેશે—પરંતુ તેને બન્દીવાન બનાવવામાં બિલકુલ વિલંબ લાગશે નહિ. કારણ કે તે અતિ ક્ષુદ્ર છે—પામર છે. તે અતિ દરિદ્ર છે અને પારકા પૈસાથી પોષાય છે, એટલે પ્રબળ પ્રતાપશાળી મહારાજ ધનનંદ આગળ તેનું કશું જોર ચાલી શકશે. એક ચપટી વગાડતાંની સાથેજ તે ચાંચડની પેઠે ચોળાઇ જશે. બસ, હવે જોઉં છું કે, વિધાતા મારી આ ધારણા પાર પાડે છે કે નહિ ? ”

જ્યાં આગળ આત્માભિમાન હોય છે, જ્યાં આગળ લોકો ‘મેં કર્યું અને હુંજ કરીશ’ એવી ધારણા રાખે છે અને જ્યાં ભય વગરના ગર્વની સહાયતાથી માત્ર પોતેજ બધું કરી શકવાને શક્તિમાન છે એમ ધારીને મનુષ્ય પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરવાને તૈયાર થાય છે, ત્યાં જ સર્વ પ્રકારના ભયંકર બનાવો ઉત્પન્ન થાય છે. આત્માભિમાની, ગર્વિષ્ટ અને ભ્રમિષ્ટ બુદ્ધિનો રાક્ષસ તીક્ષ્ણ બુદ્ધિનો હોવા છતાં પણ તે પોતાની અહંતા આગળ છેતરાઇ ગયો અને એ વિડંબનાવાળા ભ્રમને લીધે તે પોતાના પૂર્વે જણાવેલા એક પણ સંકલ્પને સિદ્ધ કરી શક્યો નહિ.

# પ્રકરણ ૮ મું

## ભયંકર પ્રપંચ !

"નમાવ્યા બાહુના બળથી દશાનન સમ મહાવીરો,
બનાવી બંદિ રાખ્યા બંદિવાસે લાખ રણધીરો;
કરીને દુર્દશા છોડયા નચાવી નાચ વાંદરનો,
ગજું તારૂં સહે આઘાત તું આ વીર નરવરનો ?"

---

"મહારાજ, તેમ છતાં આપે બ્રાહ્મણોના બ્રહ્મતેજની પરીક્ષા અદ્યાપિ નહિજ કરી હોય, એમ આપનાં આ ગર્વિષ્ટતા ભરેલાં વાક્યો જ કહી આપે છે."

"ચાણકય, તેં ભરી રાજસભામાં મારૂં ભયંકર અપમાન કર્યું છે, મારા પિતાની શ્રાદ્ધક્રિયામાં આવીને તેં એક પ્રકારનું વિઘ્ન નાંખ્યું છે, તેથી હું તને આજે કોઈ પણ રીતે છોડવાનો નથી. ચાલ આ વીર ક્ષત્રિયને તારૂં બ્રહ્મતેજ બતાવવા માટે સત્વર તૈયાર થા."

"મહારાજ, હું હજી પણ આપને કહું છું કે, આપ મારી સાથે વૃથા વિવાદ કરવાને તૈયાર ન થાઓ. મારી સાથે વિવાદ કરતાં આપનો નાશ થશે. આપે કદાચિત્ દશાનન સમ મહાવીરોને નમાવ્યા હશે, મહાન મહાન યોદ્ધાઓને પાયમાલ બનાવ્યા હશે, એ બધી વાતોનો હું સ્વીકાર કરૂં છું, પરંતુ આ બ્રહ્મતેજયુક્ત બ્રાહ્મણ તેવા અનેક યોદ્ધાઓ કરતાં પણ વિશેષ બળને ધરાવનારો છે, એ આપે ભૂલી જવાનું નથી. જો આપની ઈચ્છા મારી સાથે વિગ્રહ કરવાનીજ હોય તો હું તેમ કરવાને તૈયાર છું, પરંતુ આપને જો આપના જીવનને બે ઘડી વધારે લંબાવવાની આશા હોય, તો તેમ કરવાનું સાહસ કરશો નહિ.'

"ચાણકય, હવે મારા ધૈર્યની મર્યાદા તૂટતી જાય છે, તારા મરણના પડઘા મને સ્પષ્ટ સંભળાય છે. હજી તું વિચારી જો કે, એક સત્તાવાન અને બળવાન ભૂપાળ સમક્ષ વિવાદનું પરિણામ અવશ્ય ભયંકર જ આવશે. તું હજી મૂર્ખ છે, તેથી રાજાની સત્તાને બિલ્કુલ જાણી શકતો નથી. પરંતુ હવે મારા કોપનો જે અગ્નિ સળગી ઉઠયો છે, તે અગ્નિમાં તારી આહુતિ અપાશે. તારા આ શરીરના ટુકડે ટુકડા થશે અને મારે બ્રહ્મહત્યા જેવા મહા ભયંકર પાતકને વ્હોરી લેવું પડશે."

"બુદ્ધિહીન અને યોગવિદ્યાથી અજ્ઞાત રહેલા મૂર્ખ રાજા, તારામાં એવી તે શી શક્તિ છે, કે જેના પ્રભાવે તું આટલો બધો ફૂલાઈ ગયો છે, તને હજી યોગ વિદ્યાનો ચમત્કાર મળ્યો હોય તેમ જણાતું હતું. મારા શાપમાં આખા બ્રહ્માંડને બાળી મૂકવાની શક્તિ સમાયલી છે, પરંતુ તે શક્તિનો દુરૂપયોગ કરવો એ મહાપાપયુક્ત કાર્ય ગણાય છે અને તેના યોગે તે શક્તિ પણ નષ્ટ થાય છે. આ કારણથીજ હું તને શાપથી નહિ, પણ મારી કુટિલતાથી મારવા માગું છું. તારામાં અને મારામાં બહુજ ભેદ સમાયલો છે. કારણ કે;–

"જડશક્તિ નૃપમાં, તપસ્વીમાં યોગ શક્તિ નિવાસ છે;
ગજ, અશ્વ તવ ઐશ્વર્ય, અમ ઐશ્વર્ય બ્રહ્મ વિલાસ છે.
રાજા તપસ્વિમાં ખરેખર ભેદ એ છે જ્ઞાનના અધિકારનો;
તપસ્વી છે બ્રહ્મવિદ્યાપૂર્ણ ને ભૂપાળ છે મંદ વ્યવહારનો."

"ચાણક્ય લે ત્યારે તું તારી ઘમંડતાનું પરિણામ લેતો જા." આમ કહીને રાજા ધનનંદ ચાણક્યના શરીર પર તલ્વારનો આઘાત કરવાને દોડી ગયો. પરંતુ ચાણક્યે "તારા હાથમાં કમ્પનો આવિર્ભાવ થજો, તારાથી એમ ડગલું પણ આગળ ન ભરી શકાશે" કહીને તેને ત્યાં આગળજ અટકાવી દીધો.

ચાણક્યના મુખમાંથી શાપના શબ્દો નીકળતાંની સાથેજ રાજા ધનનંદ મૂર્ચ્છિત થઇને ધરણી પર ઢળી ગયો. આ જોઇને ચાણક્ય મન-માંજ વિચારવા લાગ્યો કે;—"આ ગર્વિષ્ટ રાજાને શાપ આપીને મારી નાખવો, એ મારે માટે ઉચિત નથી. તેને તો હું મારી કુટિલવિદ્યાના પ્રભાવથીજ નષ્ટ કરીશ તથા બતાવી આપીશ કે, બ્રહ્મતેજ કેવું હોય છે! શત્રુને આ પ્રમાણે શાપથી સંહારવો એ કોઇ પણ રીતે ઉચિત નથી. આજે હું આ કારાગૃહમાં પ્રહરીઓને છેતરીને મુરાદેવીની મુલાકાત લેવા માટે આવ્યો હતો, પરંતુ ઇશ્વરે વચ્ચમાં આ નંદની સાથેજ મારો અચાનક મેળાપ કરાવીને આવો વિગ્રહ ઉપજાવ્યો. આમ કરવામાં ઇશ્વરનો શો ઉદ્દેશ હશે, તે મારાથી કોઈ પણ રીતે સમજી શકાતું નથી. રાજાની આવી સ્થિતિ જોઇને કદાચ કોઈ પહેરેગીર અહીં આવી ચઢશે, તો વળી પુનઃ નવીન આપદ આવી પડશે માટે ચાલ હવે એક ક્ષણ પણ વ્યર્થ ગાળ્યા વગર મહારાણી મુરાદેવીને મળીને જે કાંઈ વાતચીત કરવી છે, તે કરી લઉં."

અમારા પ્રિય વાચકો, રાજા ધનનંદ તથા ચાણક્યના વિવાદ પરથી એટલું તો અવશ્ય જાણી શક્યા હશે કે, તેઓ બન્ને એક કારાગૃહમાં ઉપર પ્રમાણે વિવાદ કરી રહ્યા હતા અને તેમના વિવાદનું કારણ માત્ર રાજા ધનનંદજ હતો. હવે ધનનંદ ત્યાં શા માટે આવ્યો હતો અને ચાણક્યની સાથે તેની અચાનક મુલાકાત કેવા રીતે થઇ હતી તે સર્વ ઘટનાઓનો અમે અત્રે ઉલ્લેખ કરી બતાવીશું.

પ્રથમ ભાગમાં અમે જણાવી ચૂકયા છીએ કે, મહારાજ મહાપદ્મનંદના મૃત્યુ પછી તેની માનવંતી મહારાણી મુરાદેવીને ધનનંદે કેદ કરીને નળાન્દાના કિલ્લામાં રાખી હતી તથા તેના પર અતિશય અત્યાચાર ગુજારવાનો આરંભ કરી દીધો હતો. રાજા ધનનંદને ચંદ્રગુપ્ત તરફ અત્યંત તિરસ્કાર હતો અને ચંદ્રગુપ્તને મારી નાંખવા માટે તે અનેક કારસ્થાનો પણ રચી રહ્યો હતો. પહાડી રાજા સમરકેતુ સાથે યુદ્ધ કરવાનો સંદેશો પણ તેણે ચંદ્રગુપ્તને પોતાના કાબૂમાં મેળવવા માટેજ મોકલાવી આપ્યો હતો. આજે દૈવ યોગે રાજા ધનનંદ તે નળાન્દાના કિલ્લામાં, મહારાણી મુરાદેવી પાસે આવ્યો હતો અને ચાણકય પણ તેજ ઉદ્દેશથી ત્યાં આગળ ગયો હતો. એવામાં રાજા ધનનંદની નજર ચાણકય પર પડી અને તેણે ચાણકયને મારી નાંખવાનો યત્ન કર્યો. પરંતુ ચાણકયની તંત્ર વિદ્યાના પ્રભાવે રાજા ધનનંદ તે કાર્યમાં નિષ્ફળ નિવડયો અને તેને ચાણકયના શાપથી મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર પડયા રહેવું પડયું. આ સમયે રાત્રિનો સમય હોવાથી, તેમજ ભયંકર અંધકાર છવાયલો હોવાથી ચાણકય અને ધનનંદ સિવાય બીજી કોઈ પણ વ્યક્તિ આ ભયંકર બનાવને જોઇ શકી નહિ. ચાણકયે જ્યારે જોયું કે, રાજા ધનનંદ તદ્દન મૂર્ચ્છિત બની ગયો છે અને તેનું ચૈતન્ય નષ્ટ થઇ ગયું છે, ત્યારે તેણે વિચાર્યું કે;—"બસ, હવે મારા કાર્યની સિદ્ધિ થવામાં કોઈ પણ પ્રકારની બાધા આવી શકશે નહિ. રાજા ધનનંદને મેં બે પ્રહરને માટે બે ભાન બનાવી દીધો છે, એટલે તે અરસામાં તો હું મારૂં બધું કામ બતાવીને અહીંથી ખુશીથી ચાલ્યો જઇશ, મારા જવામાં કોઇપણ પ્રકારનું વિઘ્ન આવી શકશે નહિ. પણ હવે મુરાદેવી કયાં હશે તેની તપાસ સત્વર કરવી જોઇએ, જો તેનો પત્તો મેળવમાં વિલંબ થશે અને વધારે વખત વીતી જશે તો પછી મારાથી મારા કાર્યમાં જોઇએ તેવી સફળતા મેળવી શકાશે નહિ."

આ પ્રમાણે વિચાર કરીને ચાણક્ય નળાન્દાના કિલ્લાંમાં આવેલા

ભયંકર કારાગૃહમાં મુરાદેવીની તપાસ કરતો આમ તેમ ભટકવા લાગ્યો. નળાન્દાનો કિલ્લો અતિ ભયંકર હતો અને તેમાં આવેલા કારાગૃહની ભયંકરતાની તો કલ્પના પણ થઈ શકતી નહોતી. તે કારાગૃહ કિલ્લાના મધ્ય ભાગમાં આવેલા એક વિશાળ ચોગાનમાં આવેલું હતું અને તેની રચના જમીનની અંદરના ભાગમાં અથવા તો ભોંયરામાંજ કરવામાં આવી હતી. એ ભોંયરાના દ્વાર આગળ રાત્રિ દિવસ ચાર પહેરેગીરો પહેરો ભર્યા કરતા હતા. ભોંયરાની અંદર બનાવેલાં ઓરડામાં કેદીઓને રાખવામાં આવતા હતા. આ કારાગૃહ ખાસ ભયંકર અપરાધીઓને માટેજ બનાવવામાં આવ્યું હતું. જેઓ ખૂની, માતૃ હત્યારા અને પિતૃવધકરનારા મનુષ્યો હોય તેનેજ આ કારાગૃહના ભોંયરાવાળા ઓરડામાં કેદ કરવામાં રાવતા હતા અને સાધારણ અપરાધીઓને માટે દુર્ગની અંદરના ભાગમાં એક ખાસ અલાયદી ગોઠવણ કરવામાં આવી હતી. મહારાણી મુરાદેવીને પણ આ ભોંયરાની અંદરના ભાગમાં આવેલા એક ભયંકર અંધકારવાળા ઓરડામાંજ કેદ કરવામાં આવી હતી. જે ઓરડામાં તેને કેદ કરવામાં આવી તે ઓરડો એક ખૂણામાં સહુથી નિરાળો હતો અને ત્યાં આગળ મનુષ્ય અથવા પહેરેગીરની આવજાવનો સંભવ બહુજ ઓછો હતો. દિવસમાં બે વખત માત્ર આહાર અને જળ આદિ ઉપયોગી વસ્તુઓ આપવા માટે બે દાસીઓ આવતી હતી અને તે મુરાદેવીને આહાર કરાવીને તરતજ પાછી ચાલી જતી હતી.

ચાણુકય ફરતો ફરતો આ ઓરડાની નજીકમાં આવી લાગ્યો, ત્યારે તેને કોઇનો ધીમેથી રડવાનો અવાજ સંભળાયો. આ સાંભળીને ચાણુકય ચમકી ઊઠયો અને ત્યાર પછી ધીરે ધીરે તે ઓરડાના દ્વાર આગળ જઇને ઉભો રહ્યો. આ સમયે અંદરથી કોઇનો અવાજ સંભળાયો કે;–“ હાય ! ભાગ્ય ! તેં મને આટલી બધી દુ:ખી શા માટે બનાવી, મારાથી એવા તે શા ભયંકર અપરાધો થયા હતા અથવા મેં એવાં તે શા ભયંકર પાપો કર્યા કે, મારે આજે આટલું બધું દુ:ખ અને પીડા ભોગવવાં પડે છે. શું ઇશ્વર, તારા હૃદયમાં દયાનો સંચાર નથી? જગતના લોકો તને દયાસિન્ધુ કહીને તારી અત્યંત પ્રશંસા કરે છે, તો પછી તારી તે દયાનું એક બિન્દુ પણ આ તારી સેવિકાને શા માટે આપતો નથી ? શું આ અપરાધિની અબળા માટે તારો દયાનો સાગર સુકાઈ ગયો છે ? તારી કૃપાનો ભંડાર લુટાઇ ગયો છે ? એ

પૃથ્વી માતા ? તારાથી તારી આ દીન પુત્રીનું દુઃખ શી રીતે દેખી શકાય છે ? રાજરાણી હોવા છતાં, આજે મારી આવી ભયંકર દશા શા કારણથી થઈ છે ? ન્યાયવાન વિધાતા ! તેં મને આ મગધરાજ્યના મહારાજાની મહિષી શા માટે બનાવી ? માર્ગની ભીખારિણીમાંથી રાજ મહાલયની પટરાણી બનાવવા છતાં તેં મારી આવી દુર્દશા શા માટે કરાવી ? જે સુખ અને સ્વતંત્રતા એક સાધારણમાં સાધારણ ભીખારી પણ ભોગવી શકે છે, તેનો પણ તેં મારા ભાગ્યમાંથી શા માટે નાશ કર્યો ? મારા ભાગ્યાધાર, જીવનમણિ મહારાજ મહાપદ્મનંદને તેં શા માટે મૃત્યુવશ કર્યા ? મારા ભાગ્યમાં તેં વૈધવ્યનું ભયંકર દુઃખ શા માટે નાંખ્યું ? અરેરે ! મારા એકના એક લાડકવાયા કુમાર ચંદ્રગુપ્તની શી દશા થઇ હશે ! તેને અત્યારે 'આવ ભાઇ' ના શબ્દો ઉચ્ચારીને કોણ આનંદ આપતું હશે ? શું તે જીવિત હશે ? નહિ—નહિ. તે દુષ્ટ ધનનંદના પ્રપંચજાળમાંથી અત્યાર સુધી શી રીતે જીવતો રહી શકે ? હાય હું કેવી હતભાગિની છું. મેં દુટાએજ રાજાના જીવનને ગુમાવ્યું છે. જે કંકણ પર તેમના જીવનનો આધાર હતો તે કંકણને મેં પાપી યસીએજ નષ્ટ કર્યું છે. એમાં અન્ય કોઇને દોષ દેવાનું કાંઈ પ્રયોજન નથી. મારે મારી ભૂલનું પરિણામ ભોગવવું પડયું છે, અરે, મારી ભૂલના પરિણામે મારા પતિ તથા પુત્રનો નાશ થયો છે, હું પતિઘાતિની અને પુત્રનાશિની ભયંકર પાપીયસી છું. મારા અપરાધો અનેક છે, મારાં પાપો ન પરિસીમા આવી ગઈ છે. બસ, હવે આત્મઘાત સિવાય મારે માટે બીજું કાંઈ પણ હિતાવહ નથી."

"નહિ, આત્મઘાત કરવો, એ મહા ભયંકર પાપ ગણાય છે." ચાણક્યે ઉપર્યુક્ત વાર્તા સાંભળી લીધા પછી કહી સંભળાવ્યું.

"હેં આવી મધ્ય નિશાના ભયંકર સમયે આ કોનો અવાજ ?" પ્રથમ બોલનાર વ્યક્તિ અજાયબ થઇને બોલી ઊઠી.

"તમારૂં અને તમારા પુત્રનું હિત ઇચ્છિનાર એક બ્રાહ્મણનો ?"

"તમારૂં નામ શું છે ?"

"ચાણક્ય ?"

"બ્રહ્મતેજયુક્ત મહા તેજસ્વી બ્રાહ્મણ ચાણક્ય ?

"જી—હા."

"શું ત્યારે મારો પુત્ર હજી જીવિત છે ?"

"તે સર્વ બીના હું હાલ તરત કહી શકીશ નહિ."

"તેનું કાંઇ કારણ?"

"કારણ અતિ ભયંકર છે?"

"કેમ, એવી તે શી ભયંકરતા છે કે, આપ આમ છેક નિર્બળ બની જાઓ છો?"

"આ સ્થળ મારે માટે અતિ ભયંકર છે અને હું ઘણીજ છુપી રીતે અહીં આવ્યો છું."

"તમે કોની મદદથી અહીં આવ્યા વારૂ?"

"કારારક્ષક ચંદ્રપાલની."

"તમે તેને ક્યાંથી ઓળખો છો, વારૂ?"

"એ વાર્ત્તા મારાથી કહી શકાય તેમ નથી."

"શું ત્યારે તમે હજી મારાથી જૂદાઈ માનો છો?"

"ના બ્હેન, હું જૂદાઈ માનતોજ નથી, પરંતુ અત્યારના સંજોગો ઘણાજ નબળા છે, તેથી મારાથી તે બધી બીના કહી શકાય તેમ નથી."

"વારૂ, ત્યારે તમને મારા અહીં હોવાના સમાચાર કોણે આપ્યા."

"લલિ—અરે ભૂલ્યો, મારાથી તે પણ જણાવી શકાશે નહિ."

"હશે, એ બધી બાબતો સાથે મારે કાંઇ સંબંધ નથી, પણ અત્યારે તમે મારી પાસે શા કારણથી આવ્યા છો વારૂ?"

"કેવળ તમારા ભલાને માટેજ."

"શું મારા ભલાને માટેજ તમે અહીં આવ્યા?"

"જી—હા."

મહારાણી મુરાદેવી અને ચાણક્યની વચ્ચે આ પ્રમાણે વાર્ત્તાલાપ થયા પછી, મુરાદેવી કેદખાનાના ઓરડાનાં દ્વાર આગળ આવી બેઠી અને ચાણક્ય પણ દ્વારની આ બાજૂના ઓટલા પર બેસી ગયો. તે બન્નેની વચ્ચે એક દ્વાર આવેલું હતું અને તે દ્વાર પર તાળું વાસેલું હતું, તેથી એક બીજાથી અંદર કે બહાર આવજાવ કરી શકાય તેમ નહોતું.

ત્યાર પછી મહારાણી મુરાદેવીએ બહુજ ધીમેથી કહ્યું કે;—"મહા પ્રતાપી પંડિતરાજ! જો કે હું આપનો પરિચય મેળવવાના સૌભાગ્યને અદ્યાપિ પ્રાપ્ત કરી શકી નથી, પરંતુ લોકોના મુખેથી મેં આપની પુષ્કળ પ્રશંસા થતી સાંભળી છે, આપના બ્રહ્મત્વ તથા વિદ્યાના સંબંધમાં હું થોડી ઘણી હકીકત જાણી શકી છું. મેં સાંભળ્યું છે કે, રાજા ધનનંદના હાથે મારા એકના એક પુત્ર ચંદ્રગુપ્તની હત્યા થઇ ચૂકી છે, તો મહારાજ, તે વાર્ત્તા સત્ય છે ખરી કે? આપ તે સંબંધમાં કાંઇ પણ હકી-

કત જાણો છો કે? આપ જો મારાપર કૃપા કરીને મને આ સમાચાર જણાવશો, તો હું મારા બળતા હૃદયથી આપને અનેકવાર ધન્યવાદ આપીશ અને જીંદગી સુધી આપનો ઉપકાર માનીશ. કહો જોઇએ કે, મારા પુત્રની અત્યારે શી દશા થઈ છે વારૂ? આપને અત્રે આવવાનું શું કારણ છે, તે પણ સાથેજ જણાવવાની કૃપા કરો."

"પુણ્યમયી રાજરાણી, હું આજે ઘણા દિવસે તમારી તપાસ કરવા તથા તમારાં સુખ દુઃખોની સ્થિતિ જોવા માટે જ અત્રે આવ્યો છું. મારા આવવાનો ઉદ્દેશ અતિ ગહન છે અને તે હું તમને હમણાંજ કહી સંભળાવું છું. રાજકુમાર ચંદ્રગુપ્તને માટે તમે કશી ચિન્તા રાખશો નહિ, તે અત્યારે સહીસલામત જ છે. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ હશે, ત્યાં સુધી હું તે નિર્દોષ બાળકને કદાપિ દુઃખી થવા દઇશ નહિ. ઇશ્વરકૃપાથી તે અત્યારે એવી આબાદીભરેલી જગ્યાએ પહોંચી ગયો છે કે, જ્યાં આગળ કોઈનાથી તેનો વાળ પણ વાંકો કરી શકાય તેમ નથી. જેને જીવાડનાર ઇશ્વર છે, તેને આ મૃત્યુ લોકના માનવીથી કદાપિ મારી શકાય તેમ નથી જ. પણ હવે એ વિષયને જરાવાર એક બાજૂએ રહેવા દઇને હું જે કાંઈ પ્રશ્ન પૂછું, તેનાં યથાર્થ ઉત્તરો આપો. આમાં તમારૂં તથા તમારા પુત્રનું હિતજ સમાયલું છે."

"મહાશય, હું આપના પ્રશ્નના ઉત્તર આપવાને સર્વદા તૈયાર જ છું. આપે આજે મારા જીવન વિભાગના જીવતા હોવાના સમાચાર આપીને મને મૃત્યુના મુખમાંથી બચાવી છે. ભયંકર આત્મઘાતિની થતી અટકાવી છે. આપને જે કાંઇ પૂછવાની ઇચ્છા હોય તે બેલાશક પૂછી જૂઓ."

"વારૂ, રાજા ધનનંદે તમને શા કારણથી આવા ભયંકર કેદખાનામાં કેદ કર્યાં છે? તેમજ તમારા પર તે દુષ્ટે શા શા જુલ્મો ગુજાર્યા છે?"

"ભાઈ, હું એક નિરાધાર અબળા હોવાથી તેમજ તેના પ્રબળ પ્રતિસ્પર્ધી ચંદ્રગુપ્તની માતા હોવાથી તેણે મને આ પ્રમાણે કેદ કરેલી છે. મારા પર અત્યાચાર ગુજારવામાં તેણે કોઇ પણ પ્રકારની ખામી રાખી નથી. તેણે તો મને અન્નના અભાવે જ મારી નાખવાની આજ્ઞા આપી હતી, પરંતુ દયાવાન કારારક્ષકની કૃપાથી હું અત્યાર સુધી જીવી શકું છું. દયાળુ કારારક્ષકે મને અહીં કોઇ પણ પ્રકારનું કષ્ટ પડવા દીધું નથી. તે અતિ ભલો અને સજ્જન પુરુષ હોવાથી વારંવાર મને આશ્વાસનો આપીને મારા પુત્રની મુલાકાત આપવાની આશા આપ્યા કરે છે અને તે આશાના તંતૂપરજ હું જીવ્યા કરૂં છું."

"તમારા પર આવી દયા દર્શાવનાર કારારક્ષકનું નામ તમે જાણો છો ખરાં કે?"

"હા–ઘણીજ સારી રીતે. તેનું નામ ચંદ્રપાલ છે અને તે ઘણો જ દયાળુ છે."

"હેં–ચંદ્રપાલ? શકટારને નવીન જીવન આપનાર અથવા મરણના મુખમાંથી બચાવનાર ચંદ્રપાલ તમારા પર આવી અપૂર્વ દયા દર્શાવે છે?"

"જી–હા. પણ શું શકટાર અત્યાર સુધી જીવતો છે?"

"હા–અદ્યાપિ તે જીવિત જ છે, પરંતુ એ વાત બહુ જ ગુપ્ત રાખવાની છે. જો રાજમંત્રી રાક્ષસ અથવા રાજા નંદને એ વાત વિદિત થઈ જશે, તો વળી ફરી નવી આફત આવી પડશે અને તે બિચારાને મરણના મુખમાં સપડાવું પડશે. ઇશ્વરની અગાધ લીલાના યોગે તે પિશાચોના પંજામાંથી છટકીને અત્યારે એક સહીસલામતીવાળા સ્થાનમાં પહોંચી ગયો છે."

"પણ તે અત્યારે કયાં છે? મારા પતિ મહાપદ્મનંદની હયાતીમાં તે બિચારાને દુષ્ટ રાક્ષસ મંત્રીએ પોતાના કપટજાળમાં ફસાવીને કારાગૃહમાં મોકલી આપ્યો હતો. ઈશ્વરે તેને પણ જીવિતદાન આપીને પોતાની પ્રબળ સત્તાનો પ્રભાવ બતાવી આપ્યો છે. ખરેખર પરમાત્મા ન્યાયી જ છે, તેમને ત્યાં ગેરઇન્સાફ હોય એમ લાગતું નથી. મારા પુત્રના તથા શકટારના જીવતા હોવાના સમાચાર સાંભળીને મારા હૃદયક્ષેત્રમાં સૂકાઈ ગયેલી આશાની વેલી ફરીવાર લીલી થવા માંડી છે? પણ અત્યારે મારા પુત્ર ચંદ્રગુપ્ત તથા રાજમંત્રી શકટાર ક્યાં આગળ રહે છે વારૂ?"

"તેઓ બન્ને અત્રે રાજા સમરકેતુના આશ્રયમાં જઇ રહ્યા છે, તેમની ચિંતા કરવાનું તમારે કાંઇ કારણ નથી. એ સમરકેતુની સહાયતાથીજ તમે આ કારાગૃહમાંથી મુક્તિ મેળવી શકશો તથા તમારો પુત્ર ચંદ્રગુપ્ત મગધ રાજ્યનો સ્વામી થઇ શકશે." આમ કહીને ચાણક્યે, રાજા સમરકેતુ, રાજમંત્રી શકટાર તથા રાજકુમાર ચંદ્રગુપ્તના સંબંધમાં જે જે બીનાઓ બની હતી તે બધી મુરાદેવીને કહી સંભળાવી. આથી મુરાદેવીએ સહજ શંકાશીલ થઇને પૂછ્યું કે;—"મહારાજ, ચંદ્રગુપ્ત મગધનો રાજા થાય તેમ જ મારો આ કારાગૃહમાંથી છૂટકો થાય એ વાત તો કેવળ આકાશ કુસુમ સમાન છે, અથવા તો સર્વથા

અસંભવિત છે. મહા બળવાન ધનનંદનો પરાજય કરીને તેને રાજ્યનો માલિક બનાવવો એ કાંઈ નાની સૂની વાત નથી. અત્યારે તેની પાસે અસંખ્ય સૈનિકો છે, યુદ્ધનો અખૂટ સામાન પણ તૈયાર છે, તો પછી અમરકેતુ જેવા એક સાધારણ રાજાની મદદથી તેને શી રીતે પરાજિત કરી શકાશે? તેના ધનભંડારમાં એટલું બધું ધન ભરેલું છે કે, જો તેનો વર્ષોના વર્ષો સુધી વ્યય કરવામાં આવે તો પણ તે અખૂટ જ રહે તેમ છે. તેમજ રાજમંત્રી રાક્ષસ જેવો કુટિલ બુદ્ધિનો મંત્રી હોવાથી તે અત્યારે પરાજિત થાય એવાં કશાં ચિન્હો જણાતાં નથી. મને તો આપની આ કલ્પના કેવળ મિથ્યા અને અસત્યજ હોય તેમ જણાય છે."

"મહારાણી મુરાદેવી! આમ માનવામાં તમારી ભયંકર ભૂલ થાય છે. યુદ્ધમાં દ્રવ્ય અથવા સૈનિક બળનો આધાર ખાસ કરીને રાખવામાં આવતો નથી, પરંતુ આત્મીક બળની જ વિશેષ જરૂર પડે છે. મનુષ્ય પોતાના આત્મબળથી ધારે તેમ કરી શકે છે. રાજા સમરકેતુ એક મહા બળવાન રાજા છે અને તેનું પહાડી સૈન્ય મગધ રાજના સૈન્ય કરતાં વધારે કુશળ તથા કેળવાયલું છે. વિજયનો આધાર સૈનિકોની સંખ્યા ઉપર નહિ, પરંતુ સૈનિકોની કેળવણીપર અવલંબેલો હોય છે. રાજકુમાર ચંદ્રગુપ્ત એક મહાવીર અને રણવિદ્યાવિશારદ પુરુષ છે, તેની વ્યુહરચના ઘણીજ દૃઢ અને મજબૂત હોય છે, તેથી રાજા ધનનંદનું સૈન્ય તેની વ્યુહ રચનાનો ભંગ કરીને કદાપિ વિજયી થઇ શકે તેમ નથી. તેમજ રાજમંત્રી રાક્ષસના કરતાં શકટાર અતિ બુદ્ધિમાન અને નિપુણ પુરુષ છે. તેના પ્રપંચ આગળ રાક્ષસને અવશ્ય પરાજિત થવું પડે તેમ છે. આ ત્રણે બળવાન અને બુદ્ધિમાન્ પુરુષોનો મેળાપ થયો છે, એટલે નંદરાજા કદાપિ પોતાના કાર્યમાં ફળીભૂત થવાનો નથી. આ ઉપરાંત મેં તે ઘમંડી અને દાંભિક રાજા ધનનંદને જે ભયંકર શાપ આપ્યો છે, તે શાપ પણ પોતાની અસર કર્યા વિના રહેશે નહિ. મારી ભીષણ પ્રતિજ્ઞા છે કે, નંદ વંશનો નાશ કર્યા વિના મારે આ મગધ રાજ્યમાં કદાપિ પણ પગ મૂકવો નહિ. આ પ્રતિજ્ઞા જ્યાં સુધી પાર પડશે નહિ, ત્યાં સુધી હું મગધ રાજ્યમાં પ્રવેશ પણ નહિ કરૂં. આજે રાત્રિના છેલ્લા પ્રહરે જ મારે આ ભૂમિનો ત્યાગ કરીને મારી પ્રતિજ્ઞા પૂર્ણ થાય, તેટલા વખતને માટે ચાલ્યા જવાનું છે. હું આજે તમને છેલ્લા પ્રણામ કરવા તમારા સમાચાર લેવા મારેજ અત્રે આવ્યો છું. મેં પ્રતિજ્ઞા લીધા પછી મેં અત્યાર સૂધી આ ભૂમિનું જળ પણ ગ્રહણ

કર્યું નથી. હવે હું મારૂં કાર્ય પૂરૂં કરી ચૂક્યો છું, એટલે અહીંથી વિદાય થવાની રજા લઉં છું. મને આશા છે કે, તમે હવે કોઈ પણ પ્રકારની ચિન્તા કર્યા વગર ઇશ્વરે આપેલાં દુઃખોને શાંતિથી સહન કરશો જ."

"મહાશય ચાણક્ય, મનુષ્યના દુઃખની પણ અમુક મર્યાદા હોય છે, જ્યારે તે મર્યાદા તૂટી જાય છે, ત્યારે મનુષ્યથી તે દુઃખો સહી શકાતાં નથી. હું નથી સમજી શકતી કે, ઇશ્વરે આ સંસારમાં દુઃખ જેવી ભયંકર વસ્તુને શા માટે સરજી છે. જે દુઃખથી મનુષ્યનું જીવન શુષ્ક બની જાય છે, અમૃતતુલ્ય સંસાર વિષ સમાન કડવો થઇ જાય છે, આશા તથા અભિલાષાઓ ઉજ્જડ બની જાય છે, તે દુઃખને ઇશ્વિરે શા માટે નિર્માણ કર્યું હશે? મહારાજ ધનનંદ મારો પુત્ર હોવા છતાં મારા પર આવો અત્યાચારી શા માટે થયો છે, તે મારાથી સમજી શકાતું નથી. ન્યાય અને નીતિને તિલાંજલિ આપીને તે પોતાની માતા પર પણ આવા અસહ્ય અત્યાચારો ગુજારી રહ્યો છે, એ જોઇને કોનું કાળજું કમ્પી ઉઠે તેમ નથી? દૂધના ફીણ જેવી શય્યામાં સૂનારી રાજરાણીને જ્યારે આજે આ હવા અને અજવાળા વગરના ઘોર નરક જેવા ઓરડામાં રહીને આવાં સંકટો વેઠવાં પડે, ત્યારે તેના હૃદયમાં દુઃખનો ભયંકર આઘાત થાય તો તેમાં અજાયબી જેવું પણ શું કહી શકાય?"

"રાજરાણી, ઇશ્વિર સર્વદા એકજ સ્થિતિમાં કોઇને રાખતો નથી. આજે જેઓ રાજ મહાલયના નિવાસીઓ હોય છે, તેમને કાલે માર્ગના ભીખારીઓ થતા જોઇએ છીએ, તે બનાવો આપણને એક પ્રકારનો ઉપદેશ આપીને દુઃખ સહન કરવાની શિખામણ આપે છે. મનુષ્ય પોતપોતાનાં કર્મનાં ફળો ભોગવે છે. એમાં ઇશ્વિરનો કશો પણ સંબંધ હોતોજ નથી. પૂર્વ જન્મમાં કરેલાં કર્મો દરેક મનુષ્યને આ જન્મમાં ભોગવવાંજ પડે છે. માટે દુઃખો સહન કરવામાં કદાપિ કાયર બનશો નહિ. સુખ અને દુઃખ એ કેવળ સંસારવાસીઓની કલ્પી કાઢેલી એક કલ્પનાજ છે. જેમાં એક મનુષ્ય સુખને અનુભવી શકે છે, તેમાંજ બીજા મનુષ્યને દુઃખનો અનુભવ મળે છે. આથી સત્ય સુખ શું છે, તે જાણ્યા વિના સંસારના નિવાસીજનો તેને સુખ કિંવા દુઃખ માની લે છે, પરંતુ સાચું સુખ તો ઇશ્વિર પ્રાપ્તિ વિના બીજું કોઇ પણ છે જ નહિ. ઇશ્વરમાં અથવા બ્રહ્મમાં લીન થયા વિના મનુષ્યથી કદાપિ સાચા સુખને અનુભવી શકાતું નથી. પરંતુ નિર્ભાગી માનવો એ

સુખનો વિચાર કર્યા વિના કેવળ સંસારનાં માયાવી ભાસતાં અને તદ્દન કલ્પિત જણાતાં સુખ દુઃખોમાં મગ્ન બની જાય છે. કેટલાંક ઉન્માદી મનુષ્યો તે કૃત્રિમ સુખનો સાક્ષાત્કાર થતાં મહા આનંદિત બની જાય છે, ગર્વથી ફુલાઇ જાય છે અને પોતાને જાણે ઈન્દ્રભવન પ્રાપ્ત થયું હોયની, એમ માનવા બેસી જાય છે, ત્યારે કેટલાંક નિર્બળ મનનાં મનુષ્યો તે કૃત્રિમ અથવા પોતે માની લીધેલા દુઃખથી પોતાના હૃદયને બાળ્યા કરે છે, મનમાં નિરંતર અનેક પ્રકારની દુરાશાઓની કલ્પના કર્યા કરે છે અને પોતાના જીવનમાં જે કર્મો કરવાનાં છે, તે કર્મો કરવાનું પણ ભૂલી જાય છે. આથી તે બન્ને પ્રકારનાં મનુષ્યો ભ્રમણામાં ભટકીને છેવટે નિત્યને માટે દગ્ધ થતાં જ રહે છે. સંસાર ખાંડાની ધાર છે અથવા તો પરીક્ષાનું સ્થાન છે. જેઓ સત્કર્મમાં પસાર થાય છે, તેઓ બ્રહ્મના અપૂર્વ વિલાસને પ્રાપ્ત કરી શકે છે અને જેઓ સંસારનાં બનાવટી સુખ દુઃખોના વિચારમાં ને વિચારમાં પોતાના કર્મો કરવાનું ભૂલી જઇને કેવળ પ્રમાદમાં જ જીવન વીતાડે છે તેઓ ભયંકર અધોગતિને પામે છે. માટે મહારાણી, આ સર્વ વિષયોનો વિચાર કરીને તમે ઈશ્વરના સ્મરણમાં તથા કાયિક નહિ તો માનસિક સત્કર્મમાં જોડાઇને તમારા આત્માનું કલ્યાણ કરવાનો પ્રયાસ કરો. ઈશ્વરના દરબારમાં રાજા અને રંક ઉભય સમાન છે અને તેમને બન્નેને પોતપોતાનાં કર્મનાં ફળો ભોગવવાં પડે છે. હવેથી તમે એવી ચિન્તાઓમાં મગ્ન ન થતાં કેવળ ઇશ્વર સ્તવનમાં જ તમારા ચિત્તને જોડી દેજો, એટલે તે કૃપાળુ પરમાત્મા તમારૂં અવશ્ય કલ્યાણ કરશે અને તમારા હૃદયમાં વ્યાપેલી અશાન્તિને દૂર કરી એક પ્રકારનું નવીન ચૈતન્ય આપશે.”

“ધન્ય છે, ધન્ય છે, શાસ્ત્રવિદ્યાવિશારદ મહાપંડિતવર્ય, આપને અનેકવાર ધન્ય છે. આપે આજે આપના બ્રહ્મત્વના પ્રભાવે મને જડમાંથી ચૈતન્ય બનાવી છે, મારા હૃદયમાં વ્યાપેલી ભયંકર વ્યગ્રતાને દૂર કરી બતાવી છે. હવેથી હું આપના કથનને જ મારા જીવનનું ધ્યેય બનાવીશ. આપની આવી વિદ્વતાયુક્ત વાણી સાંભળીને મને આજે ખરેખર મહા કવિ વાલ્મીકિએ પોતાની રચેલી રામાયણમાં ‘બ્રહ્મતેજ’ ને માટે નીચેના જે શબ્દો કહ્યા છે તે અક્ષરે અક્ષર સત્ય જ છે એમ જણાય છેઃ—

**“ क्वचते क्षत्रियं बलं क्वच ब्रह्म बलं महत् ।**
**पश्य ब्रह्म बलं दिव्यं मम क्षत्रि पांसन ॥**
**तदप्यस्त्रं महाघोरं ब्राह्मं ब्राह्मेण तेजसा ।**
**वसिष्ठो ग्रसते सर्वं ब्रह्म दण्डेन राघव ॥**

**धिग्बलं क्षत्रियबलं ब्रह्म तेजोबलं बलम् ।**
**एकेन ब्रह्मदण्डेन सर्वास्त्राणि हतानिमे ॥"**

અહા, કેવા મનોહર અને ઉપદેશદાયક શબ્દો છે. બ્રહ્મતેજમાં બ્રહ્માંડને ડોલાવવાની શક્તિ વ્યાપેલી છે, એનું અનુમાન આજે મારાથી બહુ જ સારી રીતે થઇ શકે છે. મહારાજ, હું હવે આપના ઉપદેશને ધારણ કરીશ, તે પ્રમાણે વર્તીશ અને મારા મનને ઇશ્વર સ્તવનમાં જ તલ્લીન બનાવી દઇશ. હવેથી કોઈ પણ પ્રકારની ચિન્તાને હૃદયમાં સ્થાન આપીશ નહિ."

"વારુ, ત્યારે વેળા ઘણી જ વીતી જવા આવી છે, માટે હું જવાની રજા માગું છું."

"હા, ખુશીથી પધારો, પરંતુ મારા એકના એક નયનના તારા સમાન અને આશાના સ્થાન સમાન પુત્ર ચંદ્રગુપ્તની સંભાળ રાખજો. તે કોઇ પણ પ્રકારે આપદમાં ન આવી પડે અથવા તેના શિરપર ધનનંદની તીક્ષ્ણ તલ્વારનો આઘાત ન થાય તેની સાવચેતી રાખશો. આપને વધારે ભલામણ કરવા જેવું હોય જ નહિ. દાંતને જીભની ભલામણ કરવી જેમ અયોગ્ય ગણાય છે, તેમ જ આપને પણ ચંદ્રગુપ્તની ભલામણ કરવી એ સર્વથા અયોગ્ય જ છે."

"તે વિષયમાં કશી પણ ચિન્તા રાખશો નહિ. ચંદ્રગુપ્ત એ મારો પોતાનો જ પુત્ર માની લેજો. હું આજે તમને વચન આપીને કહું છું કે, ચંદ્રગુપ્તને જ આ ભારત વર્ષનો ભૂપાળ બનાવીશ, સમસ્ત મગધ-રાજ્યની સત્તાનો સ્વામી તેને જ ઠરાવીશ તથા રાજા ધનનંદના મસ્તક પર વિરાજતો રાજમુકુટ તેના મસ્તક પર જ ઓઢાડીશ. નંદ વંશનો નાશ કરીને તમારા એટલે મુરાદેવીના નામપરથી મૌર્યવંશ સ્થાપન કરીશ. નંદવંશનો નાશ તથા મૌર્યવંશની સ્થાપના એ બે વસ્તુઓ જ આજથી મારા જીવનનાં પ્રધાન કાર્યો ગણાશે. જ્યાં સુધી હું મૌર્ય-વંશની સ્થાપના કરીને ચંદ્રગુપ્તને મગધના સિંહાસનનો સ્વામી બનાવી શકીશ નહિ, ત્યાં સુધી મારા આત્માને કદાપિ શાન્તિ મળી શકશે નહિ. લ્યો હવે હું વિદાય થાઉં છું."

આમ કહીને પંડિતશ્રેષ્ઠ ચાણક્યથી ત્યાંથી એકદમ રવાના થયો અને તે ભોંયરાના કારાગૃહના દ્વાર આગળ આવી પહોંચ્યો, એવામાં ત્યાં આગળ જ તેને કારારક્ષક ચંદ્રપાલ તથા મહાકાળમંદિરની સંન્યાસિની દેવી ભૈરવીની મુલાકાત થઇ. ચંદ્રપાલે અને ચાણક્યે પરસ્પર અત્યાર સુધીમાં બનેલી બધી બીનાઓ કહી સંભળાવી ત્યાર પછી

ચંદ્રપાલે વધારામાં જણાવી દીધું કે;—" મહાશય ચાણક્ય, રાજમંત્રી રાક્ષસને કારાગૃહના બન્દીવાન્ બનાવવા પ્રયત્નો કરી રહ્યો છે, તથા કેટલાક છુપા જાસૂસોને પણ તેણે તમારી પાછળ મોકલાવી દીધા છે, માટે તેનાથી બરાબર ચેતીને ચાલજો. અત્યારે ચંદ્રગુપ્ત, રાજા સમરકેતુ અને ગાઢ રાજમંત્રી શકટારનો બધો આધાર તમારા પરજ છે, માટે જો તમે તે દુષ્ટના જાળમાં સપડાઈ જશો, તો પછી ચંદ્રગુપ્તના ભાગ્યનો ઉદય કદાપિ થઇ શકશે નહિ. તમારી તીક્ષ્ણ બુદ્ધિ તથા અપૂર્વ કુટિલતાના યોગે ચંદ્રગુપ્ત અવશ્ય આ મગધરાજ્યનો ભૂપતિ બની શકશેજ. માટે તમે તેનાથી સંભાળીને ચાલજો. પણ હવે તમે અહીંથી ક્યાં જશો, તથા શું શું પ્રયત્નો કરશો, એ સર્વ વિષયો મને જણાવવા યોગ્ય હોય તો જણાવો, એટલે હું પણ મારાથી બનતા પ્રયત્નો કરીને તમને અહીંના તમામ સમાચાર પહોંચાડતો રહીશ. આમ કરવાથી તમારૂં ધારેલું કાર્ય પણ સત્વર ફળીભૂત થશે."

"ચંદ્રપાલ, તમે આ વાર્તા કહીને મારા પર એક મોટો ઉપકાર કર્યો છે, પરંતુ મને તે નરાધમ રાક્ષસ મંત્રીનો જરા પણ ભય નથી. હું સદા બંધન વગરનો મુક્ત પુરુષ છું, એટલે આ દુનિયામાં મને કોઇ પુરુષથી પકડી શકાય તેમ નથી. મારો વિચાર હવે અહીંથી સમરકેતુની રાજધાની તરફ જવાનો છે, માટે તમારાથી બને તેટલા સમાચારો ત્યાં આગળ જ પહોંચાડતા રહેજો. ત્યાં ગયા પછી હું નંદવંશના નાશના યત્નમાં જ રોકાવાનો છું, જ્યાં સુધી મારૂં એ કાર્ય પૂર્ણ થશે નહિ, ત્યાં સુધી મારાથી બીજા કોઈ પણ કાર્યનો આરંભ થઈ શકશે નહિ. મારી આ વાત પર ખાસ વિશ્વાસ રાખજો કે, હું જીવ જતાં સુધી પણ અસત્ય ભાષણ કરતો નથી, નિરપરાધીને દુઃખ દેતો નથી અને પાપીઓના પ્રપંચને સ્હેતો પણ નથી. ભાઇ હવે મારાથી અહીં વધારે વાર રોકાવાય તેમ નથી, માટે હું હવે વિદાય થવાની આજ્ઞા ઇચ્છું છું."

"ભલે ખુશીથી પધારો, પણ ચંદ્રગુપ્તને મગધનો અધિપતિ બનાવવાનું વિસ્મરણ કદાપિ થવા દેશો નહિ.' ચંદ્રપાલે કહ્યું.

"વારૂ તેમ જ કરીશ." આમ કહીને ચાણક્ય, ચંદ્રપાલ તથા ભૈરવીને પ્રણામ કરીને ત્યાંથી એકદમ ચાલ્યો ગયો અને થોડીવારમાં મગધની રાજધાનીથી કેટલેક દૂર આવેલા એક મેદાનના માર્ગમાં આવી પહોંચ્યો. તેના ગયા પછી ભૈરવીએ ચંદ્રપાલને ઉદ્દેશીને પૂછ્યું કે,—"ચંદ્રપાલ, ભરી રાજસભામાં રાજા ધનનંદનું અપમાન કર્યું હતું, તેના પર શાપની દૃષ્ટિ કરી હતી તથા આખી સભામાં હાહાકાર મચાવી

દીધો હતો, તે જ આ તેજસ્વી બ્રાહ્મણ ચાણક્ય કે ? ખરેખર તે અતિ તેજસ્વી અને પ્રાતભાસંપન્ન પુરુષ છે."

"હા. એજ તે બ્રહ્મવિદ્યાવિશારદ પંડિત ચાણક્ય છે. તે અતિ ધાર્મિક અને પુણ્યશાળી પુરુષ છે. રાજકુમાર ચંદ્રગુપ્ત પર રાજા ધનનંદનો જુલ્મ તેનાથી ન જોઇ શકાવાથી જ તેણે નંદવંશનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધેલી છે. પણ ચાલો, હવે આપણે મુરાદેવીની મુલાકાત લઇને સત્વર પાછાં ચાલ્યાં જઇએ, કારણ કે પ્રભાત થઈ જવા આવ્યું છે, તેથી જો રાજમંત્રી રાક્ષસ તમારા અહીં આવવાના સમાચાર સાંભળશે અથવા તો તેને તેની ખબર પણ પડી જશે, તો વળી એક નવી આફત આવી પડશે અને મારે પોતાને પણ દંડિત થવું પડશે."

"ચાલો, ત્યારે તેમ જ કરીએ." ભૈરવીએ કહ્યું.

આમ કહીને તેઓ બન્ને મહારાણી મુરાદેવીના ઓરડા તરફ રવાના થયાં. આ સંન્યાસિની ભૈરવી નિરંતર એકવાર કારાગૃહમાં આવીને છુપી રીતે મહારાણી મુરાદેવીને આશ્વાસન અથવા ધીરજ આપી જતી હતી અને તે મૂજબ આજે પણ તે ત્યાં આવી હતી, એવામાં અચાનક જ ચાણક્યની મુલાકાત થઇ ગઇ. ભૈરવી જ્યારે મુરાદેવીની મુલાકાત માટે આવતી, ત્યારે ચંદ્રપાલ તેને ઘણીજ મદદ કરતો હતો. તેણે પોતાના પહેરેગીરોને તે ગમે ત્યારે કારાગૃહમાં પ્રવેશ કરે, એવી સૂચના આપી દીધી હતી.

કેટલીક વાર પછી ચંદ્રપાલ તથા ભૈરવી મુરાદેવી પાસે જઇ પહોંચ્યાં, આ સમયે તેના હૃદયમાં એક પ્રકારનો ઉત્સાહ વ્યાપેલો જોઇને ભૈરવી અત્યંત પ્રસન્ન થઈ. તેણે જાણ્યું કે, ચાણક્યના ઉપદેશે તેના હૃદયમાં એક પ્રકારની અપૂર્વ અસર કરી દીધી છે. આથી તેણે તેને વધારે ઉપદેશ આપવાનું અનુચિત ધારીને માત્ર એટલુંજ જણાવી દીધું કે;–

"મહારાણી હવે તમે કોઇ પણ પ્રકારની ચિન્તા કરશો નહિ. ઇશ્વર થોડા દિવસમાં રાજકુમાર ચંદ્રગુપ્તને મગધરાજ્યનો માલિક બનાવશે એટલે તમારો પણ તરતજ આ કારાગૃહમાંથી ઉદ્ધાર થઈ જશે. ચાણક્ય મહા બુદ્ધિમાન અને એકવચની પુરુષ છે તે પોતાનું જીવન જતાં સુધી પોતાની પ્રતિજ્ઞાથી ચલિત થાય તેવો કાપુરુષ નથી ખરેખરે તેને ધન્ય છે. તેણે પોતાના જીવનનું બંધારણ બહુજ ઊંચા પ્રકારનું બાંધી રાખ્યું છે. તેના જીવનનો મહામંત્ર પ્રત્યેક પુરુષને આદર્શ થઈ પડે તેવો છે. તેનું વર્ત્તન પ્રત્યેક મનુષ્યને આદરણીય થઈ પડે તેવું છે. તે વર્ત્તન દરેક પુરુષ અને સ્ત્રીને એક પ્રકારનો ઉત્તમ ઉપદેશ આપીને

જણાવી દે છે કે;—

**निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु**
**लक्ष्मी समाविशतु गच्छतु वा यथेष्टं ।**
**अद्यैव वा मरणमस्तु युगान्तरे वा**
**न्यायात् पथः विचलन्ति पदं न धीराः ॥**

ખરેખર તે અતિ ન્યાયી છે અને ન્યાયને માટેજ તે ચંદ્રગુપ્તના પક્ષમાં રહીને તેને મગધરાજ્યનો સ્વામી બનાવવાને કટિબદ્ધ થયો છે. તમે તેના પર દૃઢ વિશ્વાસ રાખજો હવે સમય અધિક વીતી જવા આવ્યો છે એટલે હવે હું અહીંથી વિદાય થાઉં છું. રાક્ષસના ગુપ્તચરો ઠેક ઠેકાણે ભટક્યા કરે છે માટે તેનાથી ચેતીને ચાલવું એજ વિશેષ લાભદાયક છે. જો તેને મારા અહીં આવવાના ખબર પડી જશે, તો મારે પુનઃ આફતમાં આવી પડવું પડશે."

"હા, ત્યારે ખુશીથી વિદાય થાઓ." મુરાદેવીએ કહ્યું.

"વારૂ, ત્યારે હવે અમે અહીંથી વિદાય લઇએ છીએ." આમ કહીને ભૈરવી તથા ચંદ્રપાલ ત્યાંથી વિદાય થયાં. આ સમયે રાત્રિ વીતીને ઉષાનો સમય થવા આવ્યો હતો, સર્વ સ્થળે શાંતિની છાયા છવાયલી હતી અને આકાશમાં બે ચાર તારાઓ ઝળકી રહ્યા હતા. શીતળવાયુ મંદમંદ વહીને પૃથ્વી પર શીતળતાનો સંચાર કરી રહ્યો હતો.

આ પ્રમાણે ચંદ્રપાલ તથા સંન્યાસિની ભૈરવી ત્યાંથી રવાના થઇને કેદખાનાના દરવાજા આગળ આવી લાગ્યાં. આ સમયે ભૈરવીએ ચંદ્રપાલને ઉદ્દેશીને કહ્યું કે;—"ચન્દ્રપાલ, હવે તમે અહીં થોભી જાઓ, કારણ કે, જો આપણે બન્ને જણાં અહીંથી સાથે નીકળીશું અને એ વાત રાક્ષસ મંત્રીના જાણવામાં આવશે, તો તમારા શિર-પર એક જાતનું સંકટ આવી પડશે અને કદાચ તમારે નોકરી પરથી પણ દૂર થવું પડશે. હું હવે મને જ્યારે સમય મળશે, ત્યારે આવીસ અને મુરાદેવીની સંભાળ લીધા કરીશ. ચાણક્ય તથા ચંદ્રગુપ્તને તમે તમારાથી બનતા સમાચાર પહોંચાડવામાં કોઇ પણ પ્રકારની ખામી આવવા દેશો નહિ. અત્યાર સુધીમાં તમે તેમને જે જે સહાયતાઓ આપી છે, તે માટે હું તમને અનેક ધન્યવાદ આપું છું. રાજમંત્રી શકટારને મરણના મુખમાંથી બચાવીને જે એક અપૂર્વ ઉદારતા દર્શાવી છે, તે ખરેખર પ્રશંસાને પાત્ર છે. પણ હજી તે પ્રમાણેજ તમારી ઉદારતાને દર્શાવતા રહેજો કારણકે, ઉદારતા જેવું આ વિશ્વમાં એક પણ પુણ્ય નથી. મનુષ્યે પ્રાણી માત્રના તરફ ઉદારતા દર્શાવવીજ

જોઇએ. જો તમારી ઉદારતાથી એક મહત્ત્વમય કાર્ય થતું હોય તે કાર્ય કરવામાં તમારે નિરંતર પ્રયત્નશીલ રહેવું જોઇએ. સાધુ પુરુષોનાં જે અમુક લક્ષણો ગણાય છે, તેમાં દયા અને ઉદારતાનો પણ સમાવેશ થઇ જાય છે. પરંતુ હવે વધારે વિલંબ કરવામાં એક પ્રકારનું જોખમ સમાયલું હોવાથી હું અહીંથી વિદાય થાઉં છું. મહારાણી મુરાદેવી કોઈ પણ પ્રકારે દુઃખી થવા ન પામે, તેની ખાસ સંભાળ રાખજો અને તેના નિત્યના સમાચાર મને મોકલાવતા રહેજો. લ્યો હવે હું અહીંથી વિદાય થવા ઇચ્છું છું—"

"ભલે ખુશીથી પધારો. મહારાણી મુરાદેવીના સંબંધમાં આપ કશી પણ ચિન્તા રાખશો નહિ. જ્યાં સુધી મારા શરીરમાં મહારાજ મહાપદ્મનંદના અન્નનો અંશ હશે, ત્યાં સુધી હું તેમને કોઈ પણ પ્રકારે દુઃખી થવા દઇશ નહિ. રાજમંત્રી શકટારને હું અહીંની બધી બીનાઓ કહેવરાવી મોકલીશ, એટલે તેઓ ચાણકય તથા ચંદ્રગુપ્તને તમામ હકીકતથી વાકેફ બનાવી દેશે. મને પૂરી આશા છે કે, રાજા સમરકેતુ તથા ચાણકયની સહાયતાથી રાજકુમાર ચંદ્રગુપ્ત આ વિશાળ મગધ રાજ્યના સિંહાસનને પ્રાપ્ત કરી શકશે અને તે સાથે કારાગૃહના દુઃખથી રીબાતી રાણી મુરાદેવીને પણ અવશ્ય બંધનમુક્ત કરાવી શકશે. ચાણકયનું બ્રહ્મબળ અપાર છે અને તેના યોગે તે પળવારમાં નંદ વંશનો નાશ પણ કરી શકે તેમ છે. હું ધારૂં છું કે, તે થોડા સમયમાંજ પોતાની પ્રતિજ્ઞાને પાર પાડી શકશે. તેની પ્રતિજ્ઞાના પ્રભાવે થોડા સમયમાંજ મગધરાજ્યમાં ભારે ઉથલપાથલ થઈ જશે, રાજા બદલાઈ જશે, રાક્ષસમંત્રીનું પતન થશે અને નંદવંશને બદલે મુરાદેવીના નામના અર્થસૂચક "મૌર્યવંશ"ની સ્થાપના થશે પરંતુ તે સાથે–"

ચંદ્રપાલ હજી ભૈરવીને આ પ્રમાણે કહી રહ્યો હતો, એવામાં એક અનુચરે દોડતો આવીને તેને જણાવ્યું કે;–"મહાશય, ચાલો જલ્દી ચાલો, આપને મહારાજ ધનનંદ બોલાવી રહ્યા છે. તેઓ અત્યારે ઘણાજ ગુસ્સે થયા હોય, તેમ જણાય છે."

આ સાંભળીને ચંદ્રપાલે ભૈરવીને ઉદ્દેશીને કહ્યું કે;—"ભલે ત્યારે સંન્યાસિની માતા, આપ ખુશીથી વિદાય થાઓ. રાજા ધનનંદે મને બોલાવવા માટે આ અનુચરને મોકલી આપ્યો છે, તેથી મારે હવે સત્વર તેમની પાસે જવું જવુંજ જોઇશે. આપ કૃપા કરીને મારા આ અવિનયની ક્ષમા કરશો."

ભૈરવી એ કહ્યું કે;–"ચન્દ્રપાલ, એમાં ક્ષમા કરવા જેવું કાંઇ

છે જ નહિ. મારે પણ કેટલાંક અગત્યનાં કારણોથી જવાની ખાસ જરૂર છે, માટે હું વિદાય થાઉં છું." આમ કહીને તે કાષાય વસ્ત્ર ધારિણી ભગવતી ભૈરવી ત્યાંથી એકદમ રવાના થઈ.

ભૈરવીના ચાલ્યા જવા પછી **ચંદ્રપાલે** પેલા અનુચરને ઉદ્દેશીને પૂછ્યું કે;–"**ભીમગુપ્ત**, રાજા **ધનનંદ** અહીં ક્યારેક આવ્યા છે અને તેઓ મને રાત્રિના આવા ભયંકર સમયે શા કારણથી બોલાવે છે?"

"મહારાજ, હું પણ તેમના આવવાના સમાચાર જાણતો નથી, પરંતુ તેમણે જ્યારે મારા પહેરા ભરવાના દરવાજા આગળ આવીને કહ્યું કે;–'કારારક્ષક ચંદ્રપાલ ક્યાં છે? જા, તેને સત્વર મારી પાસે બોલાવી લાવ, હું અહીં આગળજ તેની વાટ જોતો બેઠો છું." ત્યારે તરતજ આપને બોલાવવા માટે આપની પાસે આવી લાગ્યો છું."

અનુચરની આવી વાર્ત્તા સાંભળીને **ચંદ્રપાલ** ચમકી ઊઠ્યો, તે પોતાના મનમાંજ વિચારવા લાગ્યો કે;–"રાજા **ધનનંદ** અત્યારે આ કારાગૃહમાં શા માટે આવ્યા હશે? તેમણે મને શા માટે બોલાવ્યો હશે? શું મારો બધો ભેદ તેઓ જાણી ગયા હશે અથવા કોઇએ મારાં સર્વ કારસ્થાનો તેમની આગળ વિદિત કરી દીધાં હશે? **ચાણક્ય** અને **મુરાદેવી** વચ્ચે થયેલો બધો વાર્ત્તાલાપ તેણે સાંભળી લીધો હશે? મારાથી આ વિષયમાં કાંઈ કલ્પના પણ કરી શકાતી નથી. જો કદાચ મારાં બધાં કાવત્રાં તેમના જાણવામાં આવી ગયાં હશે, તો આજે મારાથી કોઇ પણ રીતે જીવી શકાશે નહિ. **ધનનંદનો** સ્વભાવ ઘણોજ ક્રોધિત અને ક્રૂર છે, તેથી જો તે મારા પર કોપિત થશે તો પછી મારાથી કદાપિ બચી શકાશે નહિ. હવે મારે શું કરવું? ક્યાં જવું? મારાથી કાંઇ પણ નિશ્ચય કરી શકાતો નથી. હે ઇશ્વર, હે પરમાત્મા મારૂં રક્ષણ કરો અને મારા અપરાધની ક્ષમા કરો. મહારાજ **નંદના** હૃદયમાં દયાની લાગણી ઉપજાવો અને મારૂં મૃત્યુ થતું અટકાવો, પ્રભુ! અત્યારે મારા તમેજ એક માત્ર આધાર રૂપ છો જો મેં ધર્મની રક્ષા માટે **ચાણક્યને** કારાગૃહમાં આવવા દીધો હોય, તો મારા શિર પર આવી આવી પડેલી આ ભયંકર આપદનું નિવારણ કરીને મને કાળનો ભક્ષ થતો બચાવો."

આ પ્રમાણે વિચાર કરતો કરતો કારારક્ષક **ચંદ્રપાલ** રાજા **ધનનંદ** પાસે જઈ પહોંચ્યો. તેને જોતાંની સાથેજ તે ગુસ્સાથી લાલચોળ આંખો કરીને એકદમ બોલી ઊઠ્યો કે;–"કેમ **ચંદ્રપાલ**, **ચાણક્યને** આવી અંધારી રાતે કારાગૃહમાં શા માટે પેસવા દીધો હતો?"

**ચંદ્રપાલે** ઉત્તર આપ્યું:—"મહારાજ, આપ આ સર્વ શું કહો

છો ? ચાણક્યને મેં છેલ્લા ચાર દિવસ થયાં જોયો પણ નથી, તો પછી હું તેને કારાગૃહમાં તો આવવાજ શી રીતે દઉં ? પ્રભુ, એ સંબંધમાં હું કાંઇ જાણતો પણ નથી."

"શું આ સર્વ તમે સત્યજ કહો છો ?"

"જી—હા. હું જરા પણ અસત્ય કહેતો નથી."

"કેવી આશ્ચર્યની વાર્તા ! કારાગૃહના રક્ષક હોવા છતાં, કારાગૃહમાં શી-શી બીનાઓ બને છે, તેની કાંઈ ખબરજ રાખતા નથી ? હશે ખેર. પણ ચાણક્યે અહીં આવીને શો અનર્થ મચાવ્યો હતો, તે સંબંધી તમે કાંઇ પણ જાણો છો ખરા કે ?"

"જી—ના. એ રાજદ્રોહી અને ક્રોધિષ્ટ બ્રાહ્મણનાં કાંઇ પણ કાવત્રાં મારાથી જાણી શકાયાં નથી. આજે હું રાજ્યનાં બીજાં કેટલાંક કામોમાં રોકાયલો હોવાથીજ આવો બનાવ બન્યો છે, નહિ તો મારી હયાતીમાં કદાપિ તેમ બન્યુંજ નથી."

"હશે, હવે એ દુષ્ટની પૂરતી સંભાળ રાખજો અને પુનઃ કારાગૃહમાં આવીને કોઇ પણ જાતનાં કાવત્રાં ન રચી જાય, એને માટે ચાંપતા પગલાજો લેજો. એ પાપાત્માએ આજે મારા પર એક ભયંકર આઘાત કર્યો છે ? મને અતિ અપમાનિત બનાવ્યો છે." આમ કહીને મગધરાજ નંદે ચંદ્રપાલને જે જે બીનાઓ બની હતી, તે બધી કહી સંભળાવી અને ત્યાર પછી વિશેષમાં દર્શાવ્યું કે;—"એ ચાણક્ય, મહા તેજસ્વી અને બ્રહ્મવિદ્યાપરાયણ પુરૂષ છે, માટે કોઈ પણ જાતનું કપટ રચીને એને કારાગૃહનો બન્દીવાન બનાવી લેજો, જ્યાં સુધી તે પ્રબળ શત્રુ આપણો બંદીવાન બનશે નહિ, ત્યાં સુધી મને કદાપિ શાંતિ મળી શકશે નહિ. જો તમે તેને આ કારાગૃહનો કેદી બનાવશો તો હું તમને મારા રાજ્યના અમાત્યનું પદ આપવામાં પણ સંકુચિત થઈશ નહિ."

આ સાંભળીને ચંદ્રપાલે કહ્યું:—"મહારાજા, આપની આ આજ્ઞાનું પાલન કરવામાં આપનો આ દીન અનુચર કદાપિ પાછી પાની કરશે. નહિ. હું થોડા સમયમાંજ તે ગર્વિષ્ટ બ્રાહ્મણને આપનાં ચરણોમાં લાવીને રજૂ કરી આપીશ. આપની કૃપાને પ્રાપ્ત કરવામાં પણ હું એક પ્રકારનું સૌભાગ્યજ માનું છું, એટલે એ કાર્ય સત્વરજ ફળીભૂત થઈ જશે અને ચાણક્યને આપણો બન્દીવાન બનાવી શકાશે.

"વારૂ, ત્યારે આજથીજ તમે એ કાર્યમાં જોડાઇ જજો." આમ કહીને રાજા ધનનંદ પોતાના મહાલય તરફ વિદાય થયો તથા ચંદ્રપાલ પોતાના નિવાસસ્થાનમાં જઇને પોતાના જીવનદાતા પરમાત્માની પ્રાર્થના કરવા લાગ્યો.

# પ્રકરણ ૯ મું.



## પ્રેમસંન્યાસ

"વગર તું હાર હૈયાના, બધો સંસાર ખારો છે;
મગર દિલદાર, ત્હારી તો મઝાનો બ્હાર ન્યારો છે!
અમારા દર્દની લ્હેજત, શું જાણે કોઇ બેદર્દી?
ધવાયું જે પુરૂં તેને દરદનો પ્યાર ન્યારો છે!"

**દેરાસરી**

મલયપૂરથી દક્ષિણુ દિશામાં કેટલાક ગાઉપર કુસુમપૂર નામક એક નગર આવેલું હતું. એ કુસુમપૂરનો કર્ત્તાહર્તા ભાગ્યવિધાતા સ્વામી રાજા ધનનંદ હતો અને મગધ–રાજ્યમાંનું તે એક ઘણુંજ મોટું શહેર ગણાતું હતું. હિન્દૂઓમાં પરમ પવિત્ર ગણાતી ભાગીરથી નદીના કિનારાપર તે શહેર આવેલું હતું અને લોકો તેને કુસુમપૂર અથવા કુસુમપૂરી નગરીના નામથી પણ ઓળખતા હતા.

કુસુમપૂર ગીચ વસતિથી ભરેલું શહેર હતું અને એ ગીચ વસતિ હોવાનું મુખ્ય કારણ એનો વ્યાપાર તથા હુન્નરકળા આદિજ ગણાતું હતું. મગધરાજ્યમાં થતી આયાત વિશેષે કરીને આ ગંગાનદીના કિનારાપર આવેલા નગરમાંજ થતી હતી. માત્ર બંગાળા તથા મગધમાં થતી આયાત—નિકાસજ આ શહેરમાં થતી હતી, એમ નહોતું, પરંતુ ગુજરાત, સિન્ધુદેશ, ઇન્દ્રપ્રસ્થ, પંજાબ અને બલુચિસ્તાન અથવા ગાંધારદેશની આયાસ નિકાસ પણ ત્યાં આગળ બહોળા પ્રમાણમાં થતી હતી. આથી આ શહેરને વ્યાપારનું મુખ્ય મથક જાણીને કેટલાક ધનવાન વ્યાપારીઓ પણ આ શહેરમાં આવી વસ્યા હતા. જ્યાં ધનવાન અથવા શ્રીમંતોનો નિવાસ હોય, ત્યાં તેમની સેવા બરદાશ કરવા માટે ગરીબ અને દુબળાં પાતળાં માણસોનો ખપ પડે એ તો સ્વાભાવિકજ છે, આથી તે શહેરમાં તે પંક્તિનાં માણસોનો પણ અભાવ નહોતો.

આ શહેરના ગંગાતીરે આવેલા એક નિર્જન અને એકાંત સ્થાનમાં એક અતિ મનોહર મહાલય સમાન એક બંગલો આવેલો હતો. એ બંગલાની શોભા તથા ખૂબસુરતી જોવાથી, તે કોઈ ધનવાન ગૃહસ્થનું નિવાસસ્થાન હશે, એવું અનુમાન થઇ શકતું હતું. તે

બંગલાની શોભા ખરેખર સુંદર અને આંખોને આનંદ આપે તેવીજ હતી. તેના બાંધકામ પરથી તથા કળાકૌશલ્ય પરથી એમ જણાઈ આવતું હતું કે, તે બંગલો ખરેખર કોઈ કુશળ કારીગરના હાથથીજ બંધાયો હોવો જોઇએ. એ બંગલાનો માલિક **ધનશ્રી** નામક એક અતિ ધનવાન પુરુષ હતો. **ધનશ્રી** પ્રથમ તો છેક ગરીબ સ્થિતિનો માણસ હતો, પરંતુ પાછળથી તે પોતાના કિસમતના જોરે એટલો બધો ધનવાન થઈ પડયો કે, 'તેના જેવો બીજો કોઈ ધનવાન પુરુષ જવલ્લેજ મગધના રાજ્યમાંથી મળી શકશે' એવા પ્રકારની એક ઉક્તિ લોકોમાં કહેવાવા માંડી.

**ધનશ્રી**નું કિસમત પલટાઈ જવાનું મુખ્ય કારણ મગધરાજ્યનો દીવાન **શકટાર**જ હતો. **શકટાર** ત્યારે મગધરાજ્યનો કર્તા હર્તા તથા સર્વશક્તિસપન્ન પુરુષ ગણાતો હતો; કારણ કે તે મહારાજ **મહાપદ્મનંદ**નો મુખ્ય મંત્રી હતો અને આખું મગધરાજ્ય તેની આંગળીના ઇશારાપર ચાલી રહ્યું હતું. એ માજીમંત્રી **શકટાર**ની કૃપાના યોગે તે **ધનશ્રી**એ રાજ્યનાં ઘણાં સારાં સારાં કામો મેળવ્યાં હતાં અને તેમાંથી પુષ્કળ દ્રવ્ય પણ પ્રાપ્ત કર્યું હતું. **શકટાર**ની મેહનતથીજ તે એક મહા ધનવાન પુરૂષ થઈ પડયો હતો તથા તેની કીર્ત્તિને દશે દિશામાં ફેલાવી શક્યો હતો.

જ્યાં સોનાનું પ્રમાણ બહોળું હોય છે અને રત્ન તથા જવાહિરની છત વધારે હોય છે, ત્યાં જઇનેજ આખી દુનિયાને પોતાની સત્તાના દોરપર નચાયનારી લક્ષ્મી પોતાનું નિવાસ—સ્થાન બનાવે છે. થોડાંક વર્ષોમાં **ધનશ્રી**ના ભાગ્ય પલટાઈ ગયાં. જે **શકટાર**ની કૃપાથી **ધનશ્રી** આવો **ધનવાન** થઈ શક્યો હતો, તે **શકટાર** પણ તેના ધનની તુલનામાં ઝાંખો જણાવા લાગ્યો. પરંતુ કૃતજ્ઞ **ધનશ્રી**એ **શકટાર**ના તે મહાન ઉપકારને ભૂલી ન જતાં, તેના એક અનુચરની માફક તેણે તેની સેવા ઊઠાવવા માંડી તથા પોતાના તે ઉપકારનો બદલો વાળી આપવાની ચેષ્ટાઓ પણ કરવા માંડી.

તે ધનવાન **ધનશ્રી**ને એક કુંવારી કન્યા હતી અને તેનું નામ **તડિતાસુંદરી** હતું. એ રૂપવતી **તડિતા** ન્હાનપણથીજ માતા વિનાની બની ગઈ હતી. તેથી ધાત્રી દ્વારા ઉછરીને મોટી થઈ હતી. **ધનશ્રી** જ્યારે ધન, ઐશ્વર્ય અને સુખ આદિ સર્વ વસ્તુઓમાં સર્વ શ્રેષ્ઠ બની ગયો હતો, ત્યારે **તડિતા** યૌવન અને કિશોર અવસ્થાના સન્ધિસ્થાનમાં આવી પડી હતી. તે સમયે તેની ઉમ્મર લગભગ ચૌદેક વર્ષની હતી.

તેનાં આટલી ઉમ્મર સુધી લગ્ન ન થવાનું મુખ્ય કારણ માત્ર સારા વરનો અભાવજ હતો. ધનશ્રી એવા વિચારનો હતો કે;-" પુત્રના કરતાં પુત્રીનાં લગ્નનું ઠેકાણું હમેશાં બહુજ વિચાર કરીને શોધવું જોઇએ. કારણ કે, પુત્રીની આખી જીંદગીનો આધાર માત્ર તેના પતિપરજ હોય છે, તેથી જો કદાચ પતિ ખરાબ નીકળે તો પુત્રીનો આખો અવતાર ધૂળમાં મળી જાય છે અને તે બિચારીને આખી જીંદગી સુધી રડતીજ રહેવું પડે છે. આ કારણથી માતા પિતાએ પ્રથમથીજ યોગ્ય વર ઘર શોધીનેજ પુત્રીનાં લગ્ન કરવાં જોઇએ. હમેશાં દીકરીનું લોહી હળવું ગણાય છે. તેનો સાચો આધાર સાસરિયાંજ ગણાય છે, માટે તે સ્થળ તો બરાબર કુલીન અને ગુણવાળાં મનુષ્યોવાળુંજ હોવું જોઇએ. ' ધનશ્રીના આ પ્રકારના વિચારોથી તડિતાનાં લગ્ન હજી સુધી થઇ શક્યાં નહોતાં. ધનશ્રી પોતાની કન્યા તડિતાને બહુજ વ્હાતો હતો અને તેના તરફ પુષ્કળ હેત દર્શાવ્યા કરતો હતો. આ સંસારમાં તેનું બીજું કોઇ સગું વ્હાલું નહોતું. માત્ર આંખોના તારા સમાન અને હૃદયના આરામ સમાન તડિતાજ તેની એકની એક કન્યા હતી. તડિતાને માટે તે પોતાતા પ્રાણ પાથરતો હતો તથા નિત્ય તેને રાજી રાખવાના ઇલાજો શોધ્યા કરતો હતો.

તડિતાનાં લગ્ન થયા પછી તે પોતાનાં સાસરે ચાલી જશે તો તો મને જરા પણ ચેન પડશે નહિ, એમ ધારીને ધનશ્રીએ તેનાં લગ્ન કરવામાં જરા ઢીલ કરી હતી. તે એમ માનતો હતો કે, " તડિતાના ચાલ્યા જવા પછી મારૂં આ મકાન શૂન્ય બની જશે, મારી આનંદના તારા રૂપ તડિતા ચાલી જશે તો મારા આ ઘરમાં ભયંકર અંધકાર છવાઈ જશે. વૃદ્ધાવસ્થા હોવાથી મારે ઘણાં દુઃખો ભોગવવાં પડશે અને જીવનનું તેજ ઝાંખું પડી જશે. તડિતાના રહેવાથી મારા ઘરની શોભા ઓપી નીકળશે, મારા મકાનમાં એક જાતનું ઝળહળતું તેજ ચમક્યા કરશે અને મારા જીવને ઘણોજ આનંદ મળી શકશે." આ પ્રકારના વિચારોએ ધનશ્રીને ઘણીવાર અધીરો બનાવી દીધો હતો.

સંસારમાં પુત્રીનાં માતા પિતાઓના શિરપર નિરંતર એક પ્રકારની ચિન્તાનું વાદળ છવાયલુંજ રહ્યા કરે છે. 'કન્યાનાં મા બાપને સુખે સૂવાનું પણ ન મળે' એવી જે એક કહેવત કહેવામાં આવે છે તે અક્ષરે અક્ષર સાચીજ છે. કારણ કે, પુત્રી સુખમાં પડે તો ઠીક, પરંતુ જો દુઃખમાં પડે તો તેના મુખમાંથી નીકળતા નિસાસાનું પાપ માતા પિતાઓનેજ લાગે છે. સંસારમાં માતા પિતાજ પુત્રીના હિત

અહિતનાં જવાબદાર ગણાય છે અને તેથી તેમને તેનાં લગ્ન માટે અનેક પ્રકારના વિચારો કરવા પડે છે. પિતા પુત્રીનું હિત ન ઇચ્છતાં તેને અંધારા કૂવામાં નાખી દે એમાં જેટલું પાપ સમાયલું છે, તેટલુંજ પાપ તેનાં લગ્નનું અયોગ્ય સ્થળ ગોતવામાં સમાયલું છે. 'ગાય અને દીકરી જ્યાં દોરે ત્યાં જાય' એટલે કે તેઓ બન્ને સર્વથા પરાધીન છે અને તેમને તેમનાં વડીલો અથવા અધિકારીઓ જ્યાં મોકલે ત્યાં જવું પડે છે. આ સર્વ કારણોથી સુજ્ઞ માતા પિતાઓને માટે તો પુત્રીના લગ્નનો વિષય ઘણોજ જવાબદારી ભરેલો તથા જોખમવાળો થઇ પડે છે.

છેવટે ધનશ્રીએ, પોતાની કન્યાના લગ્નના વિષયમાં એક દૃઢ નિશ્ચય કર્યો. તે નિશ્ચય આવા પ્રકારનો હતો કે, એક સાધારણ સ્થિતિના સુંદર અને કેળવાયલા યુવકની જોડે તડિતાનાં લગ્ન કરી નાંખવાં અને તેનેજ પોતાની અખૂટ મિલ્કતનો વારસ બનાવીને ઘરજમાઈ કરી રાખવો. પરંતુ તેનો આ નિશ્ચય ફળીભૂત થઇ શક્યો નહિ, કારણ કે ઘણી તપાસ કરવા છતાં પણ એવો કોઈ કુલીન, કેળવાયલો અને અને સંદર યુવક તેને મળી શક્યો નહિ. તેને પોતાની સરખી સ્થિતિના બે ચાર ધનવાન યુવકો મળ્યા ખરા, પરંતુ તેમણે ઘરજમાઇ રહેવાનું પસંદ કર્યું નહિ. આથી ધનશ્રી ગભરાઇ ગયો અને તેના મનમાં કન્યાના લગ્નના વિષયે પ્રબળ ચિન્તા ઉપજાવી દીધી. રાત્રિ દિવસ તે તડિતાનાં લગ્નના વિષયમાંજ તલ્લીન રહેવા લાગ્યો. યુવાન દીકરીને વધારે વખત કુમારી રાખવી એ સર્વથા અયોગ્ય છે, એમ ધારીને તે આખો દિવસ તેને માટે યોગ્ય વરની તપાસ કરવામાંજ રોકાવા લાગ્યો, પરંતુ તેવો કોઈ યોગ્ય વર મળી શક્યો નહિ.

તડિતા ધીમે ધીમે પૂર જુવાનીમાં આવી પહોંચી. તડિતાના આખા શરીરમાં જાણે વીજળીનું ચળકતું તેજ ખીલી ઊઠયું. તેનાં મૃગલીનાં જેવાં મનોહર લોચનો, કામદેવનાં બાણને શર્માવે તેવાં ભમ્મરો, કાળા નાગને પણ ભૂલાવી દે તેવાં સુંદર વાળો અને ચંપાની ખીલેલી કળીની કાન્તિને ઝંખવાણી પાડી દે તેવો શરીરનો સુંદર રંગ આદિ સર્વ જાણે સુંદરતાથી ભરપૂર થઇ ગયાં હોયની! તેમ જણાવા લાગ્યું. યુવાની અને સુંદરતાનો સંયોગ થવાથી તડિતા અતિ લાવણ્યમયી લલના બની ગઇ.

મંત્રી શકટાર જોવામાં દેખાવડો પુરુષ હતો. ત્યારે તે પણ યૌવનની સીમામાં પ્રવેશ કરવાની તૈયારીમાં આવી ગયો હતો. તેની કિશોર અવસ્થાનો અંત થવા આવ્યો હતો અને યુવાનીના આરંભનો

સમય આવી ચૂકયો હતો. આ સમયે તેણે સાક્ષાત્ કામદેવનું સ્વરૂપ ધારણ કર્યું હતું અને તડિતા રતિદેવીની પ્રતિસ્પર્ધિની બની ગઇ હતી. આમ હોવા છતાં પણ તડિતા પોતાના પિતાના મિત્ર **શકટાર** આગળ આવવામાં કોઈ પણ પ્રકારની લજ્જા માનતી નહોતી અથવા સંકુચિત પણ થતી નહોતી. તેઓ બન્ને નિત્ય પાસે પાસે બેસીને વાર્ત્તાલાપ કરતાં હતાં અને એક પ્રકારના નિર્દોષ આનંદનો ઉપભોગ કર્યા કરતાં હતાં.

**શકટાર**, હલકા ચરિત્રનો માણસ નહોતો. તેનો સ્વભાવ ઘણોજ ચોકખો અને માયાળુ હતો. તે જ્યારે **ધનશ્રીને** ત્યાં આવતો ત્યારે **તડિતાની** મુલાકાત લીધા વિના રહેતો નહોતો. સંકોચ અને લજ્જા વગરની રૂપવતી **તડિતાસુંદરી** જ્યારે **શકટારનાં** મુખનાં દર્શન કરતી ત્યારે તેના મનમાં અનાયાસજ એક પ્રકારનો આનંદ ઉભરાઈ આવતો હતો. **શકટારને** જોઇને તે અત્યંત પ્રસન્ન થતી તથા નિરંતર તેના મુખની વાતો સાંભળવાને આતુર રહેતી હતી.

ઘી અને અગ્નિનો સંયોગ થવાથી જેવી રીતે ભયંકર અગ્નિ ઉત્પન્ન થાય છે, રતિ અને કામના સંપર્કથી જેવી રીતે પુરુષ થતા પ્રમદાનાં મન ઘાયલ થઈ જાય છે, તેવીજ રીતે યુવક અને યુવતીના સંસર્ગથી પણ અનેકવાર વિપરીત પરિણામો આવે છે. અને એ કારણથીજ શાસ્ત્રકારો તથા નીતિજ્ઞ પુરુષોએ તેમને કોઇ પણ પ્રકારની બાધા વગરની છૂટ આપવાની મના કરેલી છે. ભગવતી **સીતાને** એકલી જોઇને કામ પરાયણ **રાવણે** અપહરણ કર્યું અને તેના યોગેજ લંકામાં ભયંકર વિગ્રહનાં બીજ રોપાયાં તથા તે દશાનનને તે વિગ્રહમાં ભૂપતિત થવું પડયું, એનું કારણ પણ એકાંતમાં **સીતાદેવીની** મુલાકાત થઈ એજ હતું. એકાંત ઘણી બુરી ચીજ ગણાય છે અને તેના યોગે અનેક અનર્થો પણ થાય છે. પરંતુ ભાવિ જેમને અંધ બનાવી દે છે, જેમના જ્ઞાનની શક્તિનો લોપ કરી નાખે છે, તેમને બિચારાંને એ વાતનું રહસ્ય શી રીતે જણાઈ શકે, તેમના મનમાં એવી કલ્પના પણ શી રીતે આવી શકે ? મનુષ્યનાં કર્મ અનુસાર તેનું ભાવિ તેને ગમે ત્યાં ઘસડી જાય છે. કોઇ વખતે ભાવિ મનુષ્યને ઉન્નતિના શિખરપર ચઢાવી દે છે ને કોઈ વખત અવનતિની ગર્ત્તામાં પણ ગબડાવી દે છે. મનુષ્યને તેનાં કર્મ અનુસાર બંધાયલું ભાવિજ ભૂલમાં ભમાવે છે. જેમનાં કર્મ સારાં હોય છે, તેમનું ભાવિ પણ પ્રબળ જ હોય છે. કર્મના યોગે બુદ્ધિ બંધાય છે અને એટલા માટેજ **બુદ્ધિ કર્માનુસારિણી** કહેવાય છે. પૂર્વ જન્મનાં કનિષ્ઠ કર્મોને લીધે મનુષ્યનું

ભાગ્ય મંદ બંધાય છે અને એ મંદ ભાગ્યના યોગે મનુષ્યને આ જન્મમાં નાના પ્રકારની વેદનાઓ તથા વિડંબનાઓ વેઠવી પડે છે.”

શકટાર ભલે ગમે તેવો સચ્ચરિત્રવાન, ચરિત્રવાન, પોતાની ઇચ્છાની શક્તિઓને દબાવનાર તથા બુદ્ધિમાન હોય નહિ, પરંતુ નિર્ભાગી તડિતાની આગળ તેનું કાંઈ પણ ચાલે તેમ નહોતું. તડિતાએ તેના સંયમનો ભંગ કર્યો, ચરિત્રમાં ઝાંખપ લગાડી અને દમન શક્તિનો લોપ કરી નાંખ્યો. શકટારની સુન્દરતા તથા યુવાનીનો ઉછળતો પ્રવાહ જોઇને તડિતાનું મન પીગળી ગયું. શકટારની સુન્દરતાનો ઉપભોગ કરવાની તેના મનમાં પ્રબળ ઇચ્છા થઈ આવી. તેના વિશાળ બાહુથી પોતાના શરીરને લપેટી લેવાની લાગણીએ તેને છેક વિહ્વળ બનાવી દીધી. પરંતુ તેમ હોવા છતાં પણ તેણે પોતાના મનની આ પાપમય વાર્તાને બીજા કોઇ પણ મનુષ્યના જાણવામાં આવવા દીધી નહિ.”

તે સમયે તેના મનની સ્થિતિ, અનેક પ્રકારના તરંગોથી ઉછાળા મારતા સમુદ્રની છાતી જેવી ચંચળ થઇ ગઈ હતી. તે ચંચળતાનું નિવારણ કરવાની તેનામાં શક્તિ પણ રહી નહોતી. તે પોતાના મનમાં નિરંતર એમજ કહ્યા કરતી હતી કે:—

“ આ મદનમૂર્ત્તિનેજ હું મારા હૃદયમંદિરનો આરાધ્ય દેવતા બનાવીશ, મારા સંસાર સુખનું સ્થાન બનાવીશ. રાત્રિ દિવસ તેની સેવામાંજ રહ્યા કરીશ તથા તેના અપૂર્વ સૌન્દર્યનો ઉપભોગ કરીને મારા આ અવતારને સફળ કરીશ.”

પિતાના પૂર્ણ પ્રેમના યોગે બાળપણમાં તેને ઘણીજ સંભાળ પૂર્વક ઉછેરવામાં આવી હતી. આત્મસંયમ અને ઇચ્છાને દાબી દેવાની કળાથી તે સારી રીતે માહિતગાર હતી. પરંતુ કર્મની પ્રબળ સત્તાએ તેને તે સર્વથી વિસ્મૃત બનાવી દીધી અને એક પ્રકારના મોહના સમુદ્રમાં ધકેલી દીધી.

આ સમયે તડિતા જો પોતાના ચિત્તને સંભાળી શકી હોત, દુરાશાથી દીવાની ન થઈ હોત શકટારના રૂપમાં અંધ ન બની ગઇ હોત તો, તેથી તેને ભવિષ્યમાં આમ દુઃખિત તથા તાપિત થઇને પસ્તાવાનો પ્રસંગ આવત નહિ, એક પ્રકારની અસાર અને માયાવી સ્વપ્નમય કલ્પનાથી ઘેલી બનીને તે પોતાના સુખ અને શાન્તિમય જીવનને આ પ્રમાણે મરૂભૂમિ જેવું બનાવી શકત નહિ. તડિતાએ શકટારના રૂપથી ઉન્મત્ત બનીને પોતાના સુધા સમાન જીવનને હળાહળ જેવું

બનાવી દીધું હતું, તેથીજ તેને ભવિષ્યમાં અત્યંત પશ્ચાતાપ કરવો પડયો અને તે પશ્ચાતાપમાંજ તેનું આખું જીવન આનંદમય થવાને બદલે દુઃખમય બની ગયું.

શકટારનું વય તે સમયે લગભગ ત્રિસ કે પાંત્રિસ વર્ષનું હતું અને તડિતા પૂરેપરી યુવાનીના આગમનથી મદમાતી તરુણી બની ગઈ હતી. શકટારના રૂપનું તેજ ધીમે ધીમે તેના હૃદયમાં સંચરવા લાગ્યું હતું અને તે રૂપ તથા તેજે મળીને તેને છેક લજ્જાહીન બનાવી દીધી હતી. તે કોઈ પણ ઉપાયે શકટારનું વિસ્મરણ કરી શકી નહિ, પરંતુ જેમ જેમ તેણે શકટારને વિસરવાનો પ્રયત્ન કર્યો, તેમ તેમ તેના હૃદયમાં એક પ્રકારની કામવાસના પ્રબળ થવા લાગી અને તે કામવાસનાએ તેને અત્યંત વ્યગ્ર તથા ઉન્મત્ત બનાવી દીધી. રાત્રિ દિવસ તેના મનમાં શકટારની મુલાકાત લેવાના વિચારો આવવા લાગ્યા. તડિતાના મનમાં એવીજ ઇચ્છાથી લાગી કે, જો શકટાર પોતાની મીઠી મીઠી વાર્તાઓ સંભળાવીને આખો દિવસ મારી પાસે બેસી રહે તો ઠીક. તેને શકટારને એકાંતમાં બોલાવીને આ પ્રમાણે વાર્તા કહેવાની ભાવના પણ સ્ફુરી આવી કે:—"તમે મનમાં ને મનમાં જેમ મને ચાહો છો, તેવી જ રીતે હું પણ તમને ચાહું છું. મારૂં આ હૃદય તમનેજ મેં અર્પણ કરી દીધું છે, માટે આ જીવનમાં તો હું તમારા વિના બીજા કોઇપણ પુરુષનો પતિ તરીકે સ્વીકાર કરી શકીશ નહિ. આજથી તમે મારા હૃદયવલ્લભ છો અને હું તમારી પ્રિયતમા છું. જેવી રીતે તમે મારા હૃદયની ચોરી કરી લીધી છે, તેવીજ રીતે મેં પણ તમારા હૃદયની ચોરી કરી લીધી છે. મારૂં અને તમારૂં મન એક થઇ ગયું છે. મારા મનમાં તમારા પ્રત્યેનો અનુરાગ પ્રબળ પ્રમાણમાં સ્ફુરી આવ્યો છે. હવેથી મારા મન અને તનના માલિક તમેજ છો. હું એક દીન ભિક્ષુકાની પેઠે તમારી પાસેથી તમારા પવિત્ર પ્રેમની ભિક્ષા માગું છું, માટે તમે તેનો સ્વીકાર કરો." પરંતુ શકટારે તો પોતાના મનની વાતને મનમાંજ દબાવી રાખી હતી, તેણે ભૂલ્યે ચૂકયે પણ તે ગુપ્ત વાતને કોઈની આગળ પ્રકટ થવા દીધી નહોતી. તડિતાના મનોભાવને જાણી લેવા છતાં પણ, સંયમી શકટારે પોતાની આ અતિ ગુપ્ત તથા પ્રેમમય વાતનો ઇશારો પણ તેના જાણવામાં આવવા દીધો નહોતો. હૃદયમાં અનેકવાર ઇચ્છા થઇ આવવા છતાં પણ તેણે તે ઇચ્છાને બળ પૂર્વક દબાવી દીધી હતી.

તાડતાના મનમાં કામવિકારરૂપી ભયંકર સર્પિણીએ પ્રવેશ કર્યો, હૃદયમાં તૃષ્ણાનો અગ્નિ સળગી ઊટયો. પ્રેમપિપાસાથી તેનું હૃદય વ્યાકુળ બની ગયું. શકટારના બાહુબંધનમાં બંધાઇને તેની સાથે કેલી કરવાની, તેના મનમાં પ્રબળ આકાંક્ષા થઈ આવી, પરંતુ તેમ છતાં પણ તે પોતાનું મુખ ખોલીને શકટારની આગળ કાંઈ પણ બોલી શકી નહિ. હૃદયમાં પ્રજવળેલા કામાગ્નિથી તથા ચિત્તમાં વ્યાપેલા ભયંકર પ્રેમપાવકથી તે પોતે પોતાની મેળેજ બળીને ખાખ થવા લાગી. તેનું હૃદય વિંધાઇ ગયું, શકટારની સુંદરતાએ તેના કાળજાંને છેદી નાંખ્યું.

શકટાર, તડિતાનું સ્વર્ગીય સૌન્દર્ય જોઇને તેના પર આસક્ત થયો હતો કે નહિ, તે સંબંધમાં અમારાથી કાંઈ કહી શકાતું નથી. સોળ વર્ષની સુંદરીના અતુલનીય અને તેજવાળા રૂપનો તિરસ્કાર કરવાની શક્તિ તેનામાં નહોતી એ ખરૂં, પરંતુ તેમ હોવા છતાં પણ તે ચાહીને તડિતાને પોતાની જીવનસંગિની બનાવવા ધારતો નહોતો. તેણે પોતાના ચિત્તને કાબૂમાં રાખવાની ઘણીજ મહેનત કરી હતી અને તેના યોગે તે અમુક અંશે તે કાર્યમાં સફળતા પણ મેળવી શક્યો હતો.

શકટાર મનમાં ને મનમાં વિચારતો હતો કે,—"લોભ, લાલચ અને લલનાઓ એ ત્રણ વસ્તુઓથી જેમ બને તેમ અલગ રહેવું એજ વધારે ઉચિત છે. તડિતાના જેવી સુંદરીનો સહવાસ જો કે મારા ભાગ્યમાં લખાયલો હોવા છતાં, હું મારી પોતાની મેળેજ તેનો ત્યાગ કરીશ, તેના સહવાસથી જેમ બને તેમ દૂર રહેવાનો યત્ન કરી. ધનશ્રી મારા પર અત્યંત વિશ્વાસ રાખે છે અને મને પોતાના પ્રિયમાં પ્રિય બન્ધુની પેઠે ચાહે છે, માટે હું તેની કન્યાને મારા પ્રેમ પ્રવાહમાં તાણીને ભયંકર વિશ્વાસઘાતકના પાતકને વ્હોરીશ નહિ. તે અજ્ઞાન અબળાનો સર્વનાશ કરીશ નહિ. એ પાપ મારાથી સહી શકાશે નહિ. સંસારમાં સદા મિત્રની પુત્રી, ભગિની અને પત્નીને પોતાની ભગિની સમાનજ માનવી જોઇએ. જે કોઈ પુરુષો મિત્રની ભાર્યા, ભગિની અને પુત્રીપર કુદૃષ્ટિ નાંખે છે, તે રૌ રૌ નરકનો અધિકારી થાય છે, એ શાસ્ત્રના કથનનું હું કદાપિ વિસ્મરણ કરી શકીશ નહિ. મારી જીંદગીમાં મેં કદાપિ પરનારપર કુદૃષ્ટિ નાંખી નથી, અરે પરસ્ત્રીનું મુખ પણ જોયું નથી, તો પછી આ કુમારી કન્યા તરફ મારાથી કુદૃષ્ટિ નાંખીજ શી રીતે શકાય? જીવન, દ્રવ્ય અને ભોગવિલાસ આદિ સર્વે ક્ષણિક મનાય છે, પરંતુ કીર્ત્તિ અક્ષયા અને અવિચળ લેખાય છે, માટે મારાથી તે કીર્ત્તિનો ત્યાગ કરી શકાશે નહિ. માયાવી અને મોહમય ભાસતા એક મળમૂત્રથી

ભરેલા શરીરમાં જો મારી આસક્તિ બંધાય તો પછી મારૂં મનુષ્યત્વ શા કામનું ? આજે મને સમસ્ત મગધદેશ પૂજે છે, મારૂં આટલું બધું સન્માન જાળવે છે, તેનું કારણ માત્ર મારૂં સચ્ચરિત્રજ છે. એ ચારિત્રનો જો મારાથી ભંગ થશે તો પછી વિશ્વમાં મારી ભયંકર અપકીર્ત્તિ થશે અને મારૂં પવિત્ર જીવન કલંકિત બની જશે. શાસ્ત્રકારોએ ચારિત્ર વગરના માણુસને પશુ સમાન કહ્યો છે, એમાં લેશ માત્ર પણુ શંકા નથી. તડિતાને જોવા છતાં મારા મનમાં તેના પ્રત્યે કામ વિકારની ભાવના ન બંધાય તેની હું પૂરતી સંભાળ રાખીશ. મારા હૃદયને વજ્ર સમાન મજબૂત બનાવીશ અને મારી આંખોમાં પવિત્રતાનું અંજન કરીશ. આમ કરવા છતાં પણુ જો મારૂં ચિત્ત ભ્રમિત બની જશે અને મારાથી તેનામાં લુબ્ધ બની જવાશે, તો મારાપર એક પવિત્ર કુમારીના શીલનો ભંગ કરવાનું ભયાનક પાતક થયું ગણાશે તથા તે દ્વારાજ મારી ભયંકર દુર્દશા કિંવા અધોગતિ થશે. મારાથી એ મહા ભયંકર પાતક સહી શકાશે નહિ. "

" વળી લોકો મારી આ વાર્ત્તા સાંભળીને શું કહેશે ? મારે માટે શો અભિપ્રાય બાંધશે ? મારે આખા દેશમાં ભયંકર કલંકી પુરુષ તરીકે ઓળખાવું પડશે. લજ્જા અને અપમાનથી મારે આખી જીંદગી સુધી નીચું માથું રાખવું પડશે. મારા કલંકથી કાળા થયેલા મુખને હું કોઇને પણુ બતાવી શકીશ નહિ. તે ઉપરાંત રાજદરબારમાં મારા શત્રુઓની સંખ્યા બહુજ બહોળા પ્રમાણુમાં આવેલી છે, તેથી મારી આ વાર્ત્તા જો તે શત્રુઓના જાણુવામાં આવી જશે, તો તેઓ તરતજ તેને ચારે બાજૂએ ફેલાવી દેશે તથા મારી અપકીર્ત્તિ કરવા માટેના પ્રયત્નો પણુ આરંભી દેશે. આમ થવાથી મારૂં માન, ગૌરવ, સત્તા અને યશ આદિ સર્વ ધૂળમાં મળી જશે અને આ ભયંકર પાપના યોગે મારે આ લોકમાં કલંકિત થવાનો તથા પરલોકમાં નરકવાસી થવાનો પ્રસંગ આવી લાગશે."

આવા પ્રકારની અનેક બાબતોનો વિચાર કરીને શકટારે ધનશ્રીના મકાનપર આવવાનું બંધ કર્યું. ધનશ્રી પણુ અંદરની આ વાર્ત્તાનું કાંઇ પણુ રહસ્ય જાણી શક્યો નહિ- તેણે એક દિવસ મંત્રી શકટારને કહ્યું કે—" આપના પ્રતાપથીજ હું આવા સુખ અને સૌભાગ્યને પ્રાપ્ત કરી શક્યો છું, આપની અનુપમ કૃપાના યોગેજ આટલું બધું ધન એકઠું કરી શક્યો છું. આપેજ મને અવનતિની ગર્ત્તામાંથી ઊચકીને ઉન્નતિના શિખર પર ચઢાવી દીધો છે. પરંતુ હું નથી જાણી શકતો કે, મારાથી આપનો કયો ભયંકર અપરાધ થઇ ગયો છે, કે જેના યોગે આપે

મારે ઘેર આવવાનું પણ બંધ કરી દીધું છે. આપ શા કારણથી મારે ત્યાં આવતા અટકી ગયા છો, એ વિષયમાં મારાથી કાંઇ કલ્પના પણ કરી શકાતી નથી. આજકાલ ઘણાં દિવસ થયાં આપ મારે ત્યાં આવતા નથી તો તેનું શું કારણ છે? તડિતા આપને ઘણીજ સ્નેહની દૃષ્ટિથી જૂએ છે. તે હમેશાં આપની ગેરહાજરી જોઇને કોચવાયા કરે છે."

ધનશ્રીની આ વાર્ત્તા સાંભળીને, શકટારે જો પોતાના મનમાં છુપાયલી બીના, તેને તરતજ જણાવી દીધી હોત, તો તે બનાવ આગળ જતાં ભયંકર સ્વરૂપને ધારણ કરી શકત નહિ; અથવા તો તડિતાના હૃદયની દશા શોચનીય થવા પામત નહિ. પરંતુ તેણે તે વાત ધનશ્રીને ન જણાવતાં પોતાના મનમાંજ વિચાર્યું કે;—"તડિતાને માટે મને એક પ્રકારનો ભ્રમ થઇ આવ્યો છે. અને એવા એક સાધારણ ભ્રમને વશ થઇને હું જો આ વાત ધનશ્રીને જણાવીશ તો તડિતાના ઉજ્જવલ જીવનમાં એક પ્રકારના કલંકનો કાળો દાગ લાગી જશે. તથા ધનશ્રીના હૃદય પર પણ એક પ્રકારનો અસહ્ય આઘાત થશે." આ પ્રમાણે વિચાર કરીને તેણે ધનશ્રીને માત્ર એટલુંજ જણાવ્યું કે;—"આજકાલ રાજ્યનાં કામો એટલાં બધાં વધી પડયાં છે કે, મારે અર્ધી રાત સુધી મહેનત કરવી પડે છે. મને એક ઘડીની પણ ફુરસદ મળી શકતી નથી. તે ઉપરાંત વૃદ્ધ મહારાજ મહાપદ્મનંદની માંદગી બહુજ વધતી જાય છે, આથી રાજ્યના સંબંધમાં ઉપયોગી આજ્ઞાઓ તથા પત્રો આદિ લેવા માટે મારે ઘણો વખત રાજાની પાસેજ રહેવું પડે છે. આવા પ્રતિકૂળ સંજોગોને લીધેજ હું આજકાલ આપને ત્યાં આવી શકતો નથી."

ધનશ્રીએ એક દિવસ વાતની વાતમાં તડિતાને શકટારની કહેલી આ વાર્ત્તા કહી સંભળાવી. પરંતુ તડિતાએ સહજમાં તે વાર્ત્તાપર વિશ્વાસ કર્યો નહિ. તેણે મનમાંજ વિચાર્યું કે;—"શકટાર પોતાના મનને કાબૂમાં રાખવાની ચેષ્ટા કરી રહ્યો છે. ભલે કરવા દો. તે અત્યારે જ્યાં આગળ જે સ્થિતિમાં છે, તે સ્થિતિમાંજ તેને સુખપૂર્વક રહેતો જોઇને મારી આંખો ઠંડી થશે. તેને સુખી જોઇને જ હું પણ સુખી થઇશ. મારા જીવનના સાર રૂપ શકટારને આનંદ ભોગવતો જોઇને હું પણ એક પ્રકારનો આનંદ જ માની લઇશ."

તડિતા—હતભાગિની તડિતા, કાંઇ પણ સમજ્યા વિના જ, સંયમની અપૂર્વ શક્તિને ભૂલી જઇને આટલી બધી ઉતાવળી બની ગઈ હતી. પ્રેમ એ ઘણીજ ભયંકર વસ્તુ છે. એ ઉન્મત્ત પ્રેમ રમણીના

હૃદયને હચમચાવી મૂકે છે, અત્યંત અશાંત બનાવી દે છે. જે પુરુષ કિંવા સ્ત્રીના હૃદયમાં એ પ્રેમનો સંચાર થાય છે, તે હૃદય વિચારશૂન્ય બની જાય છે. તે હૃદયમાંથી સારાસારનો વિચાર કરવાની શક્તિનો લોપ થાય છે. રમણીઓ જેને ચાહે છે, જેના પર પ્રેમ રાખે છે, તેને માટે તે પોતાનું સર્વસ્વ કુરબાન કરી છે. પોતાના પ્રેમિકને માટે એક અબળા પોતાના હૃદયનું લોહી રેડવાને, ગમે તેવું ભયંકર સાહસ ખેડવાને અને અનેક પ્રકારનાં દુઃખો ભોગવવાને પણ તૈયાર થઇ જાય છે. પોતાના પ્રેમને પરિપૂર્ણ રીતે પ્રાપ્ત કરવા માટે અબળાઓ પોતાના જીવનની પણ પરવાર રાખતી નથી.

તડિતા, શકટારની ગેરહાજરીનો વિરહ સહન કરવાનું શીખી ગઈ. હમણાં તે પોતાના પિતાને શકટારના સંબંધમાં કાંઈ પણ પ્રશ્ન પૂછતી નહોતી. હૃદયની એક ગુપ્ત ગુહામાં તડિતાએ પોતાના સ્વરૂપવાન અને ગુણવાન પ્રિયતમ શકટારની સુંદર છબિને પધરાવી દીધી અને મનમાં ને મનમાં તેનું પૂજન કરવાનું શરૂ કરી દીધું.

તાડતાએ મનમાં ને મનમાં જ વિચાર્યું કે;—"મારાં લગ્ન તેમની સાથે થઈ શકશે ખરાં કે? ના—કદાપિ નહિ. એ વાર્ત્તા તદ્દન અસંભવિત અને આકાશકુસુમ સમાન છે. તેઓ તો મારી જાતિના પણ નથી. પરંતુ જ્યારે મેં મારી પોતાની ઇચ્છાથીજ આ હૃદય તેમને અર્પણ કરી દીધું છે, સ્વામી તરીકે તેમનો સ્વીકાર કરી લીધો છે, ત્યારે આ જીવનમાં તેમનો ત્યાગ મારાથી શી રીતે કરી શકાશે? જે હૃદય તેમને સોંપાઈ ગયું છે, તે હૃદયને મારાથી બીજાનાં ચરણોમાં શી રીતે સમર્પી શકાશે? જો કે તેમને હું મારા હૃદયમંદિરના દેવતા બનાવી શકીશ નહિ, તો પણ તેમની પ્રતિમાનું ધ્યાન ધરવામાં મને શો દોષ લાગે તેમ છે? મનમાં ને મનમાં તેમની કામદેવના સમાન સુંદર મૂર્ત્તિની પૂજા કરવામાં મારો શો અપરાધ ગણાય તેમ છે? આ જીવનમાં મારા વિવાહ તો થઇ ગયા છે, મેં એ પુરુષશ્રેષ્ઠ શકટારને મારૂં જીવન વેચી દીધું છે, તેથી હવે હું જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી તેની પ્રતિમાની મનમાં ને મનમાજ પૂજા કર્યા કરીશ. બીજા કોઇની સાથે લગ્ન કરીને વ્યભિચારિણી થઇશ નહિ. તેઓ જો મને પોતાનાં ચરણોમાં આશ્રય નહિ આપે, તો હું નિત્યને માટે કુમારીવ્રત ધારણ કરીને, ભગવાન મહાકાળના મંદિરની સેવિકારૂપે મારા બાકીના જીવનને સુખપૂર્વક વિતાડીશ.

"જો એકાંતમાં પોતાની પૂજ્ય પ્રતિમાના પૂજનથી કોઈ પણ

પ્રકારનું સુખ મળી શકશે, આનંદ પ્રાપ્ત થશે, તો હું આ જગતનાં કોઇ પણ પ્રાણીઓ ન જાણી શકે તેવી રીતે અત્યંત ગુપ્તતાથી તે આનંદનો ઉપભોગ કરીશ. જેમને મેં મારા જીવનની જ્યોતિ અને હૃદયના આરાધ્ય તથા ઇષ્ટ દેવતા માની લીધા છે, તેમને જ મારા હૃદયની બહુજ ઊંડી ગુહામાં સ્થાપિત કરીને નિરંતર પૂજા કરીશ અને મારૂં મરણ થતાં સુધી તે પૂજા કરીને હું એક પ્રકારના અપૂર્વ આનંદને ભોગવ્યા કરીશ. હું મારી આખી જીંદગી સુધી કુમારી રહીને તે પ્રિય પ્રતિમાના રટણમાં જ મારા દિવસો ગાળીશ."

"હાય! મારી મતિ આમ ભ્રષ્ટ કેમ બની ગઇ? હું તેમને જોઇને આટલી બધી મુગ્ધ શા માટે બની ગઇ? મારૂં હૃદય તેમને માટે આમ વ્યાકુળ કેમ બની ગયું? મારા મનમાં કામવિકારનો સંચાર શા કારણથી થયો? તેઓ આખા જનસમાજમાં પૂજાય છે, તેમની સત્તાથી આખું મગધ રાજ્ય કમ્પી રહ્યું છે. આવા સંજોગોમાં મારાથી તેમની સાથે શી રીતે લગ્ન કરી શકાશે? તેઓ મારી જાતિના પણ નથી, તો પછી હું તેમના માટે આટલી બધી મોહિત કેમ બની ગઇ? જે વસ્તુ પ્રાપ્ત થઇ શકે તેમ નથી, તેને પ્રાપ્ત કરવા માટે હું આવો દુરાગ્રહ કેમ કરી રહી છું? જે વાર્ત્તા બનવાની સંભાવના નથી, તે વાર્તાને અમલમાં મૂકવા માટે મેં આટલી બધી મહેનત શા કારણથી ઊઠાવી છે? આકાશના કુસુમને પ્રાપ્ત કરવામાં જેટલી મુસ્કેલી સમાયલી છે અથવા તો તેમ થવું સર્વથા અશક્ય જ ગણાય છે, તો પછી તેવીજ વસ્તુને મેળવવા માટે મારૂં મન આમ અધીરૂં કેમ બની ગયું છે?"

"આથી મારા વૃદ્ધ પિતાના મનનું સુખ નષ્ટ થશે, તેમના હૃદયમાં એક પ્રકારનો ભયંકર અને અસહ્ય આઘાત થશે. તેમજ મારે પણ જીંદગીપર્યંત દુઃખી થવું પડશે. જે દિવસે હું તેમને મારો આ મનોભાવ વ્યક્ત કરીશ, તે દિવસથી તેઓ પણ મારા સહવાસનો ત્યાગ કરશે. શું આ સર્વ દુર્મતિનું પરિણામ હશે અથવા તો કુનિમિત્તની છળના હશે? અહા કેવી ભયંકર ભાગ્યવિડંબના? હે નારાયણ! તેં મારી આવી દુર્દશા કેમ કરી? એક અબળાના હૃદયને આમ છેક નિર્બળ કેમ બનાવી દીધું? મારા હૃદયમાં આવી અધમતાનો સંચાર શા માટે થવા દીધો! પરમાત્મા! મારાથી તારા આ ગુપ્ત રહસ્યનો કાંઇ પણ પત્તો મેળવી શકાતો નથી. કદાચ જો મારાથી કોઇ અમંગળ અને કનિષ્ટ કાર્યમાં લિપ્ત થવાયું હોય, તો હે વિશ્વાધાર! મારી રક્ષા કર અને મારા હૃદયમાં સદ્બુદ્ધિની પ્રેરણા કર."

તડિતાએ વિચાર્યું કે;–" જેવી રીતે પ્રબળ વાયુના વેગને હાથ વડે અટકાવી રાખવો મુશ્કિલ છે, જેવી રીતે પર્વતના શિખરપરથી ગબડી પડતા મોટા પત્થરને ઝીલી લેવો કઠિન છે, તેવીજ રીતે, મારા ચિત્તને અત્યારે બીજી બાજૂએ દોરી જવાનું કાર્ય કઠિન થઇ પડયું છે. મારા હૃદયમાં વ્યાપેલી કામ તૃષ્ણા તથા વિષયવાસના કોઇ પણ ઉપાયે દૂર થઇ શકે તેમ નથી. મારૂં ચિત્ત મારાથી હવે બિલ્કુલ કાબૂમાં રહી શકે તેમ નથી. "

હૃદયની આવી નિર્બળતાનેજ ભ્રાન્તિ અથવા ભ્રમણા કહેવામાં આવે છે. આને મોહ અને માયાના નામથી ઓળખવામાં આવે છે, તથા કેટલોકો તો એને પ્રેમની છળનાના નામથી પણ ઓળખાવે છે. શાસ્ત્ર અને પુરાણોની કથામાં પણ સાંભળવામાં આવે છે કે, મેરૂ પર્વત જેવા દૃઢ હૃદયના તપસ્વીઓ અને દેવતાઓ પણ આ મોહમય છળનાને આધીન થયાછે. દેવલોકની રંભા, ઉર્વશી અને મેનકા માટે અનેક મહાસંયમી ઋષિ–મુનિઓના તપમાં તથા સાધનાના યજ્ઞમાં વિઘ્નો આવ્યાં હતાં. સ્વયં પ્રજાપતિએ એક દિવસ આવા મોહને આધીન થઇને પોતાની દુહિતા તરફ કુદૃષ્ટિ કરી હતી અને તેના યોગે તેમના શીરપર ભયંકર કલંક ચોંટયું હતું. આ પ્રેમનો પ્રભાવ પ્રસારવા માટે, ભગવાનને વારંવાર અવતાર ધારણ કરવા પડ્યા હતા. શચીપતિ ઇન્દ્રને પણ આવા સૌન્દર્યના મોહને લીધે, અત્યંત અપમાન અને લાંચ્છના સ્હેવાં પડયાં હતાં. જ્યારે આ આખું વિશ્વ અને સ્થાવર જંગમ આદિ સર્વે લાલસામય પ્રેમશક્તિની પ્રકટ લીલાના મોહથી ઢંકાયલાં છે, તો પછી તડિતા જેવી એક ક્ષુદ્ર અબળાનું શું ગજું? તેના હૃદયમાં આવા પ્રકારનો વિકાર ઉદ્‌ભવે તો તેમાં આશ્ચર્ય પણ શું ગણાય ? આ સર્વ માયાનોજ પ્રભાવ છે, માયાને કેટલાકો મદિરા તરીકે ઓળખાવે છે, તેમાં લેશ માત્ર પણ અતિશયોક્તિ નથી. માયાની જાળમાં સપડાયલાં મનુષ્યોજ અનેક પ્રકારના અનર્થો આદરી બેસે છે. માયાને વશ થયેલાં પ્રાણીઓજ વિશ્વમાં અનેક પ્રકારના ઉન્માદો મચાવી મૂકે છે. માયાના સંબંધમાં કોઇ એક વિદ્વાને ખરૂંજ કહ્યું છે:—

" જગદ્‌ભ્રામક મહામાયા, સુરા અજ્ઞાનની પાતી;
નચાવી સર્વને મોહે, નિહાળી ખૂબ હરખાતી;
કરીને ઘોર કુકૃત્યો, સૃષ્ટિ સઘળી પાતકી થાતી;
છતાં તે પાતકો માંહિ, છટા સ્વર્ગીય દેખાતી;

નથી સત્ જાણતા મુગ્ધો, કળા માયાની ન્યારી છે;
ખરેખર એજ માયાએ, ભમાવી બુદ્ધિ સારી છે. ”

માયા મનુષ્યને વિચારહીન બનાવી દે છે, તેના હૃદયની સર્વે શક્તિઓનો લોપ કરી દે છે. જ્યાં એ માયાનો સંચાર થાય છે, ત્યાં ધીમે ધીમે તેનાં લોભ, મોહ, મત્સર, અહંકાર, તૃષ્ણા, હિંસા આદિ સહચરો અને સહસરીઓ પણ પોતાનો અધિકાર જમાવી દે છે.

હૃદયની અંદર એક પ્રકારની તૃષ્ણાનો અગ્નિ સળગાવીને તડિતા ધીમે ધીમે બળવા લાગી. આમ કરવા છતાં પણ તે શકટારના મનમાં કોઈ પણ પ્રકારનો દાગ લગાડી શકી હતી કે નહિ, તે સંબંધમાં કાંઇ કહી શકાતું નથી. શકટારને માટે તડિતા બ્હાવરી બની ગઈ, આખો દિવસ તેની રટના કરવા લાગી અને રાત્રે પણ તેનાંજ સ્વપનાં જોવા લાગી.

પરંતુ બુદ્ધિમાન અને ભવિષ્યનો વિચાર કરનારા આત્મસંયમી શકટારે આ બધી બીનાનો ઇશારો જાણતાંની સાથેજ એકદમ તેને ઘેર આવવા જવાનું બંધ કરી દીધું. આથી તડિતાએ અધીરી બની જઇને પોતાના વિશ્વાસુ અનુચરો દ્વારા શકટારને પોતાને ત્યાં એકવાર આવી જવાના સમાચાર મોકલાવ્યા. પરંતુ શકટારે તેની તે વિનંતિ તરફ કાંઇ પણ લક્ષ્ય આપ્યા વિના ઉત્તરમાં માત્ર એટલુંજ કહેવરાવી મોકલ્યું કે;–“ હમણાં ઘણાં કામોમાં ગુંથાયલો હોવાથી હું આવી શકું તેમ નથી. મને હાલ તરત એક પળની પણ ફુરસદ મળી શકતી નથી, તો કૃપા કરીને ક્ષમા આપશો. ”

તડિતાના ભાગ્યમાં અત્યારે દુઃખના દહાડા આવી પહોંચ્યા હતા. આ સમયે દૈવયોગે તેના પિતાને એક પ્રકારની અસાધારણ અને ભયંકર પીડાથી પથારી વશ થવું પડ્યું હતું. તડિતા રાત્રિ દિવસ પોતાના પિતાની પથારી પાસે બેસીને આંખોમાંથી આંસુ વહાવતી તથા અનેક પ્રકારની ચિન્તાઓ કરતી તેની સેવા બરદાશ ઉઠાવી રહી હતી. પોતાના પિતાના રોગની ચિકિત્સા માટે તે પાણીની પેઠે પૈસા ખર્ચતી હતી, પરંતુ જેને કાળરૂપી ભયંકર રાક્ષસે પોતાના પંજામાં સપડાવી રાખ્યો છે, તેને કોનાથી છોડાવી શકાય અથવા તો તેની રક્ષા પણ કોણ કરી શકે? ધનશ્રીએ કોઇના મુખ તરફ નજર ન કરતાં પોતાની પ્રાણાધિકા કન્યાના સ્નેહ અને મમતાના બંધનને કાપી નાંખીને, પરલોકભણી પ્રયાણ કરવાની તૈયારીઓ કરવા માંડી.

મરતાં પહેલાં થોડીવારે ધનશ્રી સાવચેત થયો હતો. આ સમયે

તેની પથારી પાસે તેની કન્યા તડિતા તથા રાજમંત્રા શકટાર સિવાય બીજું કોઇ પણ હાજર નહોતું.

આંખમાંથી આંસૂ વહાવતાં વહાવતાં ધનશ્રી મહાશયે શકટારને સંબોધીને કહ્યુ કે;–"પ્રિય મિત્ર શકટાર, સંસારમાં અનેક પ્રકારનાં ઐશ્વર્યો પ્રાપ્ત કરવા છતાં, હું મારા મરણની આ છેલ્લી ઘડીએ સુખી થઇ શક્યો નથી. અનેક પ્રકારનાં સાંસારિક સુખો, વૈભવો, પ્રાપ્ત કરવા છતાં જે મનુષ્ય નિર્વંશ જાય છે, તેનું કદાપિ કલ્યાણ થઈ શકતું નથી, એવી જે એક કહેવત કહેવામાં આવે છે, તેનું ઉદાહરણ હું પોતેજ છું. રાજમંત્રી ! આપજ મારા ભાગ્યને ઉન્નતિના શિખરપર ચઢાવનાર છો, આપની કૃપાથીજ હું આવું ઐશ્વર્ય મેળવી શક્યો છું. હું એક દીન, દરિદ્ર અને માર્ગનો ભિખારી હતો, તેમાંથી આપેજ આવો મહાન ધનવાન બનાવી દીધો છે. પરંતુ તેમ હોવા છતાં પણ મારા જેવો અભાગી અને અસુખી જીવ આ પૃથ્વીમાં બીજો કોઇ ભાગ્યેજ મળી આવશે."

"આ દુનિયામાં મારે માત્ર એકની એક કન્યા છે, તેને માટે ઘણી મહેનત કરવા છતાં પણ હું કોઇ સારા વરને શોધી શક્યો નથી. મારા મરણ પહેલાં જો હું મારી પુત્રીના લગ્નનો સુખમય દેખાવ જોઇ શક્યો હોત તો, મને લાગે છે કે, મારા મરણની આ છેલ્લી પળે મને આટલું બધું દુ:ખ થાત નહિ. તેને પોતાના પતિને ત્યાં ગયેલી જોઇને મારા મનમાં ઘણોજ આનંદ થાત અને મારૂં મરણ પણ સુખમય નિવડત. પરંતુ મારાં કમનસીબને લીધે, તેમ થવા પામ્યું નથી. રાજમંત્રી મારી આ ઉન્નત્તિ અને ઐશ્વર્યને માટે હું આપનો અત્યંત આભારી છું. મારા પર દયા દેખાડીને આપે જે જે ઉપકારો કર્યા છે, તે ઉપકારોનો મારાથી બિલ્કુલ બદલો વાળી શકાયો નથી. હું હવે આ પ્રપંચ અને કપટથી ભરપૂર ભરેલા સંસારનો ત્યાગ કરીને તે દયાળુ પરમાત્માના શાન્તિમય સ્થાન તરફ પ્રયાણ કરી રહ્યો છું. એથી હવે મારો અને આપનો મેળાપ થવાની જરા પણ આશા રહેતી નથી. વિદેશમાં ગયેલા મિત્રના મુખનાં દર્શન કરવાના સૌભાગ્ય પ્રાપ્ત કરી શકાય છે, પરંતુ મૃત્યુલોકનો ત્યાગ કરીને ગયેલા મિત્રનાં દર્શન કદાપિ થઇ શકતાં નથી. ભાઇ ! હું હવે સદાને માટે આ દુનિયામાંથી ચાલ્યો જાઉં છું, માટે મારી ગેરહાજરીમાં આ આધાર અને રક્ષક વિનાની મારી એકની એક કન્યા તડિતાની આપ સંભાળ રાખજો. તેને આપની ભગિની માનીને સાચવજો અને તેના પર કોઇ પણ પ્રકારનું દુ:ખ ન આવી પડે તેની

ખાસ સંભાળ રાખજો. તે હજી કુમારી છે, માટે કોઈ દરિદ્ર અને ગુણવાન વરની સાથે તેનાં લગ્ન કરાવી આપજો. મારી આ અખૂટ દોલત તથા મહાલય જેવાં મકાનોની પણ તમેજ દેખરેખ રાખજો. મારી આંખોની તારા જેવી તડિતાને જરા પણ દુઃખી થવા દેશો નહિ. હું આપને આ છેલ્લામાં છેલ્લી ભલામણ કરી રહ્યો છું, માટે તે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આપ કોઈ પણ પ્રકારની ન્યૂનતા આવવા દેશો નહિ. જો આપ મારી આ ભલામણ પ્રમાણે તડિતાનું કલ્યાણ ઇચ્છિશો, તો ઇશ્વિર આપનું પણ કલ્યાણજ કરશે. સ્વર્ગમાં ગયા પછી પણ હું આપના આ ઉપકારનું સ્મરણ કર્યા કરીશ. બસ હવે મારાથી વધારે બોલી શકાતું નથી, મારા પ્રાણ કંઠે આવી જાય છે અને મારો કાળ હવે મને બહુ જ નજીકમાં આવી પહોંચ્યો હોય તેમ જણાય છે.” આમ કહીને તેણે ઇશ્વિર પ્રાર્થના કરવા માંડીઃ—“હે પરમ કૃપાળુ, જગત્ નિયંતા સ્વામી, મારા કરેલા અનેક અપરાધોની માફી આપીને તું હવે મને તારા સ્વર્ગમાં લઇ જા. મારાથી આ દુઃખી દુનિયાનાં દુઃખો દેખી શકાતાં નથી. હવે મારૂં મન તારા ચરણોમાં આશ્રય લેવા માટે ઉતાવળું થઈ રહ્યું છે અને મારા પંચ પ્રાણ પણ તારા પવિત્ર રાજ્યમાં સત્વર આવવા માટે ઉત્સુક બની ગયા છે. બસ પરમાત્મા—હવે તુંજ સાચો આધાર છે, તુંજ મારી પ્રાણાધિકા પુત્રી તડિતાનો રક્ષનાર દયાળુ દેવ છે, માટે તેને સંભાળજે. આ જગતનો સાચો પિતા તુંજ છે, તેથી તારાં સંતા-નોની ચિન્તા તારાપરજ અવલંબેલી છે. પ્રભુ, મને મોક્ષ આપ અને અને તડિતા પ્રત્યેના અનુરાગને દૂર હટાવ. હે વિશ્વકર્ત્તા, આવું છું—તારા ચરણોમાં સત્વર આવું છું.”

ધનશ્રીથી વધારે કાંઈ પણ બોલી શકાયું નહિ. મૃત્યુએ તેની જિહ્વાને નિત્યને માટે બોલતી બંધ કરી દીધી. મરણ પહેલાં તેની આંખોમાંથી માત્ર બે ચાર આંસૂ તેના ગાલ પર ટપકી પડયાં. એ આંસૂ તેના દુઃખનું સૂચવન આપનારાં હતાં. એ આંસૂ વ્હેતાં જોઇને તડિતાનું તથા શકટારનું હૃદય પણ કમ્પી ઊઠયું. તેઓ બન્ને થોડીવારને માટે સ્તંભી ગયાં.

સર્વે સમાપ્ત થયું. ધનશ્રીના જીવનની બાજી સંકેલાઇ ગઈ. નાના પ્રકારના ઉદ્યોગ, કષ્ટ અને પરિશ્રમથી પ્રાપ્ત કરેલું ઐશ્વર્ય આ અવનીપર જ પડયું રહ્યું. સઘળી દોલત અને માલ મિલ્કત પણ તેની સાથે ન જતાં અહીં આગળજ રહી ગયાં. મનનાં જેટલાં દુઃખો અને નિરાશાના

જ્વાળાઓ હતી, તે સર્વેને આ પૃથ્વીના પટપર પાથરી દઇને તે વૃદ્ધ ધનશ્રી પરલોકમાં ચાલ્યો ગયો. તેના શરીરમાંનું ચૈતન્ય, નયનોની જ્યોતિ અને પ્રાણવાયુ આદિ સર્વે અદ્રશ્ય થઈ ગયાં તથા રક્ત અને માંસથી ભરેલું હાડકાં વાળું શરીર એમનું એમ પડી રહ્યું.

વાંચક! આ બનાવ આપણને શું બતાવી આપે છે કે, આ વિશ્વમાં કોઇ પણ પદાર્થ સ્થાયી રહ્યો નથી અને રહેવાનો પણ નથી, 'મનુષ્ય જન્મે છે, તે મરવા માટેજ અને મરે છે તે ફરીવાર જન્મવા માટેજ' આવી જે એક ઉકિત કહેવાય છે, તે તદ્દન સત્યજ છે. કારણ કે, સાંસારિક સર્વે વસ્તુઓનું પરિવર્ત્તન અને ઉથલપાથલ થાયજ છે. રાજ્યો અને મહારાજ્યો, હુન્નરો અને ઇલમો, રિવાજો અને રશમો, કાયદા કાનુનો અને રાજ્ય વહિવટો, સૂર્ય અને ચંદ્રની ગતિઓ આદિ સર્વે આ અનિવાર્ય સત્તાને નિરંતર પોતાપર હકુમત કરતી અનુભવે છે. સાકાર અને સચ્ચિદાનંદ ઇશ્વર મનુષ્યનાં તમામ કામો અને સાહસ કર્મો માટે હસે છે. આપણને આ ક્ષણિક અથવા નાશવંત વસ્તુઓનું નિર્માલ્યપણું બતાવવા તેણે એવો નિયમ ઘડયો છે કે આ દુનિયામાં વ્યાકુળતા ઉત્પન્ન કરતી ઉથલપાથલ વિના કાંઈ પણ સ્થાયી રહેતું નથી.

આપણા બધા ભૂલાવાનું મૂળ કારણ જીવનની જુઠ્ઠી અને મિથ્યા સલામતીજ છે. આપણી આસપાસથી નિત્ય સેંકડો મનુષ્યો પોતાનો હિસાબ આપવા માટે ચાલ્યાં જાય છે અને તેમ છતાં પણ આપણને તેમાંથી ધડો મળી શકતો નથી. આપણાં માતાપિતા છૈયાં છોકરાં અને મિત્રો આપણા હાથમાંજ ખલાસ થઇ જાય છે, તથાપિ આપણાં સંસારમાં જાણે અત્યંત ઊંડાં મૂળ ગયાં હોય તેમજ આપણને જણાઈ આવે છે. જીવતા જાગતાનું અકાળે રાખમાં રોળાઈ જવું પણ આ પંચભૂત ધારણ કરી રહેલ આત્મા પર થોડીજ અસર કરે છે. ગમે તેવો ભયંકર દાખલો પણ હૃદયમાં ઘર કરતો નથી. વારંવાર આપણે યુવાની, ખૂબસુરતી, કીર્ત્તિ અને પૈસાને વીજળીના ચમકારાની માફક અદ્રશ્ય થતાં જોઇએ છીએ, છતાં પણ આપણા હૃદયમાં કશી અસર થતી નથી. સારાંશ કે, મૃત્યુ જેવી અટલ અને અચલ વસ્તુ આ વિશ્વમાં બીજી કોઇજ નથી. તે નિશ્ચિંત અને નિર્માણજ છે, માટે એ ખ્યાલ રાખીને નિત્ય નીતિ તથા ધર્મના માર્ગે સંચરવું એજ મનુષ્ય જન્મને માટે અધિક હિતાવહ છે.

છેવટે ધનશ્રીના મરણ પછી તેની શ્રાદ્ધાદિ ક્રિયા પણ સમાપ્ત થઈ

ગઈ. શકટાર તેનું કામકાજ સંભાળવા લાગ્યો તથા તેના વ્યાપારપર પણ સારી દેખરેખ રાખવા લાગ્યો. ધનશ્રી પોતાના મરણ વખતે પાંચ લાખ સોના મોહોરો મૂકી ગયો હતો, તેની વ્યવસ્થા પણ શકટારે જ કરી લીધી. તડિતા કોઈ પણ પ્રકારે દુઃખી ન થાય, તેટલા માટે શક-ટાર નિત્ય તેની મુલાકાત લેવા લાગ્યો.

અખૂટ દોલત અને નાના પ્રકારના વૈભવો મળવા છતાં પણ તડિતાનું મન શાંત થયું નહિ. તેના હૃદયમાં જે એક પ્રકારની કામ-વાસના પ્રદીપ્ત થઈ હતી, તેણે તેને પ્રથમથી જ વ્યાકુળ બનાવી દીધી હતી અને તેમાં વળી તેના પિતાના મરણનો અસહ્ય આઘાત થયો, આથી તે બિચારી છેક ગાભરી બની ગઈ. તેના દિવસો ઘણાજ દુઃખમાં વીતવા લાગ્યા. શકટાર વચ્ચે વચ્ચે તેને ત્યાં આવતો હતો, પરંતુ વધારે વાર રોકાતો નહોતો. ધનશ્રીના વ્યવહારનો બધો બોજો તેના શીરપર મૂકવામાં આવ્યો હતો. તે જ્યારે તડિતા પાસે આવતો, ત્યારે મકાનની બહારના ઓટલાપર બેસીને જ વાતચીત કર્યા પછી ચાલ્યો જતો અને તે ઉપરાંત દાસીઓ મારફત પણ કોઈ કોઈ વેળા તેના સમાચાર મંગાવ્યા કરતો હતો. જેમ બને તેમ તડિતાની સાથે તેની મુલાકાત ન થાય તેની તે ખાસ સાવચેતી રાખ્યા કરતો હતો. તે સારી રીતે જાણતો હતો કે, તડિતા મારાપર મોહિત બની ગઇ છે અને મને પોતાની સાથે લગ્ન કરવાની ઇચ્છા પણ ધરાવે છે, માટે મારે તેનાથી અવસ્ય દૂર જ રહેવું જોઇએ. એકાંત એ અત્યંત બુરી વસ્તુ છે, માટે તડિતાની સાથે એકાંતમાં વાતચીત કરવી, એ પણ અયોગ્ય જ છે. તે ઉપરાંત શકટાર મહા વિદ્વાન્ અને બુદ્ધિમાન્ પુરુષ હતો, તેથી પોતાના મનપર કાબૂ રાખવાની શક્તિ પણ ધરાવી શકતો હતો. તે એમ જ માનતો હતો કે;—

**कान्ता कटाक्ष विशिखा न लुनन्ति यस्य**
**चित्तं न निर्दहति कोपकृशानुतापः**
**कषन्ति भूरि विषयाश्च न लोभपाशै-**
**लोकत्रयं जयति कृत्स्नमिदं सधीरः ॥**

**भर्तृहरि**

સારાશ કે;—"કાન્તાના કટાક્ષ રૂપી બાણ જેના હૃદયમાં છેદ કરવાને અશક્ત છે, ક્રોધ રૂપી અગ્નિનો તાપ જેના અંતઃકરણને બાળી શકતો નથી, લોભ રૂપી બંધનદ્વારા સંસારના અનેક વિષયો જેના

મનને ચંચળ બનાવી શકતા નથી, તે ધીર મનુષ્ય એકી વખતે ત્રણ લોકના ઉપર વિજય મેળવી શકે છે."

આથી તે પોતાના મનને બહુજ કાબૂમાં રાખીને તડિતાની સાથે એકાંતમાં મુલાકાત કરવાનું અથવા વધારે વાતચીત કરવાનું પણ પસંદ કરતો હતો.

પરંતુ તડિતા તેના હૃદયનો આવો આશય જાણવા છતાં પણ તેની આશા છોડી શકી નહિ. તે મનમાં ને મનમાં વિચારતી હતી કે;– "ધીમે ધીમે પત્થર પણ ઘસાઈ જાય છે, તો પછી શકટારનું પત્થર જેવું હૃદય પણ કોઇક દિવસ અવશ્ય પીગળી જશે અને ત્યાર પછી તે મારો સ્વીકાર પણ કરી લેશે. પુરુષ ગમે તેવા હૃદયનો હોય તોપણ તે પ્રમદાના સંસર્ગથી અવશ્ય કામલોલુપ બની જ જાય છે. વિશ્વામિત્ર જેવા તપસ્વીને પણ મેનકાએ પોતાના સૌંદર્ય અને સંસર્ગના પ્રભાવે પીગળાવી દીધા, તો પછી હું પણ શકટારને કેમ મારા કાબૂમાં નહિ લાવી શકું? રમણીના અધરમાં એવી મોહિની શક્તિ સમાયલી છે કે, તે અધરામૃતનું પાન કરવા માટે દૃઢ હૃદયના મુનિવરો પણ ઉત્સુક બની જાય છે, ત્યારે શકટાર જેવા એક સાધારણ પુરુષની તો વાત જ શી કહેવી? નહિ–બસ એક દિવસ અવશ્ય તે મારો અંગિકાર કરશે જ, મને પોતાના હૃદયની રાણી બનાવશે જ."

અહા! આશા પણ કેવી વિલક્ષણ વસ્તુ છે. મનુષ્યને ભ્રમણામાં ભમાવનારી આશા જ મનુષ્યને જીવનદાયિની પણ થઇ પડે છે. એ આશાના તંતૂપર જ મનુષ્યના જીવનનું સૂત્ર અવલંબેલું છે. હૃદયમાંથી એક આશાનો અસ્ત થાય છે, તો તરત જ બીજી આશા આવીને ઉભી રહે છે અને મનુષ્યને હિમ્મત આપીને કહે છે કે;—"ઊઠ, કર્મક્ષેત્રમાં જોડાઈ જા, હું તને સહાયતા આપીશ, તારો વિજય કરાવીશ." આ શબ્દો સાંભળીને ગમે તેવું હતાશ થયેલું મનુષ્ય પણ પુનઃ તે આશાનો દોર ઝાલીને કર્મમાં જોડાઈ જાય છે. આશાના વિષયમાં કોઇએ ખરૂં જ કહ્યું છે:—

"આશા મધૂર અમૃતને ભરે છે;
આનંદરશ્મિ હૃદયે પૂરે છે;
શોકાગ્નિનો નાશ પૂરો કરે છે;
આશા સ્ફુર્યે રંગ બધા ફરે છે."

આ આશાના યોગે જ તડિતાના હૃદયમાં એક પ્રકારની શાંતિનો સંચાર થયો હતો. અને તેના દુઃખમાં પણ અમુક અંશે ન્યૂનતા થઈ હતી.

શકટાર, અન્તઃપુરમાં જતો નહોતો અને તેની સાથે તડિતાની મુલાકાત પણ બરાબર રીતે થતી નહોતી, તેમ છતાં પણ તડિતા છુપી રીતે તેના મુખનાં દર્શન કરવાનો અવસર શોધ્યા કરતી અને પ્રસંગ મળે તો તેનું નિરીક્ષણ પણ કરી લેતી હતી. જોઈ જોઇને થાકી જવાથી છેવટે તે એકાદ ઊંડો નિસાસો નાંખીને પોતાના ઓરડામાં પાછી ચાલી આવતી હતી. પરંતુ આમ છુપી રીતે શકટારનાં દર્શન થવાથી પણ તેને ઘણી જ શાંતિ અને તૃપ્તિ થતી હતી. તેના મનમાં તે વખતે આનંદના ઉભરા છલકાઈ આવતા હતા અને તે પોતાને અત્યંત ભાગ્યશાલિની માનતી હતી. પોતાના પ્રેમિકનાં દર્શન થવાથી કઈ પ્રેમ-પિપાસુ પ્રમદાને આનંદ ન થાય વારૂ?"

સહનશીલતાની પણ અમુક સીમા હોય છે, જ્યારે તે સીમા ઓળંગી જાય છે, ત્યારે વજ્ર જેવા કઠિન હૃદયનાં મનુષ્યો પણ સહન-શીલ રહી શકતાં નથી. મનુષ્ય પાષાણ નથી કે, તેઓ અનેક પ્રકારના અસહ્ય આઘાતોને સહન કરી શકે. એક, બે, ત્રણ કે ચાર આઘાતો થવાથી મનુષ્યની સહનશક્તિની મર્યાદા આવી જાય છે. વિશ્વમાં દરેક વસ્તુઓ મર્યાદિત જ હોય છે. કોઈ પણ વસ્તુનો અતિરેક થવાથી તે મર્યાદા તૂટી જાય છે અને તેથી સારૂં અને નઠારૂં એવાં બે પરિણામો ઉત્પન્ન થાય છે. આ સમયે શકટારે લલિતાનો ત્યાગ કર્યો હતો, એ વાર્તા પણ તડિતાના સાંભળવામાં આવી હતી. તે જાણતી હતી કે, શકટાર પોતાની પહેલી પત્નીપર પણ નારાજ થઇ ગયો છે અને તેના તરફ તેને એક જાતનો અણગમો ઉપજ્યો છે. આ સર્વ કારણોથી તેના મનમાં એક પ્રકારની આશાનો સંચાર થયો. અગ્નિ જેમ ધીમે ધીમે સળગીને ભયંકર સ્વરૂપ ધારણ કરી લે છે, તેવી જ રીતે તેના ચિન્તા-ગ્નિમાં આશારૂપી આહુતિ હોમાવાથી તે આશાનો અગ્નિ પણ પ્રબળ વેગથી સળગી ઊઠ્યો. છળમયી આશાએ, આ સમયે તેના મરૂભૂમિ જેવા જીવનમાં એક પ્રકારના અતિ શીતળ વારિનો પ્રવાહ વ્હેવડાવી દીધો.

એક દિવસ તડિતાએ માંદગીનું બ્હાનું બતાવીને શકટારને બોલાવી મંગાવ્યો. શકટાર આ વાત સાંભળીને સ્થિર રહી શક્યો નહિ. તેણે તડિતાને જોવા માટે ધનશ્રી શેઠના અંતઃપુરમાં પ્રવેશ કર્યો અને ત્યાર પછી પથારીવશ થયેલી તડિતાની પથારી પાસે જઇને સ્નેહયુક્ત સ્વરથી કહ્યું કે;—"તડિતા, તમને શું દુઃખ થયું છે વારૂ?"

શકટારે જોયું કે, તે સંદ્ર પથારીપર કોઇએ જાણે વિજળીની

એક પ્રતિમાને સ્થિરતાથી જકડી રાખી છે. પથારીમાં સૂતેલી તડિતાને જોવાથી તેને જણાવા લાગ્યું કે, કોઇએ જાણે સફેદ અને સુગન્ધવાળાં ફૂલોના ઢગલેઢગલા તે બિછાનાપર પાથરી દીધા છે.

શકટારનો અવાજ સાંભળીને તડિતા અજાયબાથી એકદમ પથારીનો ત્યાગ કરીને ઊભી થઈ ગઈ અને ત્યાર પછી તેનાં ચરણોમાં પોતાનું મસ્તક નમાવીને બહુ જ ધીમા અવાજથી બોલી કે;–"મારાં દુ:ખનાં કારણો અનેક છે, પરંતુ તે બધાં આપને જણાવવાથી મને કાંઈ પણ લાભ મળે તેવી આશા નથી. આજે ઘણા માસ થયાં મારા મનમાં એક પ્રકારની દારૂણ વેદના થઈ રહી છે, મારૂં મન ચંચળ બની ગયું છે અને મારૂં આખું શરીર તદ્દન ફીકું પડી ગયું છે, પણ મારાથી આપની આગળ તે દુ:ખોનું કારણ દર્શાવી શકાતું નથી. મારી ઇચ્છા હોવા છતાં પણ હું આપને તે કારણ જણાવવાને અશક્ત બની જાઉં છું. હું જાણું છું કે, તે કારણ આપને દર્શાવીશ તોપણ મારૂં તે દુ:ખ દૂર થઈ શકશે નહિ. પિતાના મૃત્યુ પહેલાં જ મારી આવી દશા થઈ રહી છે અને તેમાં વળી તેમનાં મરણના આઘાતે તો મને છેક બ્હાવરી બનાવી દીધી છે. અત્યારે તમારા વિના મારી રક્ષા કરે તેવું બીજું કોઈ મારૂં કુટુંબી પણ રહેવા પામ્યું નથી."

આ સાંભળીને શકટારે આતુરતાથી પૂછ્યું કે;–"ત્યારે મને અત્યારે અહીં શા માટે બોલાવામાં આવ્યો છે?"

તડિતાએ જવાબમાં જણાવ્યું કે;–"મારાથી પણ તેનું યોગ્ય ઉત્તર આપી શકાતું નથી. તેમ છતાં ઘણા દિવસ થયાં આપની મુલાકાત થઇ નહોતી, તેથી મારૂં ચિત્ત આપને મળવા માટે ઘણુંજ અધીરૂં બની ગયું હતું અને તેથીજ મેં આપને અત્યારે અહીં બોલાવ્યા છે."

શકટાર બોલ્યો કે;—"છટ્! એવી વાત કહેશોજ નહિ. તમે હજી અવિવાહિતા છો, યુવતી છો. બીજાની ચિન્તા કરવી એ એક લગ્નવિહીના રમણીને માટે મહા ભયંકર પાતક ગણાય છે. જો આ વાત કદાચ કોઈ પણ વ્યક્તિ જાણી જશે, તો યાદ રાખજો કે, તેથી જન સમાજમાં તમારે માટે ઉભા રહેવાનું સ્થાન પણ રહી શકશે નહિ. પરાયા પુરુષને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખશો, તો છેવટે પસ્તાશો અને ભવિષ્યમાં એક કલંકિત વ્યક્તિ તરીકે ઓળખાશો. આમ થવાથી તમારા પિતાના પવિત્ર અને નિર્મળ વંશના ગૌરવને પણ નિત્યને માટે કલંકિત થવું પડશે."

ગર્વિતા તડિતાએ આ વાર્ત્તા સાંભળી, એક પ્રકારના અસહ્ય આઘાતથી ઘાયલ થઇને કહ્યું કે;—" પરંતુ જેની નજરમાં સમાજ અને કલંક કશા હિસાબમાંજ નથી, તેને કોનો ભય રાખવો પડે તેમ છે ? આજ સુધી મેં આપની પાસે મારા મનોભાવને વ્યકત કર્યો નથી અને કરવાની ઇચ્છા પણ નથી. હું વ્યભિચારિણી નથી, અન્ય પુરુષમાં આસક્તિ ધરાવનારી લંપટ લલના નથી. અથવા તો વિષય વાસનાને તૃપ્ત કરવાની કુઇચ્છા કરનારી કુલટા કામિની નથી. મારો પ્રેમ પવિત્ર છે. મેં તો પ્રથમથીજ મારા પ્રાણ આપના ચરણોમાં સમર્પી દીધા છે. મેં મનમાં ને મનમાં આપનેજ મારા સ્વામી તરીકે સ્વીકારી લીધા છે. આપને માટેજ મેં અત્યાર સુધી બ્રહ્મચારિણીના જેવું જીવન વીતાડયું છે. આપનો અંગિકાર કરવા માટે જ મેં મારા આ અતુલ ઐશ્વર્યને એક તુચ્છ તણખલાંની પેઠે દૂર ફેંકી દીધું છે. મારાં આત્મિક લગ્ન આપની સાથે ઘણા સમય થયાં થઈ ચૂક્યાં છે. હું આપને મારા હૃદયમંદિરના આરાધ્ય દેવતા તરીકે ઘણા સમય થયાં પૂજતી આવી છું અને હજી પણ પૂજું છું. વ્હાલામાં અને પ્રેમ કરવામાં પાપ સમાયલું હોતું નથી, પરંતુ દુષ્ટ વાસનામાં, પરપુરુષગામિની થવામાં અને કુતર્કો કરવામાં જ પાપનો અંશ રહેલો મનાય છે. આપના વિના બીજા કોઇ પણ પુરુષનો મેં અદ્યાપિ સંકલ્પ પણ કર્યો નથી. પોતાની ઇચ્છા પ્રમાણે ગાન્ધર્વ લગ્ન કરવાનાં ઉદાહરણો તો ભૂત કાળની કથાઓમાંથી ઘણાં મળી આવે છે. રાજા દુષ્યન્ત અને શકુન્તલાનું ઉદાહરણ જ તેનું ખાસ પ્રમાણભૂત છે. લગ્નના વિષયમાં એક અવિવાહિતા લલના પોતાને માટે એક યોગ્ય પતિને શોધી કાઢે, તો તેમાં તે લલનાનો શો અપરાધ ? ભૂતકાળની વાત છોડીને અત્યારની વાત લ્યો અને જૂઓ કે, મહારાણી મુરાદેવીએ ગાંધર્વ લગ્ન સિવાય બીજું શું કર્યું છે ? રાજા મહાપદ્મનંદને મોહ થતાંની સાથે જ તેને ગાંધર્વ લગ્ન કરીને પોતાની રાજમહિષી બનાવી દીધી છે. રાજા મહાપદ્મનંદ અને મહારાણી મુરાદેવીનો પતિપત્ની રૂપે આખો અવતાર વીતી ગયો છે, તો પછી આપણે પણ તે ગાંધર્વ લગ્નનો સ્વીકાર કરીએ, તો તેમાં પાપ શાનું લાગે વારૂ ? પુરુષ અને પ્રમદા પોતપોતાની ઈચ્છાનુસાર લગ્નના સૂત્રમાં બંધાઇ જાય તો તેમાં કોઈ પણ પ્રકારનો અપરાધ કિંવા દોષ છે જ નહિ. મેં જ્યારે આપને મારા પતિ માની લીધા છે, ત્યારે આપને પણ મારો સ્વીકાર અવશ્ય કરી લેવો જ જોઇએ.

શકટાર, તડિતાની આવી સપ્ટ અને રહસ્યવાળી વાર્ત્તા સાંભળીને

સહજ દબાઈ ગયો. આવો મોટો રાજમંત્રી હોવા છતાં પણ તે તડિતાને એક સહજ પ્રશ્નનું ઉત્તર પણ આપી શક્યો નહિ. તેણે માત્ર એટલું જ જણાવ્યું કે;—"કદાચ તમને સમાજ અને કલંકનો ભય નહિ હોય, પરંતુ મારાથી તો તે ભય રાખ્યા વિના રહી શકાય તેમ નથી, મને તો તે સર્વનો સંપૂર્ણ ભય છે. હું તે મર્હુમ રાજેશ્વર મગધરાજની તુલનામાં અતિ તુચ્છ અને શક્તિહીન છું. મારાથી ગાંધર્વ લગ્ન થઈ શકે તેમ નથી. જનસમાજમાં જે કાર્યની નિંદા થાય તેમ છે, તે કાર્ય કરવાની મારી બિલ્કુલ ઇચ્છા નથી."

તડિતાએ કહ્યું કે;—"પણ આમ કરવામાં આપને શી હરકત છે? જો આપને દ્રવ્યના અભાવની બ્હીક રહેતી હોય, તો તે અભાવને હું દૂર કરી શકું તેમ છું. આપના કહ્યા પહેલાં જ મેં તે વિષયનો બધો બંદોબસ્ત કરી રાખ્યો છે. મગધરાજના ધનભંડારમાં જેટલું દ્રવ્ય, રત્ન, મણિમુક્તા આદિ છે, તેનાથી ઓછું મારા ધનભંડારમાં દ્રવ્ય અથવા જવાહિર હોય, એવી કલ્પના પણ કરતા નાહ. મારો દ્રવ્યભંડાર ભરપૂર છે. તેનો ગમે તેમ વ્યય કરવામાં આવે તો પણ તે અખૂટનો અખૂટ જ રહે તેમ છે. લૂટારા અને રાજાના ભયથી મેં મારા પિતાની હયાતીમાં આપને આ વાર્ત્તા કહી નહોતી. જો ખરૂં કહું તો મગધરાજનો ધનભંડાર મારા પિતાએ એકઠા કરેલા ધનભંડાર પાસે ઘણો જ તુચ્છ છે! જો આપ એ લાખો સોના મોહોરો તથા જરજવાહિરથી ભરેલા ભંડારના માલિક થશો, તો પણ આપનો દ્રવ્યનો અભાવ દૂર નહિ થાય? માટે ચાલો આપણે હવે બીજા કોઈ રાજ્યમાં જઇને આ અખૂટ ધનભંડારનો ઉપભોગ કરીએ. આપ મારા પતિ દેવતા છો અને હું આપની શરણાંગતા સેવિકા છું. મારૂં આ હૃદય આપના સિવાય બીજા કોઈ પણ પુરુષના અધિકારમાં જઈ શકશે નહિ. જો આપ મારો સ્વીકાર નહિ કરો તો હું ભીષણ વૈરાગ્ય ધારણ કરીને આપના નામનું રટણ કરીશ, નિરંતર આપના નામની માળા જપતી રહીશ. જ્યારે મારી આવી તીવ્ર ઇચ્છા છે, હું આપના ચરણની રજ થવાને તૈયાર થઈ છું, ત્યારે આપે અવશ્ય મારી યાચનાનો સ્વીકાર કરવો જોઇએ. મારી આ યાચનાનો અનાદર કરીને જો આપ અહીંથી ચાલ્યા જશો તો એક અબળાના હૃદયને કચડીને છૂંદેછૂંદા કરનારા મહાપાતકી ગણાશો. હું પોતે જ જ્યારે આપને મારા સ્વામી તરીકે સ્વીકારૂં છું, ત્યારે આપે અવશ્ય મારા હૃદયમંદિરમાં આપની મનોહર મૂર્ત્તિની સ્થાપના કરવાનો અધિકાર મને આપવો જ જોઇએ.

શકટાર, તડિતાનો આવો અદ્‌ભુત અને વિલક્ષણ પ્રસ્તાવ સાંભળીને આભો બની ગયો. તડિતા પોતાને માટે સર્વસ્વ ત્યાગ કરવાને તત્પર થઈ રહી છે, એ પ્રથમ તે જાણતો નહોતો. પરંતુ આવી મોટી લાલચ તેના ચિત્તને તલભાર પણ ડગાવી શકી નહિ. તેણે બે વાર લગ્ન કર્યાં હતાં, તેથી તાડતાના મનમાં એવી આશા થઈ આવી કે, તે મારો પણ એક ત્રીજી પત્ની તરીકે સ્વીકાર કરી લેશે. તડિતા એક ઘણી જ સુંદર યુવતી હતી અને તેણે શકટારને પોતાના પ્રાણ સમર્પી દીધા હતા અને એક પ્રકારના શાન્તિમય આવેગથી તે તેને અત્યંત ચ્હાવા લાગી હતી, તેની અત્યંત અનુરાગિની બની ગઇ હતી. પરંતુ સ્ત્રિઓનાં મનને ચંચળ થતાં શી વાર? પાણીનાં વમળોની પેઠે સ્ત્રિઓનાં મન પણ અસ્થિર ગણાય છે અને એટલા માટે જ તેમનાં ચિત્તને **जलवत तरलम्** કહેવામાં આવે છે. તડિતાના આ પ્રસ્તાવથી શકટાર ઊંડા વિચારમાં પડી ગયો, તેનાથી કોઈ પણ પ્રકારનો દૃઢ નિશ્ચય કરી શકાયો નહિ. તેણે વિચાર્યું કે;—"જો હું તડિતાના ઠરાવ પ્રમાણે વર્ત્તીશ તો લોકો મારા માટે શું કહેશે? મારો પ્રબળ શત્રુ મંત્રી રાક્ષસ મારે માટે શો અભિપ્રાય બાંધશે? રાજ રાજેશ્વર મગધરાજના મનમાં મારા માટે કેટલી બધી તુચ્છ ભાવના બંધાશે? પરલોકના વાદળાંના અંતરાલમાંથી આ દૃસ્ય જોઇને પરલોકવાસી ધનશ્રી મારી આવી વિશ્વાસઘાતકતા જોઇને મને શાપ આપશે તો? કદાચ ન્યાયવાન પરમાત્મા મારાપર કોપિત થઇને પોતાનું વજ્ર ફેંકીને મને બાળી નાંખશે તો? તડિતાની સાથે લગ્ન કરવાથી લોકો મને દુષ્ટ, દગાબાજ અને વિશ્વાસઘાતકના નામથી બોલાવશે, એક કાપુરુષ ગણીને મારા તરફ ધિક્કારની વૃષ્ટિ વર્ષાવશે. તે ઉપરાંત કલંક, લોકલાંચ્છના અને તિરસ્કાર આદિ સર્વે મારે સ્હેવું પડશે. એક બાજૂએ મને ઇન્દ્રની અપ્સરા મેનકા જેવી લાવણ્યવતી લલના પ્રાપ્ત થાય છે, અખૂટ દ્રવ્ય મળે છે અને વિલાસ-વૈભવો પણ પ્રાપ્ત થાય છે અને બીજી બાજૂએ તિરસ્કાર, ફિટકાર અથવા ધિક્કારનો વર્ષાદ વરસે તેમ છે. ત્યારે મારે હવે એમાંથી કયો માર્ગ લેવો? એકમાં મૃત્યુભૂમિનાં માયાવી સુખો છે અને બીજામાં માન, ગૌરવ અને પ્રતિષ્ઠા આદિ સ્વર્ગને પ્રાપ્ત કરવાનાં સાહિત્યો છે. એક તરફ અવનતિની ઊંડી ગર્ત્તા છે અને બીજી તરફ ઉન્નતિની વૈજયંતી ઉડતી જણાય છે. એક માર્ગ ગ્રહણ કરતાં ક્ષણિક આનંદ મળે તેમ છે અને બીજા માર્ગપર જતાં અવિચળ અને ચિરસ્થાયી આનંદની પ્રાપ્તી થાય તેમ છે. હવે આ બે માર્ગમાંથી કયા માર્ગનું અવલંબન કરવું?

બસ, દુઃખ પડે તો ભલે પડે, સંસારનાં સુખ ન મળે તો કશી ચિન્તા નહિ, પરંતુ હું તો મારી પ્રતિષ્ઠા અને ગૌરવને જાળવનારા માર્ગનો જ સ્વીકાર કરીશ. તડિતાની યાચનાનો સ્વીકાર કરીને સદાને માટે કલંકિત થઇશ નહિ. જે વસ્તુ દેખીતી જ માયાવી છે, તે વસ્તુમાં લુબ્ધ બનીને હું મારા ભવિષ્યને બગાડીશ નહિ. કામવાસનાને આધીન થઈને લોકનિંદ્ય કાર્ય તો હું કદાપ કરીશ જ નહિ."

શકટારને ચૂપકીથી ચિન્તા કરતો જોઇને, તડિતા તેની પાસે આવી. જે કાર્ય તેણે આજ સુધીમાં કદાપિ કર્યું નહોતું, તેને આજે પ્રત્યક્ષ કરી બતાવ્યું. આ સમયે તેની રગેરગમાં કામ વ્યાપી ગયો હતો અને તેની વિચાર શકિતનો સર્વથા લોપજ થઇ ગયો હતો. કોઇએ ખરૂં જ કહ્યું છે કે, **कामातुराणां न सुखं न निद्रा.** તડિતાની પણ આજે આવી જ દશા થઇ ગઇ હતી આથી તેણે શકટારનો હાથ દાબીને સ્નેહ ભરેલા સ્વરથી કહ્યું કે;—" પ્રિયતમ શકટાર, આવી ચિન્તા કરવાનું કાંઇ કારણ નથી. જો સમાજના ભયથી આપ મારી સાથે લગ્ન કરવા ઇચ્છા ન રાખતા હો તો, મને આ સ્થિતિમાં જ રહેવા દો. હું જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી આપના ચરણોની સેવિકા થઇને જ રહીશ. આપનું ધ્યાન ધરવામાં જ મારૂં જીવન વીતાડીશ. મેં જ્યારે મારૂં હૃદય આપને અર્પણ કરી દીધું છે, ત્યારે હું તે બીજા કોઇને આપીને વ્યભિચારિણી થવા ઇચ્છતી નથી, "

આમ કહ્યા પછી તે હૃદયની વ્યાકુળતાથી જમીનપર બેસી ગઇ અને ત્યારપછી રડતી આંખોએ શકટારના બન્ને પગ પકડીને ઘણીજ નમ્રતા તથા કરૂણતાથી કહેવા લાગી કે;—" નિષ્ઠુરતાની પણ અમુક એક સીમા હોય છે, માટે શકટાર આપ આમ નિષ્ઠુર ન થાઓ. તિરસ્કારની પણ અમુક એક મર્યાદા હોય છે, માટે તિરસ્કાર દર્શાવીને આપ મારા હૃદયને આમ કચડી ન નાંખો. રમણીના હૃદયની સહનશીલતાની પણ અમુકજ હદ હોય છે, માટે આપ એ હદ ઓળંગીને એક રમણીના હૃદયના ચૂરેચૂરા ન કરો, પ્રેમ પિયાસુ પ્રમદાને પ્રણયરસનું પાન કરાવો. પુરુષો હમેશાં ઉદાર ગણાય છે, તો આપ આપની ઉદારતાનો એક અંશ આપીને પણ મારા હૃદયને શાંત કરો. આપ એતો સારી રીતે જાણો જ છો કે, અબળાઓ અન્ય અનેક પ્રકારનાં દુઃખો સહી શકે છે. પરંતુ પ્રેમની વેદનાને સહી શકિત નથી. ઇશ્કની બિમારી બહુ જ બુરી હોય છે. રાત્રિ દિવસ તે હૃદયને પીડ્યા કરે છે, મનને સતાવ્યા કરે છે. પ્રેમની વેદનાથી અથવા ઇશ્કની બિમારીથી

અનેક નરનારીઓ ઝુરી ઝુરીને મરણને આધીન થયાં છે, અનેક સ્ત્રી પુરુષો પ્રેમની આશામાને આશામાં આ સંસારનો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં છે. પ્રેમ અતિ ભયંકર વસ્તુ છે, તે મનુષ્યને દીવાનાં બનાવી દે છે, મનુષ્યની વિચારશકિતનો લોપ કરી નાખે છે. પ્રેમરૂપી પ્રબળ ઝંઝાવાતથી અનેક નરનારીઓનાં મન હચમચી ગયાં છે, પ્રેમરૂપી પ્રબળપ્રવાહમાં અનેક મનુષ્યો તણાઇ ગયાં છે. અત્યારે મારી પણ તેવીજ સ્થિતિ થઇ રહી છે. મારા ચિત્તમાં પ્રેમનો દાવાનળ સળગી ઉઠયો છે અને તેને શાન્ત કરનાર આપજ છો. મારા હૃદયમાં વ્યાપેલા દાવાનળ હોલવનાર વરૂણ આપ જ હોવાથી, આપના વિના મારા પ્રેમાગ્નિ હોલવાવાનો નથી. માટે કૃપા કરીને આપ મારાપર પ્રસન્ન થાઓ અને મને આપનાં ચરણોની દાસી તરીકે સ્થાન આપો. હું મારા અતુલ ઐશ્વર્યનો મારી મરજી મૂજબ ત્યાગ કરીને, આપની દાસી તરીકે મારૂં જીવન વીતાડીશ. હે નિષ્ઠુર ! મેં આપને માટે ઘણું દુઃખ વેઠયું છે, છતાં પણ હજી આપને દયા નથી આવતી ? એક અબળાને નિરાશાથી પાછી કાઢવામાં આપ આપની મહત્તા માનો છો ? આટલી બધી વિનતિ કરવા છતાં, આપ મારી યાચનાનો અનાદર જ કરો છો ? મેં આપને ચ્હાયા છે, તેની સજા મને પૂરતા મળી ચૂકી છે, પણ હવે કૃપા કરીને મારાપર કાંઇક દયા દર્શાવો, મારો સ્વીકાર કરો.”

નીતિવાન અને પ્રવૃત્તિમાં નિરંતર રચ્યો પચ્યો રહેનાર શકટાર, આ બનાવથી ઘણોજ ભયભીત બની ગયો તથા પોતાને એક મોટી આફતમાં સપડાઇ ગયો હોય તેમ માનવા લાગ્યો. તેણે થોડીવાર વિચાર કર્યા પછી જાણી લીધું કે, હવે તડિતાને સમજાવવામાં કાંઇ માલ જેવું રહ્યું હતું નથી, તે કોઇ પણ પ્રકારે મારી વાત માને તેમ નથી. તે એક પ્રકારની આશાને પોતાના હૃદયમાં ધારણ કરીને મને મેળવવા માટે આમ આતુર બની ગઈ છે, તેથી જો હું તેને નિરાશ કરીશ, તો તે આત્મહત્યા કરશે અને મારાપર કદાચ જૂઠું આળ પણ મૂકી દેશે. જો તે અત્યહત્યા કરશે તો સ્ત્રી હત્યા થવાનું કારણ હું ઠરીશ અને તેથી મને મહાપાતક લાગશે. સંસારના અનુભવથી અજ્ઞાન રહેલી અને વિલાસ તથા વૈભવમાં ઉછરેલી તડિતા એક મોહમયી છળનાથી ભૂલી પડીને મારે માટે આમ વ્યાકુળ બની ગઇ છે એ ખરૂં, પરંતુ તેમાં તેનો સોળેસોળ આના દોષ તો નથી જ. નારીઓનાં હૃદય જ સ્વાભાવિક આસક્તિ યુક્ત હોય છે, તેથી તડિતા જો મારા તરફ ખેંચાઈ આવે તો તેમાં અજાયબી જેવું કાંઇ જ નથી. તે હજી

કુમારી છે, સાંસારિક સુખથી વંચિત રહેલી છે, તેથી તેને કોઈ પણ પતિ મેળવવાની ઇચ્છા થઈ આવે તો તે સ્વાભાવિક જ છે. તારુણ્યના તરંગોએ અથવા યુવાનીના મદે તેને ઉન્મત્ત બનાવી દીધી છે અને તેથી જ તે આ પ્રમાણે પતિની રટના કરી રહી છે. તેમાં તેનો લેશ માત્ર પણ દોષ નથી. તેનું હૃદય પરવશ બની ગયું છે, અને મનેજ તે પોતાનો સ્વામી માની બેઠી છે, આ સર્વે વિષયોનો વિચાર કરતાં તે તદ્દન નિર્દોષ છે. ત્યારે હવે મારે તેને નિરાશ શા માટે કરવી ? તેની આશા લતાને મારા કઠોર શબ્દરૂપી કુઠારથી શા માટે કાપી નાંખવી ? આજે બીજું ગમે તે બ્હાનું બતાવીને અથવા કોઇ પણ ઉપાય શોધીને હું અહીંથી છટકી જાઉં તો કેમ ? હું આજ દિવસ સૂધીમાં તેની પાસે કદાપિ આવ્યો જ ન હોતો, તેનું મારે આ પરિણામ ભોગવવું પડે છે અને તેથી જ મારાથી આવા એક સહજ મામૂલી સવાલનો જવાબ પણ આપી શકાતો નથી. તડિતા જેવી રીતે મને મેળવવા માટે વ્યાકુલ થઈ ગઇ છે તેવી જ હું પણ તેનાથી દૂર રહેવા માટે અથવા તેના પંજામાંથી આબાદ છટકી જવા માટે વ્યાકુલ બની ગયો છું."

આ પ્રમાણે બધી બાબતોનો પૂરતો વિચાર કરીને **શકટાર** ગંભીર સ્વરે બોલ્યો કે;—" **તડિતા** ! તારી આ વાર્તા બહુજ વિચારવા યોગ્ય છે. કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વિના એનું યોગ્ય ઉત્તર આપી શકાય તેમ નથી. મને એક માસની મુદ્દત આપ અને વિચાર કરવાનો સમય આપકે જેથી હું કોઈ પણ પ્રકારના દૃઢ નિશ્ચયપર આવીને તને તેનો બરાબર જવાબ આપી શકું. ભવિષ્યમાં જો હું તારી આ વાતને કબૂલ રાખીશ, તો મારે અને તારે બન્નેને આ મગધભૂમિનો ત્યાગ કરીને બીજા દૂર દેશમાં ચાલ્યા જવું પડશે. આમ કરવામાં તું કબૂલ થઇશ ખરી કે ? "

**તડિતા** **શકટાર**ની આ વાર્તા સાંભળીને જાણે એક જાતની ઉજ્જવલ આશાનો આલોક જોઈ શકી. તેણે **શટકાર**ના મુખ તરફ બરાબર તાકી તાકીને જોઇ લીધું કે, તે પોતાની મશ્કરી કરે છે અથવા સત્ય બીના જણાવે છે. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કે;—" જો **શક-ટાર** મારો સ્વીકાર કરે તેમ હોય, તો પછી એક માસની મુદ્દત આપવામાં શી હરકત છે ? ચાર અઠવાડિયાં અથવા તો ત્રીસ દિવસ વીતતાં શી વાર લાગવાની છે ? જ્યારે તેઓ મને પોતાની અર્ધાંગના બનાવાને તૈયાર થયા છે, ત્યારે મારે તેટલી મુદ્દત તો અવશ્ય આપવાજ જોઇએ. જો કે મારાથી તેમનો વિયોગ એક ક્ષણને માટે પણ સહીશકાતો નથી,

પરંતુ જો એક માસ જેટલી અલ્પ મુદ્દતમાંજ તે મારો નિત્યનો સહવાસી બને તેમ છે, તો તેથી મને તે મુદ્દત આપવામાં કશી પણ અડચણ નડે તેમ નથી. હું તે વિયોગને વેઠી લઇશ અને એક માસની મુદ્દત પછી શકટારની પત્ની થઇશ. આટલા વિલંબથી પણ જો મારા મનની વાસના તૃપ્ત થશે, તો હું તેવા સેંકડો વિલંબને પણ વેઠી લઇશ."

તડિતાએ એક ઊંડો નિસાસો નાંખીને ઘણીજ પ્રસન્નતાથી જણાવ્યું કે;–"જો તેમ કરવાથી પણ ખુશી થતા હો, તો મને તેમાં કશી અડચણ છેજ નહિ. પરંતુ કપટ કરીને અથવા છેતરીને મારા જેવી અભાગિની અબળાનો સર્વનાશ કરતા નહિ. આપ આપના વચનનો ભંગ કરીને મારા મનને નિરાશ થવા દેશો નહિ."

શકટાર એક પ્રકારનો ઉલટો ઉપાય શોધીને તથા આ આવી પડેલી આપતમાંથી છુટકો મેળવીને તે દિવસ તડિતા પાસેથી મહા મેહનતે ચાલ્યો આવ્યો. ત્યારપછી દુર્દૈવયોગે તેનાથી દસ વર્ષ સુધી તડિતાનો મેળાપ થઈ શક્યો નહિ. આમ થવાનું શું કારણ હતું તે અમે આગળ જતાં જણાવીશું.

જે દિવસે તડિતાએ શકટારને પોતાની પાસે બોલાવીને તેની પાસેથી પ્રેમની યાચના કરી તે દિવસથી શકટારે તેને ત્યાં આવવા જવાનું બિલ્કુલ બંધ કરી દીધું. વ્યવહાર સંબંધી જે કાંઇ કામકાજ કરવું પડતું હતું, તે બધું બીજા માણસદ્વારા થઈ શકે એવી તેણે વ્યવસ્થા કરી લીધી. બીજા કેટલાંક જરૂરી કારણોના યોગે શકટાર તડિતાના મકાનપર આવી શકતો નહોતો.

શકટારને તડિતાને ત્યાં ન આવવાનાં કારણો બહુજ ભયંકર હતાં. તે સમયે વૃદ્ધ મહારાજ મહાપદ્મનંદનું મરણ થવાથી, મગધની રાજ્યગાદીપર રાજા ધનનંદ બેઠો હતો. શકટાર સ્વાભાવિક રીતેજ ચંદ્રગુપ્તનો વિશેષ પક્ષપાતી હતો. આથી રાજા ધનનંદ તેનાપર અત્યંત ગુસ્સે થયો હતો અને મંત્રીના પદપરથી ઊઠાડી મૂકવાના યત્નો પણ કરી રહ્યો હતો. ધનનંદ ચંદ્રગુપ્તને પોતાનો એક પ્રબળ પ્રતિસ્પર્ધી તથા શત્રુ માનતો હતો અને તેથી શકટારને તેનો સહાયક જોઇને તે તેનું અસ્તિત્વ ઉખેડી નાખવાનીજ વાટ જોતો બેઠો હતો. શકટારથી જો કાંઇ અપરાધ થાય તો તરતજ ધનનંદ તેનું મંત્રીપદ છીનવી લઇને તેને ભયંકર સજા કરવાને તત્પર હતો.

શકટારે, રાક્ષસ અથવા ધીરબુદ્ધિને પોતાના સહકારી મંત્રી

તરીકે દાખલ કર્યો હતો અને તે રાક્ષસમાં પૂરતો વિશ્વાસ પણ રાખતો હતો. તેણે ઘણીવાર પોતાના મનની ગુપ્ત વાતો પણ તે રાક્ષસને કહી સંભળાવી હતી. આમાંની કેટલીક વાતો ચંદ્રગુપ્તની ખ્યાતિ સંબંધી હતી અને તે બધી વાતો રાક્ષસે જઇને મગધરાજ નંદને વિદિત કરી દીધી. આથી રાજા ધનનંદનો ક્રોધાગ્નિ સળગી ઊઠયો અને તેમાં બિચારા નિર્દોષ શકટારને વિનાવાંકે સપડાઈ જવાનો પ્રસંગ આવી લાગ્યો.

રાક્ષસે ઘણીજ દુર્બળ અવસ્થામાંથી ઊંચી પદવી મેળવી હતી. તે માર્ગનો ભીખારી હતો, તેમાંથી અત્યારે તેણે સુખ અને ઐશ્વર્યનું મુખ જોયું હતું. શકટારેજ મર્હુમ મહારાજ મહાપદ્મનંદ આગળ શિફારસ કરીને, એ રાક્ષસને રાજ્યવિભાગના એક જરૂરી કામમાં જોડી દીધો હતો. ખરૂં કહીએ તો તેને લીધેજ રાક્ષસની આવી ઉન્નતિ થઇ શકી હતી!

વિધાતાના આ વિચિત્ર સંસારનો એવો એક નિયમજ છે કે, જે વ્યક્તિ બીજાની દ્વારા ઘણીજ દુઃખમય સ્થિતિમાં ઉપકાર મેળવીને દુઃખમાંથી મુક્ત થાય છે, તેજ વ્યક્તિ પોતાપર ઉપકાર કરનાર વ્યક્તિની શત્રુતાની ગરજ સારે છે. કૃતજ્ઞતા કરવી તો દૂર રહી, પરંતુ ઉલટી કૃતઘ્નતા કરી બેસે છે. જ્યારે કોઇપણ પ્રકારનો આધાર ન હોય ત્યારે પોતાને સુખી કરનાર વ્યક્તિનુંજ અનિષ્ટ કરવાને પિશાચ વૃત્તિનાં મનુષ્યો તત્પર થઈ જાય છે. પોતાનાપર કરેલા અનેક ઉપકારોનો બદલો વાળવાને બદલે ઉલટા અપકાર કરવાના કાર્યમાં જોડાઈ જાય છે. આ પ્રકારની પાપવૃત્તિનું પોષણ કરનારા દુષ્ટ રાક્ષસે વિચાર્યું કે;—"મગધરાજના મનમાં શકટારને માટે ઊંધુંચતું સમજાવીને તેને મંત્રીના પદપરથી ભ્રષ્ટ કરાવી શકીશ તોજ હું એની જગ્યાને પ્રાપ્ત કરી શકીશ. તેમ કર્યાવિના મને કદાપિ એનું સ્થાન મળી શકશે નહિ. માટે ગમે તે ઉપાયે શકટારને તો પદભ્રષ્ટ કરવોજ જોઇએ. સ્વાર્થ સાધનને માટે મનુષ્ય ગમેતે ઉપાયનું અવલંબન કરીશકે છે, માટે જો હું પણ તેમ કરીશ, તો મને કશી પણ ઇજા આવશે નહિ."

દુરાશા એજ બધાં દુષ્કર્મોનું મૂળ છે. દુરાશાના છળથી પવિત્ર હૃદયનો મનુષ્ય પણ શયતાન બની જાય છે, તેના પ્રચંડ સ્વાર્થના માર્ગમાં જે કોઈ આવે છે, તેને કચડી નાંખવાની મેહનત પણ કરે છે. પોતાના સ્વાર્થને પૂર્ણ કરવા માટે મનુષ્ય ગમે તેવાં ઘોર પાપો

કરવાને તૈયાર થઈ જાય છે. કૃતજ્ઞ મનુષ્ય એ દુરાશાથી કૃતઘ્ન બની જાય છે અને ધાર્મિક મનુષ્ય મહાપાપી થઇ જાય છે. આથી આવી દુરાશાની છળનાથી, રાક્ષસના અધઃપતનનો પણ આરંભ થયો. તે એક સદ્‌ગુણી મનુષ્યમાંથી રાક્ષસ બની ગયો. તેની આંખો આગળ સ્વાર્થનો પડદો છવાયાથી તથા હૃદયમાં અનેક પ્રકારની દુરાશાઓનો ઉદ્‌ભવ થવાથી તે પોતાનાપર અનેક ઉપકાર કરનાર, માર્ગના ભીખારીમાંથી રાજ્યના કર્ત્તાહર્ત્તાના પદપર સ્થાપનાર અને છેક કંગાલ સ્થિતિમાંથી એક મહા ધનાઢ્ય બનાવનાર **શકટાર**નો વિનાશ કરવા માટે તૈયાર થઇ ગયો. અરે, એટલું જ નહિ, પરંતુ તેના પદને છીનવી લઇને તે પદનો અધિકારી થવાની પણ તે અનેક ચેષ્ટાઓ કરવા લાગ્યો. સ્વાર્થ-પરાયણ મનુષ્યને સારાસારનો વિચાર હોતો નથી અને તેથી જ તેને અંધ એવું નામ આપવામાં આવે છે. સંસારમાં જે જે પાપો થાય છે, અનર્થો આરંભાય છે અને દગાબાજી ફેલાય છે તેનું મૂળ કેવળ સ્વાર્થ અને દુરાશા જ છે.

રાક્ષસ ધીમે ધીમે ઘણી જ કુશળતાની મહારાજ ધનનંદના મનમાં **શકટાર**ને માટે આડા અવળા વિચારો ઠસાવવા લાગ્યો. **શકટાર, ચંદ્ર-ગુપ્ત** તરફ પરમ પ્રીતિ દર્શાવે છે, રાત્રિદિવસ તેને પોતાને ત્યાં બોલાવીને રાજનીતિનું શિક્ષણ આપે છે, રાજપ્રાપ્તિ શી રીતે થઈ શકે એવા ઉપાયો બતાવે છે અને ત્યારથી **ચંદ્રગુપ્ત** રાજાની આજ્ઞાનું પાલન કર-વામાં શિથિલતા કરવા લાગ્યો છે, આવી આવી અનેક પ્રકારની વાતો કહીને **રાક્ષસે** મહારાજના મનમાં **શકટાર**ને માટે ઘણો જ હલકો અભિપ્રાય ઠસાવી દીધો. ત્યારથી રાજાનું મન શંકાશીલ થવા લાગ્યું અને તે, **શકટાર**ને ઘણી જ અપમાનની દૃષ્ટિથી જોવા લાગ્યો.

ત્યાર પછી **રાક્ષસે** જે કાંઈ કર્યું હતું તે અત્યંત ભયંકર હતું ! પોતાનો પ્રતિસ્પર્ધી મંત્રી **રાક્ષસ** વારંવાર પોતાની વિરુદ્ધ જે જે કાવત્રાં રચી રહ્યો હતો તથા પોતાને જડમૂળથી ઉખેડી નાંખવા માટે જે એક પ્રકારના કારસ્થાનનો જાળ બિછાવી રહ્યો હતો, એ વાત **શકટાર**થી અજાણી હતી, તેમ નહોતું; તે બધી બીનાથી સારી રીતે માહિતગાર થઈ ગયો હતો. **રાક્ષસ**ની દુષ્ટતા અને પ્રપંચપરાયણતા તેના જાણવામાં આવી ગઇ હતી. આમ છતાં પણ તેણે આજસુધી **રાક્ષસ**ને એ સંબં-ધમાં એક અક્ષર પણ કહ્યો નહોતો. એક દિવસ તેણે કોઈ પણ કારણ-વશાત્ સહજ ગુસ્સે થઇને **રાક્ષસ**નો “ કૃતઘ્ન, નરાધમ, રાજદ્રોહી ”

ઇત્યાદિ વિશેષણો સંભળાવીને ઘણો જ તિરસ્કાર કર્યો. આ તિરસ્કારના યોગે દાંભિક રાક્ષસે **શકટારની** સાથે હળવા મળવાનું તથા બોલવા ચાલવાનું પણ બંધ કરી દીધું.

એ કૃતઘ્ન **રાજમંત્રી રાક્ષસનાં** કારસ્થાનોથી એક દિવસ **શકટારને** અચાનક બન્દીખાનામાં પડવું પડ્યું. તેને શા અપરાધથી બન્દીવાન કરવામાં આવ્યો છે, તે પણ તે બિચારો જાણતો નહોતો. પરંતુ રાજાના પોતાના હસ્તાક્ષરથી લખાયલું આજ્ઞાપત્ર વાંચીને તેણે બન્દીખાનામાં જવાની કાંઈ પણ આનાકાની કરી નહિ.

બન્દીખાનાના એક ઓરડામાં તેણે એક દિવસ સાંભળ્યું કે, તેની વિરુદ્ધ રાજદ્રોહનો ભયંકર અપરાધ સાબીત થયો છે અને તેથી જ તેને આ પ્રમાણે બન્દીવાન થવું પડ્યું છે. આ હકીકત સાંભળ્યા પછી તેણે એક દિવસ રાજાની પાસે એક વિનતિપત્ર મોકલી આપ્યું. તેમાં તેણે લખ્યું હતું કે;—"મહારાજ, હું નિષ્કલંક અને નિરપરાધી છું. મારી જીંદગીમાં મેં આપનું બુરૂં કદાપિ ઇચ્છ્યું જ નથી. અત્યારસૂધી હું આપની એકનિષ્ઠાથી સેવા બજાવતો આવ્યો છું, છતાં મને આ પ્રમાણે બન્દીવાન શા માટે બનાવ્યો છે? મારો મુખ્ય શત્રુ **રાજમંત્રી રાક્ષસ** જ છે અને તેણે જ મારી આવી દુર્દશા કરાવી હોય એમ હું માનું છું. મેં તેનાપર કરેલા ઉપકારનો બદલો વાળવા માટે જ તેણે મારાપર આવી અપૂર્વ દયા દર્શાવી હશે! મહારાજના મર્હુમ પિતાના અમલથી જ હું આ રાજ્યના મુખ્ય મંત્રીના પદપર સ્થાપિત થયો છું. હું ધર્મદેવતાને સાક્ષી રાખીને કહું છું કે, મેં કદાપિ મારો સ્વાર્થ સાધવા ખાતર રાજ્યનું બુરૂં ઇચ્છ્યું નથી. આપ જો મને આ બન્દીખાનામાંથી મુક્ત કરશો, મને સ્વાધીનતા આપશો અને મારા નિરપરાધીપણાને સાબીત કરી આપવાનો સમય આપશો, તો હું ઘણી જ સહેલાઇથી મારા શત્રુએ રચેલાં તમામ કારસ્થાનો આપને જણાવી દઇશ અને મારી નિર્દોષતાને પણ પ્રત્યક્ષ કરી આપીશ. મારાપર જે આરોપ મૂકવામાં આવ્યો છે, તે તદ્દન જૂઠો અથવા બનાવટી છે. આપના જેવા વિચારશીલ રાજાએ પૂરતી તપાસ કર્યા વિના મારા જેવા માનવાળા પુરુષને વિના અપરાધે બંદીવાન બનાવવો એ કોઈ પણ પ્રકારે ઇષ્ટ નથી. રાજા અથવા જેના હાથમાં લાખો પ્રાણીઓનું જીવન રમી રહ્યું છે, તેણે તો પૂરતો ન્યાય આપીને અપરાધીને સજા કરવી જોઇએ. કાનના કાચા થઇને અથવા બીજાનું કહેવું માનીને એક નિરપરાધી

મનુષ્યને આવી કઠિન સજા કરી દેવી એ આપના જેવા પૃથ્વીપતિને માટે શોભારૂપ નથી. હું નિર્દોષ છું, મેં રાજદ્રોહ જેવો ભયંકર અપરાધ કર્યોજ નથી."

પરંતુ મગધપતિએ **શકટારની** આ વિનતિને કાને ધરી નહિ અથવા તો લક્ષ્યમાં પણ લીધી નહિ. સમ્રાટ્ તરફથી **શકટારને** પોતાની એ નમ્ર વિનતિનું કાંઈ ઉત્તર પણ મળ્યું નહિ. પરંતુ એ વિનતિ કર્યા પછી તો તેનાં એ નિર્દોષ બાળકોને તથા તેની પત્નીને પણ બન્દીખાનામાં કેદ થવું પડયું. એ બન્દીખાનામાં જ તેનાં બાળકો તથા પત્ની આદિ સર્વ મરણ પામ્યાં હતાં, એતો અમારા પાઠકો પ્રથમથી જ જાણી ચૂક્યા છે, એટલે નવેસરથી જણાવવાની કાંઈ અગત્ય હોય, તેમ જણાતું નથી. તેની બાજી પત્ની **લલિતાએ** બન્દીખાનામાંથી કેવી રીતે તેનો છૂટકો કરાવ્યો હતો એ પણ અમે પ્રથમ જ જણાવી આવ્યા છીએ. દસ વર્ષ જેટલા લાંબા સમય સુધી **શકટાર** બદીખાનામાં જ કેદ રહ્યો હતો. કેદખાનામાંથી છૂટયા પછી, **શકટાર** તથા તેની પત્ની **લલિતા** **મલયપૂરમાં** કેવી રીતે આવી પહોંચ્યાં હતાં, તે પણ વાંચકો સારી રીતે જાણી શક્યા છે, એટલે તેનું પણ અત્રે પુનરાવર્તન કરવાની અગત્ય નથી.

## પ્રકરણ ૧૭ મું.

### રમણીનું હૃદય.

" શક્તિસ્વરૂપા સુંદરીનું માન વધજો વિશ્વમાં;
લલના લલાટે પૂજ્યતાનું સ્થાન વધજો વિશ્વમાં.*

**સ્વર્ગીય મહારાજ મહાપદ્મનંદની** વાત્સરિક ક્રિયા પૂરી થયા પછી સાત આઠ દિવસે, પર્વતરાજ **સમરકેતુને** મગધરાજ ધનનંદના પોતાના હાથથી લખાયલું એક બીજું પત્ર પણ મળ્યું. તે પત્રનું ઉત્તર કેવા પ્રકારનું આપવું જોઇએ, તેનો નિશ્ચય તરત જ થઈ શકે તેમ નહોતો. જે રાજદૂતે મગધપતિ પાસેથી એ પત્ર આણ્યું હતું, તે દૂતને ખાસ એટલા માટે જ તે દિવસે રોકાઇ જવાની આજ્ઞા આપવામાં આવી.

તે પત્રમાં લખ્યું હતું કે;—" મહારાજ! હું તમને ચોવીસ કલાકનો સમય આપું છું, તે દરમ્યાન તમે કોઈ પણ પ્રકારના એક

---

* રા. ઠક્કર નારાયણકૃત ' ભદ્રકાળી ' નાટકમાંથી.

એક દૃઢ નિશ્ચયપર આવી જશો. આ પત્ર લઇ આવનાર જાસૂસને તમે એ ચોવીસ કલાક માટે રોકી શકો તેમ છો, મેં તેને ચોવીસ કલાક રોકાવાની આજ્ઞા પણ આપી છે. જો મગધરાજ **ધનનંદ**ની સાથે તમારે મિત્રતા બાંધવાની જ ઇચ્છા હોય, તો આ પત્ર વાંચીને તરત જ **ચંદ્રગુપ્ત**ને અમારા હાથમાં સોંપી દો. અને જો શત્રુતા કરવા ધારતા હો, તો તેમ પણ લખી મોકલો. અમારી સાથે મિત્રતા બાંધશો તો મહા સુખી થશો તથા મગધરાજના માનવંતા મિત્ર તરીકે આખા વિશ્વમાં પૂજાશો અને જો શત્રુતા કરશો તો ઘડીના છઠ્ઠાભાગમાં ચોળાઈ જશો, વગર મોતે માર્યા જશો. મગધરાજ્યના લાખો સૈનિકો આવીને તમારા તે તુચ્છ અને સાધારણ રાજ્યને ચૂર્ણવિચૂર્ણ કરી નાખશે, તમારા મહાલયને સ્મશાનભૂમિ સમાન બનાવી દેશે અને તમને સર્વને મગધ-રાજ્યના બન્દીખાનાના કેદીઓ બનાવશે. તે પ્રબળ અને મહાન શક્તિ-માંથી મમારી કોઈપણ રક્ષા કરી શકશે નહિ. **મગધરાજ ધનનંદ** ધધ-કતા અગ્નિસ્વરૂપ છે અને તમે એક તુચ્છ તણખલાં સમાન છો, માટે હાથે કરીને તે ભડભડતા અગ્નિમાં બળી મરવાનું સાહસ કરશો નહિ. જો જીવને અને રાજ્યને બચાવવાની ઇચ્છા હોય, તો **ચંદ્રગુપ્ત**ને **મગધરાજ**ના તાબામાં સોંપી દો. **ચંદ્રગુપ્ત**નો ત્યાગ કરવામાં જ તમારૂં કલ્યાણ અને હિત સમાયલું છે.”

આ પત્ર મળયા પછી રાજા **સમરકેતુ** પોતાના મનમાં જ વિ-ચારવા લાગ્યો કે;—“ત્યારે શું હું **નંદ** રાજાની બ્હીકથી મારા **શર-ણાગત ચંદ્રગુપ્ત**નો ત્યાગ કરૂં? અતિથિ—સત્કાર રૂપી મહા ધર્મનો નાશ કરૂં? નહિ. કદાપિ નહિ. આમ કરવાથી આખી દુનિયામાં મારી નિંદા થશે, મારા પર ધિક્કારની વૃષ્ટિ વરસશે! આ તુચ્છ જીવન અને રાજ્યાદિ સર્વ ક્ષણિક છે, ઘડીમાં નાશ પામે તેવું છે, તેના મોહમાં લુબ્ધ બનીને મારે મારા પરમધર્મનો ત્યાગ કરવો એ સર્વથા અનુચિત છે, મહારાજ ધનનંદથી મારે શા માટે ડરવું જોઇએ! તે મારૂં શું બગાડી શકે તેમ છે? મને શી હાનિ કરી શકે તેમ છે? કદાચ તે મારા રાજ્યપર ચઢાઇ કરશે, તો તેથી પણ મારૂં શું જવાનું છે? તે યુદ્ધમાં જો માંરો વિજય થશે તો હું **ધનનંદ**ના ગર્વને માટીમાં મેળવી શકીશ અને પરાજય થશે તો અક્ષયા કીર્ત્તિને પ્રાપ્ત કરી શકીશ.”

**આ પ્રમાણે** વિચાર કર્યા પછી કેટલીકવાર સૂધી તદ્દન ચૂપ રહ્યા પછી પુનઃ **સમરકેતુ** મનમાં ને મનમાં જ બોલવા લાગ્યો કે;—અવિ-

ચારી અને અજ્ઞાન રાજા ધનનંદ, તારૂં હૃદય આવું પાપમય કેમ બની ગયું છે? શું તારા હૃદયમાં દયાનો અંશ માત્ર પણ નથી? તું આજે તારા ભાઇનું ખૂન કરવાને કેમ તૈયાર થયો છે? અરે તારા ભાઇનું જ લોહી પીવાને કેમ ઉન્મત્ત બન્યો છે? ભ્રાતૃહત્યા કરતાં તારૂં કાળજું કેમ કમ્પી ઊઠતું નથી? અરે નીચ શયતાન, તું શયતાનથી પણ અધમ છે. શયતાનોના હૃદયમાં પણ પોતાના ભાઈ પ્રત્યે અમુક પ્રકારનો અનુરાગ હોય છે, પરંતુ તારૂં હૃદય તો કેવળ પાપરૂપી હળાહળથી છલાછલ ભરાઈ ગયું છે! તું આજે એક પ્રકારના અધમ અને તુચ્છ સ્વાર્થને આધીન થઇને પિશાચોને પણ લજ્જાવે તેવું કાર્ય કરવાને તૈયાર થયો છે. પણ ચિન્તા નહિ, જ્યાં સુધી મારામાં મનુષ્યત્વ હશે, મારા હૃદયમાં ક્ષત્રિત્વનો જુસ્સો હશે અને મારા શરીરમાં ક્ષત્રિયનું ઉષ્ણ શોણિત વ્હેતું હશે અથવા ઉછાળા મારતું હશે, ત્યાં સુધી તું ચંદ્રગુપ્તના તરફ વક્રદૃષ્ટિ પણ કરી શકીશ નહિ. તું મગધદેશનો એકે રાજા છે તો હું પણ એક પહાડી પ્રદેશનો પૃથ્વીપતિ છું, તું ક્ષત્રિધર્મથી પતિત થયેલો પશુ છે, તો હું વીરતા અને ધાર્મિકતાથી મંડિત થયેલો એક પ્રબળ સિંહ છું. તારી અને મારી તુલના કરવી એ કેવળ હાંસીને માટે જ. તારામાં પ્રતિહિંસા લેવાની ભાવના છે, તો મારામાં ક્ષમાનો આદર્શ ગુણ વ્યાપેલો છે, તું પિશાચવૃત્તિનો પંઢ છે તો હું દેવત્વને માનનારો વીરનર છું. મારા હાથમાંથી તું ચંદ્રગુપ્તને કદાપિ મેળવી શકીશ નહિ. દુષ્ટ અને સારાસારના વિચારથી શૂન્ય બનેલા અંધ નંદરાજા એટલું તો અવશ્ય યાદ રાખજે કે;—

"તૃણ તુચ્છ છે તું અને હું જ્વાળા વિભૂષિત આગ છું;
તું સર્વ સાધારણ અને હું વિષમ કાળો નાગ છું;
ખોબોચીયું તું શુષ્ક, હું બળનો સુમુદ્ર અથાગ છું;
તું દાગ કાળા રંગનો ને હું જિગરનો દાગ છું;
બાળીશ હું ડંખીશ હું ડુબાવીશ નૌતવ ધામની;
દૃઢ એ પ્રતિજ્ઞા આ ક્ષણે આ વીર ક્ષત્રિય બાળની."

આ પ્રમાણે અનેક પ્રકારના વિચારો કર્યા પછી રાજા સમરકેતુએ ચંદ્રગુપ્તને બોલાવીને તે પત્ર વાંચી સંભળાવ્યું. તે સમયે શકટાર પણ તે ઓરડામાં હાજર હતો, આથી તે પત્રનો આશય તેમના ત્રણેના જાણવામાં આવી ગયો. તેઓ બધા નાના પ્રકારના વિચારો કરીને આ પત્રનો શો જવાબ આપવો એની આલોચના કરવા લાગ્યા.

ઘણીવાર સુધી વિચાર કર્યા પછી તેઓ એવા નિશ્ચયપર આવ્યા કે;– "ગમે તે ઉપાયે અત્યારે આપણે યુદ્ધ કરવું જ જોઇએ. યુદ્ધનો આરંભ કરવામાં જ આપણું સહનું હિત સમાયલું છે. યુદ્ધ એજ આપણું ખરૂં કર્ત્તવ્ય છે, માટે અનેક પ્રકારની હાનિઓ વેઠીને યુદ્ધ તો અવશ્ય કરવું જ જોઇએ.

ત્યા પછી **સમરકેતુ**એ કહ્યું કે;–" જો આપણે યુદ્ધ નહિ કરીએ તો આપણાપર ભીરૂતાનું ભયંકર કલંક આવી લાગશે. એ કલંક કદાપિ ભૂસાઈ શકશે નહિ. જે પહાડી રાજ્યની ભૂમિ વીરોને જન્મ આપનારી ગણાય છે, જે ભૂમિની સ્વાધીનતા અદ્યાપિ અખંડિત રહેવા પામી છે, જેને ઇશ્વિરે સદાને માટે સ્વાધીન બનાવી છે, તે પુણ્ય ભૂમિ જો પરાધીનતા રૂપી કલંકની બેડી પહેરીને નિત્યને બંધનયુક્ત થઈ જશે તો, આખા ભારતમાં આપણી નિંદા થશે, આપણા કપાળમાં કલંકનું કાળું ટીલું ચ્હોંટી જશે. આ બધી બાબતોનો વિચાર આવતાં મારૂં હૃદય કમ્પી ઊઠે છે અને આંખો આગળ એક પ્રકારના ઘોર અંધકારની છાયા છવાઈ જાય છે. મારો દૃઢ નિશ્ચય છે કે, જો કદાચ આ ક્ષુદ્ર રાજ્યના અસ્તિત્વનો જડમૂળથી લોપ થઈ જશે, **સમરકેતુ**નું નામ નિશાન પણ નિત્યને માટે વિસ્મૃતિના ગર્ભમાં ડૂબી જશે અને ધરાપરથી તેની સ્મૃતિ સૂકાઈ જશે, તો પણ હું જ્યાં સુધી મારૂં જીવન હશે ત્યાં સુધી **ચંદ્રગુપ્ત**ને શત્રુના તાબામાં સોંપી શકીશ નહિ."

**શકટાર** આ પહેલાં **સમરકેતુ**ના હૃદયની ઉદારતા જોઇને મોહિત થયો હતો એ ખરૂં, પરંતુ આટલા દિવસ પછી તેણે જાણ્યું કે, શૌર્ય અને વીર્યમાં તથા શરણાગતનું પાલન કરવામાં આ એક સાધારણ પહાડી પ્રદેશનો રાજા, મગધદેશના રાજા કરતાં પણ વધારે શ્રેષ્ઠ છે. તેના મુખના ભાવ તથા વાતચીત કરવાની ઢબ જોઇને તેણે જાણી લીધું કે, તે જે કહે છે, તે ખરૂં જ કહે છે. **ચંદ્રગુપ્ત**ને માટે તે પોતાના પ્રાણનું બળિદાન આપવામાં પણ પાછી પાની કરે તેવો નથી. આ પ્રમાણે **સમરકેતુ**ના સિંહહૃદયની પરીક્ષા કરીને **શકટાર** તેનાથી કાંઈ વધારે ભલામણ કરવાનું સાહસ કરી શકયો નહિ.

અને **ચંદ્રગુપ્ત**ની શી દશા થઇ હતી ? તે ઝંઝાવાત થતાં પહેલાં સમુદ્ર જેવો સ્થિર થઇ જાય છે, તેવો જ સ્થિર અને ગંભીર બની ગયો હતો. તેણે પણ **સમરકેતુ**ની આવી અસીમ સાહસિકતા તથા દૃઢતાયુક્ત વીરતા આદિ સર્વ સદ્‌ગુણો જોઇને પોતાના મનમાં ત્રે

મનમાં જ દૃઢ સંકલ્પ કરી લીધો હતો કે, હવે તે કદાપિ મગધરાજના ચરણોમાં જશે નહિ અને તેની ક્ષમાનો ભીખારી પણ બનશે નહિ. તેના બળ અને પરાક્રમ ને પ્રકટ કરવાનો ઇશ્વરે તેને એક અમૂલ્ય અવસર આપ્યો છે. જો પ્રવીણ અને બુદ્ધિમાન મંત્રી **શકટાર**ની સલાહ તથા સહાયતા લઇને આ યુદ્ધમાં તે અગ્રભાગ લે, તો તેથી અવશ્ય તેને વિજયની પ્રાપ્તિ થઈ શકે તેમ હતું. **શકટાર**ના કહેવા પ્રમાણે ચાલવાથી જ **મગધરાજ**ના મહા પ્રબળ સૈન્યની ધૂળધાણી તથા પહાડી રાજ્યના સૈનિકોનો વિજય થાય તેમ હતો.

છેવટે, બીજી દિવસે સવારે **મગધ**ના રાજદૂતને વિરુદ્ધ અથવા પ્રતિકૂળ ઉત્તર આપીને રાજા ધનનંદ તરફ રવાના કરી દીધો. ત્યાર પછી કેટલીક વાર સુધી સલાહ કરીને તેઓ સર્વે યુદ્ધ કરવાના દૃઢ નિશ્ચયપર આવી ગયા. **ચંદ્રગુપ્ત** અને **સમરકેતુ**એ પહાડી સેનાના બે વિભાગ કરીને મગધ રાજ્યની સેનાપર ચઢાઈ કરવાનો નિશ્ચય કર્યો.

પ્રિય વાચક! આપણે હવે એકવાર આપણી **મન્દાકિની**ની સંભાળ લેવી જોઇએ. **મન્દા** આ બાબતમાં તદ્દન ગુપચૂપ બેસી રહી હતી, તેમ નહોતું. તેણે એક ઓરડાના દ્વાર પાછળ ઉભી રહીને **ચંદ્રગુપ્ત**, **શકટાર** અને **સમરકેતુ** વચ્ચે થયેલી સઘળી વાતો સાંભળી લીધી. **મગધ**ના રાજદૂતને શું ઉત્તર આપીને પાછો વાળ્યો, એ બીના પણ તેણે જાણી લીધી.

તે સમયે તેણે મનમાંને મનમાં જ વિચાર્યું કે;—" આ અવસરે શું કેવળ પુરુષનું કર્ત્તવ્ય જ પ્રબળ ગણાય અને અબળાથી કાંઇ પણ ન કરી શકાય? શું અબળા અથવા રમણીનું કાંઈ કર્ત્તવ્ય જ નથી? વીર્યવતી ક્ષત્રિય રમણીઓ જે હમેશાં સમરવિદ્યામાં અતિ કુશળ ગણાય છે, તેનાથી આવા પ્રસંગે શાંત બેસી રહેવાય? નારીઓને માટે યુદ્ધભૂમિ નિર્માણ નથી થઇ? શું તેઓ તદ્દન બળહીન છે? નહિ. કદાપ નહિ. જગત્ જેને અબળાના નામથી ઓળખે છે, તે અબળા જ સબળતાનું મુખ્ય સ્થાન છે. તે અબળાના પ્રભાવે આખું બ્રહ્માંડ ડોલી શકે છે. અનુસૂયા અબળા હતી છતાં પોતાની શક્તિવડે ઇન્દ્રના ઇન્દ્રાસનને ડોલાવી શકી હતી, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને બાળક બનાવી શકી હતી, તો પછી હું આ યુદ્ધમાં શા માટે અગ્રેસર ન થાઉં? રમણીના અમોઘ પરાક્રમથી પ્રબળમાં પ્રબળ ગણાતા દુશ્મનને પણ ત્રાહ્ય ત્રાહ્ય પોકારવાનો અનેક પ્રસંગો ભારતના પ્રાચીન ઇતિહા-

સનાં પૃષ્ઠોપર દષ્ટિગોચર થાય છે. રમણી બળહીના ગણાય છે, છતાં તેની શક્તિ અમર્યાદિત છે. સકળ સંસારની ઉન્નતિનું પ્રધાન કારણ એક સામાન્ય નામધારિણી અબળાઓ જ છે. અબળાને બળહીન ધારનાર મનુષ્યો કેવળ ભ્રમમાં જ ભમે છે.”

આ પ્રમાણે અનેક પ્રકારના વિચારો કર્યા પછી તેણે એક નિશ્ચય પર આવીને વિચાર્યું કે, પોતે એક સાધારણ અબળા હોવા છતાં પણ, અત્યારે પોતાની સન્મુખ એક મહાન કાર્ય આવી પડયું છે. પોતાની કીર્ત્તિના સુસૌરભને વિસ્તારવાનો ઇશ્વિરે પોતાને સારો અવસર આપ્યો છે.

એક દિવસ મન્દાકિનીએ વાતની વાતમાં ચંદ્રગુપ્તને કહ્યું હતું કે;—તેણે હજારો પહાડી સૈનિકો એકઠા કર્યા છે અને તેઓ બધા લડવા માટે તૈયાર થઇ રહ્યા છે. તેઓ રાજાના પગારદાર સૈનિકો નથી, પરંતુ માતૃભૂમિના ગૌરવને જાળવનારા સાચા વીર પુરુષો છે. સમરકેતુની વિશાળ સેનામાં તેમનાં નામો પણ નથી, પરંતુ તેઓ તો પોતાની મેળે કેસરીયાં કરીને રણભૂમિમાં લડવા માટે, પોતાના પરાક્રમને દર્શાવવા માટે તથા શત્રુના લોહીની નીકો વહેવડાવવા માટે તૈયાર થઇ રહ્યા છે. આ કાર્યમાં મન્દાનો મુખ્ય સહાયક તેનો વૃદ્ધ સેનાપતિ ભૈરવ જ છે. એ ભૈરવે જ તેને નાનપણમાં ઉછેરીને મોટી કરી હતી.

ભગવાને મન્દાને દેવીની પ્રતિમા તરીકે આ મર્ત્ય લોકમાં મોકલી આપી હતી. જેટલું રૂપ મળવાથી રમણી ભુવનમોહિની બનીશકે છે, તેનાથી પણ વિશેષ રૂપ અથવા સૌન્દર્ય ભગવાને તેને આપ્યું હતું. તેના હૃદયની સુંદરતા તેનાથી પણ અધિક મનોહર હતી. તે માતા, ભગિની અને કન્યારૂપે જગતના જીવોનું કલ્યાણ કરવા માટે આ મૃત્યુભૂમિમાં અવતરી હતી.

તેની કામકાજ કરવાની પદ્ધતિની રૂપરેખા આ પહેલાં એકવાર અમે દેખાડી આવ્યા છીએ. અત્યારે તે સંબંધી બધો વૃત્તાંત અમારા પાઠકો સમક્ષ વિદિત કરીશું. તે સ્વાધીન પહાડી રાજાની કન્યા હોવાથી, તેનું માન બહુ જ જળવાતું હતું. તેની પ્રતિમા તથા સરલ સ્વભાવ ને માટે આખું રાજ્ય તેને બહુજ ચ્હાતું હતું. આશ્ચર્યનો વિષય તો એ છે કે, તેનો ભાઇ સમરકેતુ રાજસત્તાની શક્તિથી તેના વિશાળ રાજ્યમાં જે અધિકાર જમાવી શક્યો નહોતો, તે અધિકાર સ્નેહ અને માયાના પ્રભાવે મન્દાકિની મેળવી શકી હતી.

મન્દાકિની, નિત્ય પ્રભાતના પ્રહરમાં ઘોડાપર સ્વાર થઇને આ જૂબાજૂનાં ગામોમાં ફરવા માટે જતી હતી. સમરકેતુ ધારતો હતો કે, મન્દાકિની શિકાર કરવા માટે જ આ પ્રમાણે સવારના પહોરમાં રાજમહાલયમાંથી આસપાસનાં કોઇ જંગલોમાં ચાલી જતી હશે. પરંતુ ખરી રીતે તે પશુ પક્ષીઓનો શિકાર ન કરતાં, મનુષ્યના મનનો શિકાર કરીને ઘર તરફ પાછી ચાલી આવતી હતી. માનવજાતિપર નિત્ય નવા નવા ઉપકારો કરવા, એજ તેનું મુખ્ય વ્રત હતું.

તે શિકારની પદ્ધતિ એવા પ્રકારની હતી કે, ગામડાંઓમાં ફરતાં તેને કોઇ પણ અન્ન વગરનું માણુસ મળી આવતું તો તે, તે માણુસને અન્ન અપાવતી. માતા વગરનાં અનાથ બાળકનું તે માતાની પેઠે પાલન કરતી હતી. જેને પૈસાની જરૂર પડતી, તેને પૈસા આપીને મદદ કરતી હતી. પ્રજામાં જો કાંઈ વાદવિવાદ થતો તો તે, બન્ને પક્ષવાળાઓને બોલાવીને તેનો ફેંસલો કરી આપતી હતી. તે જ્યારે હરકોઇ ગામમાં જતી, ત્યારે તે ગામના લોકો કહેતા કે;–" આજે અમારાં અહોભાગ્ય જે અમારી અન્નપૂર્ણા માતા આવી છે ! " આ પ્રમાણે મન્દાકિનીએ પોતાના અપૂર્વ સ્નેહ રાજ્યની સ્થાપના કરી હતી.

મન્દાકિનીએ જ્યારે જાણ્યું કે, તેના સહોદર સાથે મગધરાજ ધનનંદ આવશ્યક યુદ્ધ કરવાનો જ છે, ત્યારે તે પોતાની સંતાન સમાન પ્રજા પાસે જઈ પહોંચી અને તેમને બધી વાત જણાવી દીધી. આથી દરેક ઘેરથી એક એક બબ્બે જુવાન પુરુષો આવીને મન્દાની સેનામાં દાખલ થવા લાગ્યા. આ પ્રમાણે વીસ પચીસ ગામોમાં ફરવાથી હજારો સૈનિકોને એકઠા કરી શકી. આ સૈન્ય દ્રવ્યની લાલચથી લડવા જાય તેવું નહોતું, પરંતુ માતૃભૂમિની સ્વતંત્રતા સાચવવા માટે તથા સ્વામિનિષ્ઠ પ્રજા તરીકે વિશ્વમાં પ્રખ્યાત થવા માટે તૈયાર થઈ રહ્યું હતું. તેમની નસોમાં વીરતાનું ઉષ્ણ રૂધિર વહી રહ્યું હતું અને ઉત્સાહ તથા આનંદે તે કર્ત્તવ્યપરાયણ સૈન્યને અત્યંત ઉન્મત્ત બનાવી દીધું હતું.

પહાડી લોકો અત્યંત બળવાન અને રણપ્રિય હતા. તીર ચઢાવવાની વિદ્યામાં તેમના જેવી બીજી કોઇ પણ પ્રજા ભાગ્યે જ મળી આવે તેમ હતું. દાંભિક મગધવાસીઓ પ્રત્યે તેમને હમેશાં શત્રુતા રહ્યા કરતી હતી. આથી તેઓ મન્દાકિનીની આ આજ્ઞાનું, આંતરિક ઉત્સાહથી પાલન કરવા લાગ્યા હતા. એ હજારો સૈનિકોના અધિનાયકનું પદ ભૈરવને મળી ગયું હતું. પોતાનું એકઠું કરેલું દ્રવ્ય ખરચીને

મન્દાકિનીએ આ નાનકડું સૈન્ય તૈયાર કર્યું હતું. મન્દાની આજ્ઞા થતાંની સાથે જ પ્રત્યેક સૈનિક પોતાનું લોહી રેડવાને અથવા આત્મબળિદાન આવવાને તરત જ તત્પર થઈ જાય તેમ હતો.

ચંદ્રગુપ્તને, તેણે એક દિવસ વાત વાતમાં આ સૈન્ય સંબંધી સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો હતો. પરંતુ ચંદ્રગુપ્ત તે સાંભળીને હસી પડયો હતો. મન્દાકિની આથી અત્યંત દુઃખી થઈ હતી અને તેથી તેણે એ વિષયમાં બીજી કોઇપણ વાત કદાપિ કહી જ નહોતી.

પરંતુ તે એક અબળા હોવાથી, રણભૂમિના વ્યાપારમાં સર્વથા અનભિજ્ઞ હતી. તેના ભાઇને આ વાત કહેવાથી તે પણ કદાચ ચંદ્રગુપ્તને પેઠે પોતાનો ઉપહાસ કરશે, એમ ધારીને મન્દાએ તેની પાસે પણ પોતાના મનોભાવને વ્યક્ત કરવાનું સાહસ કર્યું નહોતું. પરંતુ તેના મનમાં એક પ્રકારનો દૃઢ નિશ્ચય હતો કે; "જે રમણી વીર્યવાન સંતાનને જન્મ આપી શકે છે, તેજ રમણી યોગ્ય અવસર આવતાં પોતાના પરાક્રમ અને વીરતાને પણ પ્રકટ કરી શકે છે. એમાં જરાપણ શંકાશીલ થવા જેવું નથી. વીર જનની રમણી પણ યુદ્ધભૂમિને શોભાવી શકે છે."

તેના મનમાં પ્રબળ ઇચ્છા થઇ આવી હતી. છતાં તેને ધીરજ આપે અથવા તેમ કરવાની સલાહ આપે એવું કોઇપણ મનુષ્ય જણાતું નહોતું. કદાચ શકટારની આ વિષયમાં સલાહ લેતો તે કાંઇક સારો ઉપાય બતાવી શકે તેમ હતો. શકટાર પણ તેને માતા કહીને બોલાવતો હતો. મન્દા કેટલાક માસના લાંબા પરિચયથી શટકારની સાથે કોઇપણ પ્રકારના સંકોચ વિના વાતચીત કરવાનું તથા સલાહ મસલત કરવાનું શિખી ગઇ હતી. શકટારની પાસે જવામાં હવે તેને કાંઇપણ પ્રકારની લજ્જા નડતી નહોતી. મન્દા હમેશાં એકવાર શકટારને ત્યાં જતી હતી અને રાજ્ય સંબંધી કેટલીક વાતો કહીને પોતાના મહાલય તરફ પાછી ચાલી આવતી હતી. તેની પત્ની લલિતા સાથે તેને સારી મિત્રતા બંધાઇ ગઇ હતી. કદાચ મન્દા જો તેને ત્યાં આવી શકતી નહિ તો, શકટાંર પોતાની પત્ની લલિતાને તેની સંભાળ લેવા માટે મોકલી આપતો હતો. આ પ્રમાણે તેને અને શકટાર ગાઢ પરિચય થઇ ગયો હતો.

નિરંતર હસમુખી રહેતી, પ્રફુલ્લ મુખી મન્દાકિની, એક દિવસ ઘણા જ સુંદર પ્રભાતમાં, દેવાદિદેવનાં ચરણોમાં પુષ્પાંજલિ અર્પણ

કરવા માટે, મહાકાળના દેવ ઉદ્યાનમાં ગઈ હતી. એ દેવોદ્યાન રાજમહાલયની છેક નજીકમાં જ આવેલું હતું, આથી તેની આવજાવમાં કોઈપણ પ્રકારનો પ્રત્યવાય નડતો નહોતો. દેવપૂજા એ મન્દાનું નિત્યનું કર્મ થઇ પડ્યું હતું.

પૂજા સમાપ્ત થયા પછી મન્દાકિની, દેવાદિદેવના મંદિરમાંથી બહાર આવી રહી હતી, એવામાં શકટારની સાથે અચાનક તેનો મેળાપ થઈ ગયો. દૈવયોગે શકટાર પણ તે જ દિવસે સવારમાં દેવાદિદેવ પ્રભુનાં દર્શન કરવા માટે ત્યાં આવ્યો હતો.

અચાનક પાર્વતી દેવીના જેવી ઉજ્જવળ પ્રભાવાળી, પુષ્પની માળાથી વિભૂષિત થયેલી તથા વિચિત્ર કાષાયરંગનાં વસ્ત્રોથી શોભિત થયેલી રાજનંદિનીને પોતાની નજર આગળ આવી ઉભેલી જોઇને શકટારે હસતા મુખથી કહ્યું કે;—"બ્હેન! આજે સવારના પહોરમાં તમે દેવાદિદેવ પરમાત્માનાં દર્શન કરવા માટે આવ્યાં કે શું વારૂ?"

મન્દાકિનીએ નમ્રતાથી ઉત્તર આપ્યું કે;—"પિતાજી, એ તો મારૂં નિત્યનું કર્ત્તવ્ય જ છે. તેમ છતાં પણ મારા આવવામાં આજે જરા વિલંબ થઈ ગયો છે. રોજ તો હું આનાથી પણ વહેલી આવીને દેવપૂજાના પવિત્ર કાર્યથી મુક્ત થઈ જાઉં છું."

શકટારે જોયું કે, પરમાત્માની પ્રાર્થના કર્યા પછી મનુષ્યના મનમાં એક પ્રકારની જે એક પવિત્ર પ્રફુલ્લતાનાં કશાં ચિન્હો આ સુંદરી મન્દાકિનીના મુખપર બિલ્કુલ જણાતાં જ નથી. આજે તેનું મુખ મલિન બની ગયું છે અને તેના ચિત્તમાં કોઇ એક ભયંકર ચિન્તાગ્નિ સળગી ઊઠયો છે. તેનું દેવબાળાના જેવું કાન્તિયુક્ત ઉજળું મુખ આજે જાણે કોઇ એક પ્રકારની વિષમ ચિન્તાના વાદળાંથી ઢંકાઇ ગયું છે.

ત્યાર પછી શકટારે સ્નેહયુક્ત સ્વરથી કહ્યું કે;—"બ્હેન! હમેશાં આ બંધુની સાથે તમારા મુખપર જે એક પ્રકારની પ્રસન્નતા છવાયલી જણાય છે, તે પ્રસન્નતાને બદલે અત્યારે તમારૂં મુખ આવું ઉદાસ કેમ બની ગયું છે? આજે આપના મનમાં શી ચિન્તા થઈ રહી છે વારૂ?"

મન્દાએ ઉત્તર આપ્યું;—"તેનું કારણ મારા ધારવા મૂજબ તમારાથી અજાણ્યું તો નહિજ હોય."

"તમારા કહેવાનો આશય મારાથી કાંઇપણ સમજી શકતો નથી."

"હવે મારાથી જાણી શકાતું નથી કે હું એક છૂટી પંખિણીની પેઠે આ રાજ્યમાં ક્યાં સુધી વિચરણ કરી શકીશ? મારી સ્વાધીનતા ક્યાં સુધી ટકી શકશે? ભગવાન મારા સુખના દિવસો હવે વધારે વાર રહેવા દેશે કે નહિ, તે પણ મારાથી કહી શકાતું નથી. આજે ઘણા દિવસ થયાં મારૂં મન અત્યંત વ્યાકુળ બની ગયું છે અને મને જરા-પણ ચેન પડતું નથી."

"ઓહ! અત્યારે તમારા જેવી એક સંસારના જ્ઞાનથી તથા અનુભવથી અલગ રહેનારી બાલિકાના મનમાં પણ ભવિષ્યના યુદ્ધની ચિન્તાએ સચોટ અસર કરી છે ને શું? પરંતુ તે વિષયમાં તમારે આટલી બધી ચિન્તા કરવાનું શું પ્રયોજન છે?"

"મંત્રીવર્ય, યુદ્ધ તો અવશ્ય થવાનું જ છે, તેમાં શંકા રાખવાનું કાંઇ કારણ જ નથી. કાલે દ્વારની પાછળ ઉભી રહીને મેં તમારી બધી વાતો સાંભળી લીધી છે. મગધના દૂતને તમે શો જવાબ આપ્યો છે, તેનાથી પણ હું અજ્ઞાન રહેવા પામી નથી. મારે આ યુદ્ધમાં ભાગ લેવાની ખાસ જરૂર હોવાથી જ હું આજે આવી ચિન્તાતુર બની ગઇ છું."

**શકટારે** કહ્યું કે;–"તેમ છતાં પણ આપણે વિશેષ ચિન્તા કરવાની કાંઈ જરૂર નથી."

**મન્દાકિની** બોલી કે;–"આપના અપરિસીમ જ્ઞાન અને બુદ્ધિની તુલનામાં, હું એક અતિ તુચ્છ અને સામાન્ય અબળા છું, એટલે આ વિષયમાં હું વધારે શું કહીશકું? મારાથી આપના કરતાં વધારે ઉત્તમ કલ્પના કરી શકાય તેમ નથી. પરંતુ એટલું તો હું અવશ્ય ધારીશકું છું કે—"

"શું ધારી શકો છો, બ્હેન?"

"આ યુદ્ધમાં આપણો પરાજય થવાની સંપૂર્ણ સંભાવના છે. અને તે પરાજયનું પરિણામ અત્યંત અશુભ અથવા માઠું આવે તેમ છે. એથી આપણું રાજ્ય ખેદાન મેદાન થઈ જશે, પ્રજામાં ખળભળાટ જાગી ઉઠશે અને આખા રાજ્યમાં એક પ્રકારના ઘોર કુકર્મની છાયા છવાઇ જશે. બિચારી રાંકડી વૈયત અત્યાચારી માગધીઓના હાથથી રીબાશે અને અનેક નિરપરાધી બાળકો તથા સ્ત્રીઓની સધાર થશે. નંદનવન જેવા આ રમ્ય રાજ્યમાં લોહીની નદીઓ વહેશે."

"તમારી આ શંકા વદ્દન જૂઠી છે. હજી તમે ચંદ્રગુપ્તની ત-

વ્હાર વિદ્યાને જાણતાં નથી. માગધી સૈન્ય આપણાથી સંખ્યામાં બમણું છે એ ખરૂં, પરંતુ બળમાં તે તદ્દન નિર્માલ્ય છે. કૌશલ્ય અને કપટથી આપણે મગધના સૈનિકોની રેવડી દાણાદાણ કરી શકીશું. આપણા સૈનિકોની શૂરવીરતાથી શત્રુઓની ભારે પાયમાલી થઇ જશે અને આપણો જ વિજય થશે."

"હું આપની આ વાર્ત્તાને અમાન્ય રાખી શકતી નથી. પરંતુ મને એક વિચાર થઈ આવે છે કે, આપ જેની આશાથી જે મહાન વિજય મેળવવાની આકાંક્ષા રાખો છો, તે તમારી આશાને સફળ કરશે કે કેમ, તેની પણ શંકા જ છે. કદાચ તે તમારો ત્યાગ કરીને ચાલ્યા જશે. તો પછી તમારી તે આશા ફળીભૂત થઇ શકશે નહિ."

"ત્યારે શું તમે ચંદ્રગુપ્તના વિષયમાં આ બધી વાતો કહી રહ્યાં છો ?"

"હા–તેમને માટે જ કહી રહી છું. ચંદ્રગુપ્ત મારા ભાઈ સમરકેતુનો ત્યાગ કરીને મગધરાજના ચરણોમાં મસ્તક નમાવવાને તૈયાર થઈ રહ્યા છે. આથી જો તેઓ અહિંથી ચાલ્યા જશે તો આપણે ભયંકર આફતમાં આવી પડીશું અને આપણી બધી આશાઓ નિષ્ફળ નિવડશે."

"તમે આ સર્વે વાતો શી રીતે જાણી શક્યાં વારૂ ?"

"આ લાંબા સમયના સહવાસથી હું ચંદ્રગુપ્તના ચરિત્રના દુર્જ્ઞેય રહસ્ય પરથી જે કાંઇ જાણી શકીછું, એટલું તમારાથી જાણી શકાયું નથી. તેના મનમાં એક એવી દૃઢ ધારણા બંધાઇ ગઇ છે કે, તેને માટે જ આપણે બધાં આવી આફતમાં આવી પડયાં છે અને મહારાજ ધનનંદે તેને મેળવવા માટે જ આવો ભયંકર અનર્થ આરંભવાનો યત્ન કર્યો છે. આ સર્વ કારણોથી તે આપણો ત્યાગ કરીને ભવિષ્યમાં થનારા મહાન સમરને અટકાવવા માટે અહીંથી ચાલ્યા જવાનું વધારે પસંદ કરે છે. મને લાગે છે કે, હવે બહુ જ થોડા સમયમાં તેઓ અહીંથી મગધરાજના ચરણોમાં ચાલ્યા જશે. જેને સાધારણ રીતે "રાજનૈતિક કુશળતા" કહો છો, તેજ કુશળતાનો તેણે અત્યારે આધાર લીધો છે. તેણે આપને પહાડી સેનાના સેનાપતિનું પદ ગ્રહણ કરવાનું વચન આપીને શત્રુની સાથે લડાઈ કરવાની જબરી ટેક લીધી છે. તે ટેક પ્રમાણે તે વર્ત્તશે કે કેમ, એ બાબતમાં હું કાંઇ કહેવા ઇચ્છતી નથી, પરંતુ ભાઇના સૈન્યની ખુવારી કરતાં

તેમની હિમ્મત ચાલશે કે કેમ, તેની મને વારંવાર શંકા થયા કરે છે. એક સારા ચતુર સેનાપતિની મદદથી તથા બળથી જેટલી ફતેહ મળી શકે છે, તેટલી ફતેહ ગમે તેવા મોટા લશ્કરથી પણ મળી શકતી નથી, એ બધી વાતોને હું સારી રીતે જાણી શકી છું. ચંદ્રગુપ્ત એક કાબેલ સેનાપતિની પદવીને શોભાવશે તથા પૂરતી વફાદારી બતાવીને આપણી ફતેહ થાય, તેવી મેહનત પણ ઉઠાવશે, એ બાબતમાં જરાપણ શંકા જેવું નથી. પરંતુ તેમ છતાં પણ જો કદાચ તેના મનમાં પોતાના ભાઈના માનની મર્યાદા જાળવવાનો વિચાર થઈ આવશે, તો બધી બાજી ઉંધી વળી જશે અને આપણું આ સ્વતંત્ર અને બાંધન વગરનું પહાડી રાજ્ય ધૂળ ચાટતું બની જશે."

શટકાર વચ્ચમાં જ બોલી ઊઠ્યો કે;—"રાજકુમારી મન્દા બ્હેન! ત્યાર પછી શું થશે વારૂ?"

મન્દાકિનીએ ઉત્તરમાં જણાવ્યું કે;—"પહાડી રાજ્યના વફાદાર વજીર! લડાઇમાં થતી હાર અથવા જીતનો કોઇનાથી નિશ્ચય કરી શકાતો નથી; કારણ કે, યુદ્ધની બાજી એવી વિચિત્ર હોય છે કે, ગમે તે પક્ષવાળાઓને ઘડીકમાં ફતેહ મળી જાય છે અને ઘડીકમાં હાર પણ થઇ જાય છે. બળવાન પક્ષવાળું સૈન્ય હારી જાય છે અને નિર્બળ પક્ષનું સૈન્ય જીતી જાય છે. લડાઈ એ કાંઇ દાવ ખેલવાની રમત હોતી નથી, એમાં તો લોહી રેડીને દરેક પક્ષના સિપાહીઓએ પોતાનું બળ અજમાવવાનું હોય છે. જો આપણા નસીબમાં કાંઇ પણ દુઃખ લખાયું હશે અથવા આપણી ભારી હાર થવાની હશે તો જ આ ઉદાર હૃદયના રાજકુમાર ચંદ્રગુપ્ત મહારાજ ધનનંદના ચરણો સમક્ષ ચાલ્યા જશે. તેના જવાથી આપણને કદાપી ફતેહ મળી શકશે નહિ. મંત્રીજી! મને એક સાધારણ અબળા ધારીને મારી મશ્કરી કરશો નહિ. ચંદ્રગુપ્ત એક મહાન બુદ્ધિમાન પુરુષ છે. મનુષ્યના હૃદયમાં સાધારણ રીતે જેટલું મહત્વ હોવું જોઇએ, તેનાથી પણ વિશેષ મહત્વ એ દયાળુ ચંદ્રગુપ્તના હૃદયમાં વસેલું છે. પોતાની ફરજ શી છે, એ બાબતથી ચંદ્રગુપ્ત બહુ જ સારી રીતે માહિતગાર છે. તેનું ચારિત્ર એક ન જાણી શકાય તેવા ભયંકર ભેદથી છવાયલું છે. વળી મારી એક બીજી વાત પણ તમે ખૂબ યાદ રાખજો કે, મારા ભાઈ સમરકેતુ ચંદ્રગુપ્તના જીવનના બદલામાં, પોતાની સ્વતંત્રતાનો લોપ કરવાને પણ તૈયાર થઈ ગયા છે. ચંદ્રગુપ્તની રક્ષા કરવા માટે તેમનું મન

ઘણું જ અધીરૂં બની ગયું છે. મગધરાજની સાથે યુદ્ધ કરવામાં પણ તેઓ દરેક રીતે તૈયાર થઈ રહ્યા છે. આ સર્વ વિષયોનો વિચાર કરતાં મને સ્પષ્ટ જણાઈ આવે છે કે, મગધદેશના રાજાની સાથે થનારા યુદ્ધમાં આપણો વિજય થઈ શકશે નહિ."

આ સાંભળીને **શકટારે** કહ્યું કે;–"આપણે આટલા બધા નિરાશ થવાનું કાંઈ કારણ નથી. નિરાશા એજ મનુષ્યની પડતીનું મુખ્ય કારણ છે. આશાને હૃદયમાં સ્થાન આપવાથી જ મનુષ્ય પોતાની ધારણા પાર પાડી શકે છે. આપણી આશાનું મુખ્ય કારણ એ છે કે, મગધ-રાજ્યનું સૈન્ય ગમેતેટલું મોટું હોવા છતાં પણ તેનો સેનાપતિ નિર્બળ અને યુદ્ધવિષયક તમામ બાબતોથી અજ્ઞાન છે. એટલે તે કદાપિ ફતેહ મેળવી શકશે નહિ. જ્યાં સુધી યોગ્ય સેનાપતિ ન મળે, ત્યાં સુધી ગમે તેવા બળવાન સૈનિકો પણ ફાવી શકતા નથી. વ્યૂહ રચના કરવી, શત્રુને કાયર કરવાના ઉપાયો યોજવા આદિ બધાં કામો કુશળ સેના-પતિ વિના થઈ શકતાં જ નથી. તે ઉપરાંત મગધનો તે નિર્બળ સેનાપતિ પોતાના માલિક રાજા ધનનંદ તથા મંત્રી રાક્ષસથી ઘણો જ નારાજ છે. સમય આવ્યે તે **મગધરાજને** માટીમાં મેળવી દેતો તેમાં પણ કાંઈ નવાઇ જેવું નથી. જો મગધનો સેનાપતિ ફુટશે તો પછી આપણને ફતેહ મેળવવામાં જરાપણ વિલંબ લાગશે નહિ."

**મન્દાકિનીએ** કહ્યું કે;–"આપની આ ધારણા અવશ્ય અનુ-માનસિદ્ધ અને ન્યાય તથા શાસ્ત્રાનુસાર છે. ભાગ્યમાં જે કાંઈ લ-ખાયું હશે તો ભોગવ્યા વિના આપણો છૂટકો થવાનો નથી. ક્ષત્રિય જાતિમાં જન્મ લીધેલો હોવાથી અમે યુદ્ધભૂમિમાંથી કદાપી પાછાં હ-ટીએ તેમ નથી. મરવું અને મારવું એજ અમારો દૃઢ નિશ્ચય છે. શત્રુની સ્હામે મેદાનના જંગમાં ઉતરવાથી અમે જરાપણ ડરીએ તેમ નથી. હું મારા પ્રાણની આહુતિ આપીશ, મારા લોહીનું બળિદાન આપીશ અને મારા આ શરીરને યુદ્ધમાં ખપાવી દઇશ. લડાઇમાં ઉત-રતી વખતે મને મારો જીવ બચાવવાની ઇચ્છા પણ નહિ થાય, પરંતુ મારા ભાઈ **સમરકેતુનું** શું થશે? રાજકુમાર **ચંદ્રગુપ્તની** શી દશા થશે? અરે, મારી પહાડી પ્રજાનું કોણ રક્ષણ કરશે?"

**શકટાર** બોલ્યો કે;–"મન્દા બ્હેન, હું તમારી આગળ પ્રતિજ્ઞા કરીને કહું છું કે, મારાથી જ્યાં સૂધી બની શકશે, ત્યાં સુધી હું **ચંદ્ર-ગુપ્તને મગધરાજના** ચરણોમાં જવા દઇશ નહિ. **ચંદ્રગુપ્ત** મારો શિષ્ય

છે, એટલે મારી આજ્ઞાનો તેનાથી અનાદર કરી શકાશે નહિ. હું ગમે તે ઉપાયે તેના નિશ્ચયને ફેરવી નાંખીશ. તેને હું સમજાવી દઇશ કે; “મગધરાજ પાસે આત્મસમર્પણ કરવાથી પણ તારો છૂટકો થવાનો નથી. એમ કરવાથી મહારાજા સમરકેતુના રાજ્યનું રક્ષણ થઇ શકશે નહિ તેમજ તારૂં જીવન પણ બચી શકશે નહિ. મગધરાજ ધનનંદ તેને માટે મરણનો જે બંદોબસ્ત કરશે તેમાંથી તું જીવતો છૂટી શકીશ નહિ.”

“તેમ કર્યા વિના આપણો ઉદ્ધાર થઇ શકે તેમ નથી. આપ જો આવો બંદોબસ્ત કરી આપશો, તો અમે આપના તે ઉપકારને કદાપિ ભૂલી શકીશું નહિ. મારા મનમાં એક જાતનું ભારી દુઃખ થવા માંડયું હતું, તે દુઃખ આપની આ વાતથી કાંઇક ઓછું થવા પામ્યું છે. હું આપને એક બીજી વાત કહેવા માગું છું, તે સાંભળીને આપ મારી મશ્કરી કરસો નહિ. મને ચોક્કસ ખાત્રી છે કે, મારી ગાંડીઘેલી વાત સાંભળીને આપના જેવા અનુભવી અને બુદ્ધિમાન પુરુષ મારો અનાદર નહિ જ કરો, અથવા મારી તે વાતપર અવિશ્વાસ નહિ જ આણો.”

“કહે, બ્હેન ખુશીશી કહે. હું તારી વાત સાંભળીને તારો અનાદર નહિ જ કરૂં. મને સ્ત્રીઓ સાક્ષાત્ શક્તિ દેવીનો અવતાર છે, એની પૂરેપૂરી ખાત્રી થઇ ચૂકી છે. મારી પત્ની લલિતાએ મને તેની સાબીતી કરાવી આપી છે. જે કાર્ય એક મહાન વીરનરથી પણ થઈ શકતું નથી, તે કાર્યને સ્ત્રીઓ ઘણી જ સ્હેલાઇથી પાર પાડી શકે છે. સ્ત્રીની સત્તા અને શક્તિ અમર્યાદિત છે. સંસારમાં જન્મ ધારણ કરીને સ્ત્રીઓ જ પોતાના જન્મનું સાર્થક્ય કરી શકે છે. જન્મ મરણના ફેરાને ટાળી શકે છે. આખા વિશ્વના પુરુષો સ્ત્રીઓના ઋણી છે. માતા, ભગિની, કન્યા અને પત્ની રૂપે સ્ત્રીઓ આખા સંસારનું કલ્યાણ કરી શકે છે. રણભૂમિમાં અગ્રભાગ ભજવનાર મહાન વીરપુરુષોને પણ સ્ત્રીઓજ સાચા વીર બનાવી શકે છે. સતી સ્ત્રીના શાપમાં આખા બ્રહ્માંડને બાળી મૂકવાની શક્તિ સમાયલી હોય છે. માટે તારે જે કાંઈ કહેવું હોય, તે ખુશીથી કહી સંભળાવ. તારો આ સહોદર સમાન ભાઇ તારી વાત સાંભળવાને તૈયાર છે. હું તારી વાત સાંભળીને તને યોગ્ય સલાહ આપીશ તથા ખરા કર્ત્તવ્યનો માર્ગ બતાવી આપીશ.” શકટારે કહ્યું.

“આ ભયંકર લડાઇમાં તમે બધા તો પોતપોતાના કાર્યમાં

ગુંથાઈ જશો, પરંતુ આ વિષયમાં અમારૂં શું કર્ત્તવ્ય છે તે જણાવી દો. તમે યુદ્ધ ભૂમિમાં લોહી રેડો અને અમે અન્તઃપુરમાં છુપાઈ રહીએ. એ સર્વથા અયોગ્ય ગણાય. અમારાથી બને તેટલી બરદાસ અમારે પણ ઊઠાવવીજ જોઇએ."

"બ્હેન, તમારાથી પણ ઘણાં કામો થઈ શકે તેમ છે. માતા અને ભગિની રૂપે તમે આપણા સૈનિકોને આશીર્વાદ આપી શકો તેમ છો. તમારા શુભ આશીર્વાદથી અમારો વિજય થશે."

"આપનું આ કથન યથાર્થ છે, પરંતુ આ કાર્ય મારા જેવી વીર નારીઓનું નથી, પણ શહેરની બીજી સ્ત્રીઓનું છે. તેઓ ભગવાન પાસે અવશ્ય પ્રાર્થના કરી શકે તેમ છે. પરંતુ હુંતો રાજકુળમાં જન્મી છું, મારા શરીરમાં ક્ષત્રિયત્વનું ઉકળતું લોહી ઉછળી રહ્યું છે. એટલે મારાથી માત્ર પ્રભુની પ્રાર્થના કરીને શાન્ત બેસી રહેવાય તેમ નથી. ત્યારે શું કોઇ પણ પ્રકારના કર્ત્તવ્યનું પાલન કરવાનો મને અધિકારજ નથી. મારાથી લડાઈના મેદાનમાં આવી શકાય તેમ નથી?"

શકટાર, મન્દાકિનીનું એ ખાસ કર્ત્તવ્ય શું હશે, તે સંબંધમાં કાંઇપણ સમજી શક્યો નહિ. તેણે સહજ અજાયબ થઇ મન્દાકિનીના મુખ તરફ જોઇને કહ્યું કે;—' બ્હેન, તમારા કહેવાનો આશય મારાથી બિલકુલ સમજી શકાતો નથી, માટે તમારા હૃદયની જે કાંઈ છુપી વાત હોય તે ખુશીથી કહી સંભળાવો. મારી પાસે શર્મ અથવા સંકોચ રાખવાનું કાંઈ કારણ નથી. મારાથી બનશે ત્યાં સુધી હું તમને સરળ ઉપાયજ બતાવી આપીશ. માટે જે કહેવું હોય તે બેલાશક કહી નાંખો. આવી વાતોમાં વધારે વખત ગાળવો નુકશાનકારક છે."

મન્દાકિનીએ કેટલીકવાર સુધી કાંઇક વિચાર કર્યા દૃઢ સ્વરથી કહ્યું કે;—" શું આપને સૈન્યની બિલકુલ જરૂરજ નથી. સૈન્યની સહાયતા વગરજ આપ મગધરાજ જેવા એક મહા બળવાન રાજાની હાર કરીને આપનો વિજય કરવા ધારો છો ?"

"સૈન્યની તો ઘણી જ જરૂર છે, પરંતુ તમે તે સૈન્યને ક્યાંથી મેળવી શકશો વારૂ ?"

"હું આપને એક હજાર બાણાવળી પહાડી સૈનિકો આજે ને આ ક્ષણે જ આપી શકું તેમ છું." આમ કહીને, શકટારની અજાયબી મટાડવા માટે, મન્દાકિનીએ પોતે શી રીતે એટલું મોટું સૈન્ય એકઠું કર્યું હતું, તે સંબંધી બધી બીના શકટારને કહી સંભળાવી. શકટારે એ

વીર્યવતી ક્ષત્રિય અબળાનું આવું અદ્‌ભૂત સાહસ, શક્તિ, બુદ્ધિની ખીલવણી તથા કર્ત્તવ્યનિષ્ઠા આદિ સર્વે સદ્‌ગુણો જોઇને મનમાં ને મનમાં જ તેની અત્યંત પ્રશંસા કરી અને ત્યાર પછી કહ્યું કે;—"બ્હેન! તમારા જેવી શક્તિવાળી રમણીના હાથથી તૈયાર થયેલું અને કેળવાયલું લશ્કર અમને જો મળી શકશે, તો અવશ્ય અમારો વિજય જ થશે. તમારા ઉપદેશથી રાજદ્રોહીઓનો નાશ કરવા માટે ઉશ્કેરાયલું પહાડી સૈન્ય, મગધરાજ્યને ખેદાન મેદાન કરી નાખશે અને મગધરાજના સૈનિકોને ધૂળ ચાટતા બનાવી દેશે, એમાં સંદેહ રાખવાનું કશું કારણ જ નથી. સ્ત્રીઓની શક્તિમાં મારી દઢ શ્રદ્ધા છે. સ્ત્રીઓ માતા તરીકે વીર પુત્રને જન્મ આપે છે, પત્ની રૂપે પોતાના પતિને એક સાચો વીર પુરુષ બનાવે છે તથા વીર પુરુષમાં જેવા જોઇએ તેવા સદ્‌ગુણો પોતાના પતિના હૃદયમાં લાવી ભરે છે. ભગિની રૂપે સ્નેહરૂપી શીતળ ધારાથી પોતાના ભાઇઓની સેવા કરે છે. શક્તિ રૂપિણી રમણીથી કયું કાર્ય ન થઈ શકે વારૂ? તેઓ તમામ કામો કરી શકે છે. નરકને સ્વર્ગ બનાવવાની, ઉજ્જડ વેરાન જેવા હૃદયને નંદનવન બનાવવાની અને દુઃખને બદલે સુખને લાવી આપવાની સર્વે શક્તિઓ સ્ત્રીઓમાં જ સમાયલી છે. સ્ત્રી એજ જગતનું સાચું ભૂષણ છે. સ્ત્રી વિનાનો સંસાર શૂન્ય છે."

મન્દાકિનીને કોઇએ અત્યાર સૂધી આવી રીતે ઉત્સાહિત કરી નહોતી, તેથી શકટારનાં આવાં ઉત્સાહવાળાં વચનો સાંભળીને તેને અત્યંત આનંદ થયો. તેણે આનંદથી જ કહ્યું કે;—"મહાશય! આપ ખરેખર પૂજ્ય અને માનનીય પુરુષ છો. સ્ત્રી જાતિના પક્ષપાતી છો અને સ્ત્રીઓની સર્વે પ્રકારની શક્તિઓના માહિતગાર છો, એ જોઇને મને બહુ જ આનંદ થાય છે. આપ પ્રસન્ન થઇને અમને આશીર્વાદ આપો કે, જેથી અમે યુદ્ધમાં વિજયી થઇને આ પહાડી રાજ્યના સન્માનની રક્ષા કરી શકીએ તથા ક્ષત્રિય નામનું સાર્થક્ય કરીએ."

"મન્દા, તમારા જેવી ઉચ્ચ હૃદયની રમણીઓ ભારત વર્ષમાં ઠેકઠેકાણે થાઓ. તમે જ જગતને ઉન્નતિના શિખર પર ચઢાવી શકશો, તમારા દ્વારાજ ભારત ભૂમિનું ભૂષણ જળવાઈ રહેશે અને જગતના ઇતિહાસનાં પૃષ્ઠો પર તમારૂં અબળાઓનું નામ સદાને માટે સ્થાયી રહે. ભગવાન મનુનું "**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः**" એ સૂત્ર તમારૂં આવું ગૌરવ જાળવવા માટે સહાયભૂત થશે."

"આપનો આશીર્વાદ ફળીભૂત થાઓ. પણ મહાશય, હવે હું

વિદાય થઇશ." આમ કહીને મન્દાકિની રાજમહાલય તરફ ચાલી ગઈ. શકટાર ત્યાં ઉભો ઉભો જ કાંઈક વિચાર કરીને તેમ જ મન્દાને ઉદ્દેશીને બોલ્યો કે;—"જાઓ બ્હેન! શક્તિસ્વરૂપાનો વિશ્વમાં સદા વિજય થજો અને તમારી વાસના તૃપ્ત થજો."

## પ્રકરણ ૧૧ મું.

### પ્રણયપિપાસા !

લલિતા જે દિવસે ભુવન મોહિનીનો વેશ ધારણ કરીને, તડિતાને મળવા માટે કુસુમપૂર ગઈ હતી, તે દિવસે દૈવયોગે તેને તેની મુલાકાત થઇ શકી નહોતી. દરવાનો અને પહેરેગીરોના મુખથી તેણે સાંભળ્યું હતું કે, તડિતા પોતાની બે વિશ્વાસુ દાસીઓ સાથે, એક પાલખી ભાડે કરીને કુસુમપૂરથી બેએક ગાઉ દૂર આવેલા એક તીર્થસ્થાનમાં દેવદર્શન માટે ગઈ છે, તેથી હાલ તરત આવી શકે તેમ નથી.

આથી લલિતા, તડિતાની મુલાકાત કરવામાં નિષ્ફળ નીવડી અને તેની આશા ઉડી ગઇ. શકટારે પણ સમાચાર સાંભળ્યા હતા કે, તડિતા આજકાલ બ્રહ્મચારિણીના વેશમાં પોતાનું જીવન ગાળી રહી છે, સર્વ પ્રકારનાં સુખ અને વિલાસનો તેણે ત્યાગ કર્યો છે. તેનો આહાર વ્યવહાર તથા રહેણીકરણી આદિ સર્વ બ્રહ્મચારિણીના જેવું બની ગયું છે. સાત્વિકવૃત્તિ અને સાદા ખોરાકથી જ તે પોતાનું જીવન નિભાવી રહી છે. પોતાના પિતાની સંપત્તિમાંથી તેણે એક મ્હોટું દેવાલય તથા ધર્મશાળા બનાવીને તેને ચલાવવાનો સારો બંદોબસ્ત કરી આપ્યો છે. કોઈની સાથે તે વધારે વાતચીત કરતી નથી અને કોઇ પણ જાતના ખાસ કારણ વગર તે કોઈની મુલાકાત પણ કરતી નથી. ફક્ત એકાંતમાં રહીને પ્રભુનું ભજન કરવાનું જ તે વધારે પસંદ કરે છે. પ્રભુ સિવાય તેના મુખમાંથી બીજા કોઇનું નામ પણ નીકળતું નથી.

પરંતુ આ વાર્ત્તા ઘણા દિવસ પહેલાની છે. જોતજોતામાં આજે તેને વીત્યાંને દશ વર્ષ પણ થઈ ગયાં છે. એ દશ વર્ષ દરમ્યાન અનેક ઋતુઓનો વિકાસ થઇ ગયો છે, કેટલાંક પક્ષ અને કેટલાક માસ વીતી ગયા છે. આટલા બધા દિવસો વીત્યા પછી તડિતાની સાથે મુલાકાત કરવા જવાથી તે પોતાના મનમાં શો અભિપ્રાય બાંધશે? શી કલ્પના કરશે? "

**શકટાર** અનેક જાતની શુદ્ધ ચિન્તાઓ કર્યા પછી ગમજી શકયો કે, **તડિતા**ની તેને ખાસ જરૂર પડે તેમ છે. **તડિતા** વિના તેનું અમુક કાર્ય થઇ શકે તેમ નથી. તેને **તડિતા**ની શી જરૂર હતી, તે સંબંધમાં આ પહેલાં **લલિતા**ની પાસે તે એકાદ બે વાતો બોલી પણ ગયો હતો. **લલિતા**એ તે વિષયમાં હા અથવા ના નું કાંઇ પણ ઉત્તર જ આપ્યું નહોતું. પરંતુ બંધન વગરનો **શકટાર** જ્યાં સુધી પોતાની ધારણા પાર ન પડે, ત્યાં સુધી કોઇ પણ પ્રકારે શાંત થાય તેવો નહોતો. મનમાં આવ્યું તે કાર્ય તત્કાળ થવું જ જોઇએ, એવા મતને તે માનનારો હતો. ગમે તેવા મુશ્કિલ અને અસંભવિત કાર્યને પણ તરત જ કરી નાંખવું જોઇએ એમ તે માનતો હતો. તેણે એક જબરી આફતવાળા કામને પોતાના શિર પર ઊઠાવ્યું હતું અને તે કામ **તડિતા**ની મદદ સિવાય બની શકે તેમ નહોતું. જો **તડિતા** અમુક જાતની મદદ કરે તો જ તે કામ પૂરૂં થાય તેમ હતું, તેથી તે **તડિતા**ને મેળવવાનાં ફાંફાં મારી રહ્યો હતો. જો કે **તડિતા** તેને મરેલો ધારતી હતી, **તડિતા**ના વિષયમાં તેણે સઘળી ચિંતા કરવાનું છોડી દીધું હતું, તોપણ તે **તડિતા**ને બિલ્કુલ ભૂલી શકયો નહિ. પોતે ઊઠાવેલા કામને પૂરૂં કરવામાં **તડિતા**ની ખાસ જરૂર પડશે, એવો વિચાર આવવાથી તે તેને મેળવવા માટે અત્યંત આકુળ બની ગયો. તેનું જીવન અનેક અગ્નિમય પરીક્ષાઓમાંથી પસાર થઈ આવવા છતાં અને પોતાને એક વીરમંડળનો સારો આશ્રય મળવા છતાં, **તડિતા**ની સ્મૃતિ વિસરી શકયો નહિ. દશ વર્ષના લાંબા કાળ પછી તેના મનમાં **તડિતા**એ પુનઃ એક પ્રકારનો ઉન્માદ મચાવી મૂક્યો. **તડિતા**ના રૂપની મોહિની શક્તિએ તેના મનમાં દૃઢ નિશ્ચય કરાવી દીધો કે, તે રૂપ કોઇક દિવસ ભારી પ્રલય ઉપજાવી શકે તેમ છે. તે રૂપના પ્રભાવે ગમે તેવા દૃઢ મનના મુનિઓનું અને નૈષ્ઠિક બ્રહ્મચારિઓનું બ્રહ્મચર્ય ખંડિત થઈ જાય તેમ છે.

**શકટાર** પ્રથમ કોઇ પણ પ્રકારનો સ્વાર્થ રાખ્યા વિના પરોપકાર કરતો હતો, પરંતુ લાંબી મુદ્દત સુધી શત્રુની નિષ્ઠુરતા તથા પીડા સહન કરવાથી, અત્યારે તેનો સ્વભાવ તદ્દન બદલાઇ ગયો હતો. તેની કોમળ અને દયાળુ પ્રકૃતિ અત્યારે હિંસાતુર વાઘના જેવી ભયંકર પ્રવૃત્તિપરાયણ બની ગઈ હતી. તેના હૃદયમાં પ્રથમ જે પ્રકારની માયા, મમતા અને ઉદારતા વસતી હતી, તેને ઠેકાણે અત્યારે ક્રૂરતા, ભયાનકતા અને કપટતા ઉભરાઈ આવી હતી. અત્યારે તે એક સાધુ પ્રકૃતિનો પુરુષ રહ્યો

નહોતો, પરંતુ શયતાનના કેટલાક ગુણો પણ તેનામાં આવી વસ્યા હતા. જેણે તેના પર જુલ્મ ગુજાર્યો હતો, તેને એક રાજમહેલમાંથી ઝૂપડીમાં વસાવ્યો હતો તથા જેઓ તેની પડતીનાં કારણરૂપ થયા હતા, તેઓ સર્વને તેણે ગમે તે ઉપાયે નાશ કરવાની અને તેમના તરફથી ભયંકર બદલો લેવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી હતી. પોતાના શરીરના ટુકડેટુકડા થઇ જાય, પરંતુ દુશ્મનના વૈરનો બદલો વાળી આપવો, એ જ તેના જીવનનું ધ્યેય થઈ પડ્યું હતું. પોતાનો ઉદ્દેશ પાર પાડવા જતાં અને વૈરનો બદલો વાળવાના કાર્યમાં જોડાતાં, ન્યાય–અન્યાય, ધર્મ–અધર્મ અને કરવા ન કરવાનાં કામો પણ કરવાં પડે, તો તેમ કરવાને પણ તે તૈયાર થઈ ગયો હતો. વિના વાંકે પોતાને કારાગૃહમાં નાખનાર, પોતાની સ્ત્રીની હત્યા કરનાર અને પોતાનાં નિર્દોષ બાળકોનાં ખૂન કરાવીને લોહી પીનાર રાક્ષસમંત્રીના નાશ માટે તે તલપાપડ થઇ રહ્યો હતો. તેણે પ્રતિજ્ઞા કરી હતી કે;—

" રણભુમિમાં વિદ્યુત્સમી તલવાર મારી ચાલશે;
આ કોપની જ્વાળા રીપુના વપુને અહી બાળશે;
ગર્વિષ્ટના શીરને પ્રભુ પાતાળ માંહી ઘાલશે;
એ રક્તવાહક રક્તધારા સ્નાન માંહી મ્હાલશે;
જે વાર ચઢશે શીશ એનું લોહના ભાલા પરે;
મમ માનવી અવતારનું સાર્થક્ય છે તે અવસરે.*

આ પ્રતિજ્ઞાને પાર પાડવા માટે જ **શકટાર** તડિતાની મુલાકાત કરવાને અત્યંત અધીરો થઈ ગયો હતો.

આવી જબરી વ્યાકુળતાની શક્તિને સહન ન કરી શકવાથી, તે એક દિવસ બરાબર સમય સાધીને, છુપી રીતે મલયપૂરથી તેને મળવા માટે કુસુમપૂર તરફ ચાલ્યો ગયો. કુસુમપૂર જતી વેળાયે તેણે પોતાની પત્ની લલિતાને કહી દીધું કે, 'રાજ્યનાં કેટલાંક અગત્યનાં કામો માટે તેને ઘણે જ દૂર આવેલા એક ગામ તરફ જવું પડે છે, એટલે ત્યાંથી પાછા આવતાં લગભગ ચારેક દિવસ વીતી જશે. માટે પોતાના આવતાં સુધી તેણે કશી ચિન્તા કરવી નહિ.'

મલયપૂરથી રવાના થયા પછી **શકટાર** વેળાસર કુસુમપૂર પહોંચી ગયો. આ સમયે તેણે સફેદ પોશાક પહેરી લીધો હતો. પોતાને છુપાવવાની અથવા પોતાનો પરિચય ન જણાવવાની તેણે કાંઈ ચેષ્ટા જ

* રા. ઠક્કુર નારાયણ.

કરી નહોતી. તેનું પ્રૌઢાવસ્થાના ચિન્હોથી મંડિત થયેલું શરીર, જાણે એક પ્રકારના સુંદર રૂપથી ખીલી ઉઠયું હોયની તેમ જણાતું હતું.

સાંઝ પડ્યા પછી શકટાર કુસુમપૂરમાં દાખલ થયો. સહુથી પ્રથમ બીજે કયાંય પણ ન જતાં, તેણે તડિતાના બનાવેલા એક દેવમંદિરમાં પ્રવેશ કર્યો. ત્યાં આગળ જઇને તપાસ કરવાથી તેને જણાયું કે, તડિતા તે સમયે દેવતાની પૂજા કરવામાં રોકાઇ હતી. આથી તેણે અનુમાન કર્યું કે, લગભગ અર્ધાક કલાક સુધી તેની મુલાકાત થઈ શકશે નહિ. આમ વિચાર કરીને તે ત્યાંથી થોડેક દૂર આવેલા એક પત્થરના ચબૂતરાપર જઈ બેઠો અને પછીથી કાંઇક વિચાર કરવા લાગ્યો.

આ સમયે આકાશમાં ચંદ્રમા ઉગી નીકળ્યો હતો. તે ચંદ્રમાનાં સફેદ કિરણોથી તડિતાનું સ્થાપેલું આખું દેવાલય ચળકી ઊઠયું હતું. મન્દિરનું આંગણું પણ રૂપેરી રંગનાં કિરણોથી ઉજળું બની ગયું હતું. મન્દિરની આજૂબાજૂમાં આવેલાં વૃક્ષોપર પણ ચંદ્રના કિરણોની રૂપેરી ધારા વર્ષી રહી હતી. અત્યારે તે દેવમન્દિરમાં કોઇપણ મનુષ્યનો કોલાહલ ન થતો હોવાથી, તેમ જ એક પ્રકારની ગંભીરતા છવાયલી હોવાથી જાણે એક નવીન સુંદરતાની શોભા ખીલી ઊઠી હોયની, એમ જણાઇ આવતું હતું.

શકટારે જોયું કે, દેવમન્દિરની રક્ષા કરનારા અનુચરો નવા જ નીમાયલા છે, પુરાણા અનુચરોમાંનો એક પણ અનુચર જણાતો નથી. આથી તે નવા નોકરો તેને એકદમ ઓળખી શકે તેમ નહોતા અને શકટાર પણ પોતાનો પરિચય આપવાનું પસંદ કરતો નહોતો. એટલે તે બધી બાબતોથી નિશ્ચિંત બની ગયો અને તેના મનનો ભય અમુક અંશે દૂર થયો.

તે ચબૂતરાપર બેસીને શકટારે તડિતાની બહુ જ વાટ જોઈ, પરંતુ તે દરમ્યાન તે દેવસેવા સમાપ્ત કરીને ત્યાં આવી શકી નહિ. આથી તે બિચારો લાચાર થઇને ત્યાંથી ઉભો થયો તથા દેવમંદિરની છેક નજીકમાં આવેલા એક બગીચા તરફ રવાના થયો. જેવો તે બગીચામાં દાખલ થવા જતો હતો, તેવામાં ત્યાં આગળ તડિતા પણ આવી પહોંચી, પરંતુ તેનાથી એકદમ તડિતાની સન્મુખ જવાનું સાહસ થઈ શક્યું નહિ. તેના મનમાં એવી શંકા થવા લાગી કે, " તડિતા મને ઓળખી શકશે નહિ, તો પછી હું શું જવાબ આપીશ અને જો ઓળખી શકશે તથા ભૂતકાળની બધી વાતો કહી સંભળાવશે, તો પછી મારાથી તેને મારૂં મુખ શી રીતે બતાવી શકાશે ? "

તડિતા તે મન્દિરમાંથી બહાર નીકળીને પેલા બગીચા પાસેની એક દીવાલના નાના બારણામાંથી અંદરના ભાગમાં આવેલા એક મહાલય જેવા મકાનમાં ચાલી ગઇ. તેને એકદમ અંદરના ભાગમાં ચાલી ગયેલી જોઇને શકટાર તદ્દન નિરાશ થઈ ગયો, તેના બધા મનસુબાઓપર પાણી ફરી વળ્યું. છેવટે લાચારીથી તે ત્યાંજ ઉભો રહ્યો અને પછી વિચારવા લાગ્યો;—"અરે ઓ મૂર્ખ મન, તું આજે આવું કાયર કેમ બની જાય છે, ભીરુતાને શા માટે ધારણ કરી લે છે? જો એક આવા સાધારણ કાર્યમાંજ તું નિર્બળ બની જઇશ તો પછી ભવિષ્યમાં મારા પ્રબળ શત્રુઓને વિદારવામાં તું મને શી મદદ કરી શકીશ? ઊઠ અને જાગ્રત થા. તડિતા જેવી એક સાધારણ સ્ત્રીની મુલાકાત લેવામાં તું આવી કાયરતા ન દર્શાવ. બસ—આજે મારે ગમે તે ઉપાયે તડિતાની મુલાકાત તો લેવીજ જોઇશે. હું તેને મળ્યા વિના આજે પાછો ફરવાનો નથી." આ પ્રમાણે વિચાર કરીને તે તડિતાને મળવાના દૃઢ નિશ્ચયપર આવી ગયો. ઝાઝીવારના વિચારે તેના મનમાં એક પ્રકારનો ઉત્સાહ પ્રેરી દીધો, ત્યાર પછી કેટલીક વાર સુધી કાંઇક વિચાર કરીને, તેણે તે દીવાલના ઉઘાડા દ્વારમાંથી અંદરના મકાનમાં પ્રવેશ કર્યો. મકાનમાં દાખલ થયા પછી તે દ્વારને બંધ કરીને શકટાર ત્યાં આગળજ ઉભો રહ્યો અને તડિતાની સાથે શી શી વાતો કરવી, એ સંબંધી સઘળા વિચારો કરીને તે એક સાંકડી ગલીમાંથી આગળ ચાલવા લાગ્યો. જે રસ્તેથી તે ચાલ્યો જતો હતો તે રસ્તો તેનાથી જાણીતો હતો. અને આજકાલ કયા ઓરડામાં રહે છે, તે પણ તે સારી રીતે જાણતો હતો. તડિતા ઉપલા માળના એક સુંદર ઓરડામાં રહેતી હતી. આથી શકટાર તરતજ એક સીડી દ્વારા તે ઓરડા પાસે જઈ પહોંચ્યો. તેના સૌભાગ્યના યોગે તે વખતે તેને કોઇ પણ દાસ અથવા દાસી જોઇ શક્યાં નહિ.

આ વખતે તડિતાનો ઓરડો પહેલાંના જેવો સુસજ્જિત અને શોભાયમાન નહોતો. તે ઓરડામાં પ્રથમના જેવો સુંદર અને શોભીતો સામાન નહોતો, સોનાનો પલંગ પણ નહોતો. અત્યારે તો માત્ર સાદો અને ખાસ જરૂર પડતો સામાનજ ત્યાં આગળ રાખવામાં આવ્યો હતો અને સોનાના પલંગને બદલે સાધારણ ઘાસની એક પથારીજ પડેલી હતી. આ જોઇને શકટાર અત્યંત અજાયબ બની ગયો તે પોતાના મનમાં ને મનમાંજ વિચારવા લાગ્યો કે;—"હેં આ શું? તડિતાના રાજાના અંતઃપુરને પણ શર્માવે, તેવા સુંદર ઓરડાનું આવું વિચિત્ર

પરિવર્તન કેમ થઈ ગયું ? વૈભવ અને વિલાસ ભોગવવાનાં સર્વ સાધનો અહીંથી ક્યાં ચાલ્યાં ગયાં ? આજે મારી આંખો સમક્ષ અંધકારનો પડદો છવાઇ ગયો છે કે, આ સર્વે હું સહજ જોઇ રહ્યોછું. એક વિલાસપ્રિય રમણીના જીવનમાં આટલું બધું પરિવર્તન શા કારણથી થઈ ગયું ? તેની લાલસાઓ ક્યાં ચાલી ગઇ ? જે રમણી એક દિવસ વૈભવનેજ પોતાના જીવનનો સાર માનીને અનેક વૈભવની વસ્તુઓ એકઠી કરતી હતી તે રમણી આજે આવી સંન્યાસિની કેમ બની ગઇ ? તેના હૃદયમાં સંસારનાં સુખોની આટલી બધી અતૃપ્તિ શા કારણ આવી ગઈ ? "

શકટારે કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી જોયું કે, તડિતા જમીન પર બેસી, હાથ જોડી તથા આકાશ તરફ નજર કરી ભગવાનની પ્રાર્થના કરી રતી હતી. આ જોઇને શકટાર દ્વાર આગળ આવી ઉભો રહ્યો અને પછી એક ચિત્તે તે પ્રાર્થના સાંભળવા લાગ્યો. આ સમયે તડિતા ઇશ્વરને ઉદ્દેશીને કહી રતી કે,—" હે ભગવાન, મનની ઇચ્છા તથા વાસનાને દબાવતાં તો હું શીખી શકી છું, તેમ છતાં એક પ્રકારની ભારી ચિન્તાને ભૂલી શકી નથી. તે ચિન્તાએ મારા હૃદયમાં પોતાનો પૂરતો અધિકાર જમાવી લીધો છે. આપનું સ્મરણ કરવામાં પણ મને અનેકવાર એ ચિન્તા લીધા રૂપ થઇ પડે છે. હજી સુધી તે રાક્ષસી ચિન્તા મારી પૂંઠ શા કારણથી નથી છોડતી, તે મારાથી સમજી શકાતું નથી. જેનું મૃત્યુ થયું છે, જે આ દુનિયામાં હાજર નથી, જેને મેળવવાનો સંભવ પણ નથી, તેની બધી સ્મૃતિઓને મારા મનમાંથી ન્હસાડી દો નારાયણ ! મારા તમામ વૈભવ અને સાંસારિક સુખનો ત્યાગ કરીને હું બ્રહ્મચારિણી થઈ છું, છતાં પણ મારા હૃદયમાંથી એક જાતની આસક્તિ કેમ ટળતી નથી ? મારૂં ચિત્ત મારા કાબૂમાં શા કારણથી રહી શકતું નથી ? મારા હૃદયમાં નિરંતર તેનું સ્મરણ શાથી થઈ આવે છે ? "

" પરમાત્મા ! તમારા આ ન્યાયી વિશ્વમાં તમે પ્રેમની સ્થાપના શા માટે કરી છે ? શું એ પ્રેમ એજ તમારૂં સ્વરૂપ છે ? જો તેમજ હોય તો પછી તે પ્રેમથી એક વ્યક્તિ સુખી અને બીજી વ્યક્તિ દુઃખી શા માટે થાય છે ? તે પ્રેમથી મનુષ્યનાં મન આટલાં બધાં વિહ્વળ કેમ બની જાય છે ? અબળાઓના હૃદયમાં તમે પ્રેમનો અંશ કાંઇક વધારે પ્રમાણમાં મૂક્યો હોય તેમ જણાય છે, નહિ તો મારૂં મન આમ

વ્યગ્ર શાથી થાય અને તેનું હૃદય મારા પ્રત્યે અત્યંત કઠોર કેમ બની જાય ? પ્રભુ ! તમારા આ રહસ્યમય ભેદને જાણવાનું સામર્થ્ય મારામાં છેજ નહિ. હું એક અજ્ઞાન અને બુદ્ધિહીન અબળા છું; માટે તમારા તે ભેદનું રહસ્ય મને જણાવી આપો. આજે મારૂં હૃદય પુનઃ સ્મૃતિના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યું છે. તેની સ્મૃતિએ મને છેક મૂઢ બનાવી દીધી છે. મારૂં જ્ઞાન આજે પુનઃ લોપિત થઈ ગયું છે."

તડિતાના આ સ્પષ્ટ શબ્દો શકટારના કાન સાથે અથડાવાથી, તે તરતજ સ્તંભિત બની ગયો અને ઊંડા વિચારમાં પડી ગયો. તેણે વિચાર્યું કે—"તડિતા કોને ઉદ્દેશીને આવા શબ્દો ઉચ્ચારી રહી હશે? ત્યારે શું તે હજી પણ મને નહિ વિસરી શકી હોય ? ખરેખર અબળાનો પ્રેમ અપૂર્વજ હોય છે, તે જેને પોતાનું હૃદય આપી દે છે, તેનું તેનાથી કદાપિ વિસ્મરણ થઇ શકતું નથી. પ્રેમ એ એવીજ વસ્તુ છે કે, જેમ જેમ પોતાની પ્રેમિક વ્યક્તિનું વિસ્મરણ કરવાના પ્રયત્નો કરવામાં આવે, તેમ તેમ ઉલટું તેનું સ્મરણ વધવાજ માંડે છે. પ્રેમની વિસ્મૃતિ થઇ શકતી નથી. હજારો માશુક અને આશકોએ એ પ્રેમને માટેજ પોતાના જીવ ગુમાવ્યા છે. હજારો પુરુષોએ પ્રેમને માટે ઓલિયા બની ગયા છે. અને હજારો સ્ત્રીઓ પ્રેમને માટે પોતાના પ્રાણનું બળિદાન આપી ગઇ છે, ત્યારે પછી તડિતાનો બિચારીનો શો અપરાધ ? શો ગુન્હો ? હજી સુધી તેના હૃદયમાં પ્રેમનો પ્રદીપ પ્રકટી રહ્યો છે."

ત્યાર પછી શકટારે ચોરની પેઠે ઘણીજ છુપી રીતે તે ઓરડામાં પ્રવેશ કર્યો. આ વખતે તડિતા પોતાની ચિન્તામાં ગુંથાઇ ગઇ હતી, એટલે તે શકટારના આવવાની હકીકતને બિલ્કુલ જાણી શકી નહિ.

કેટલીકવાર પછી તેણે અચાનક ઊઠીને જોયું, તો પોતાની પાછળ એક અજાણ્યા પુરુષને ઉભેલો જોયો. આથી તે બ્હીકની મારી બૂમ પાડી ઊઠવાની તૈયારી કરવા લાગી, એ જોઇને શકટારે તરતજ ઘણાજ મૃદુ સ્વરથી કહ્યું કે;—"તને પરમાત્માના સોગન છે, માટે બૂમ પાડતી નહિ, હું તારો જાણીતો અને ભલું ઇચ્છનારો તારા પિતાનો મિત્ર શકટારજ છું. કેટલાંક જરૂરી કામોને માટે હું અત્યારે તારી પાસે આવ્યો છું, તારે ગભરાવાનું અથવા પાડવાનું કાંઇ કારણ નથી."

તડિતાએ, એક તીવ્ર દૃષ્ટિપાત કર્યા પછી કેટલીકવાર સુધી શકટારના મુખ તરફ જોઇને કહ્યું;—"તમે તમારી હયાતીમાં તો મને દર્શન આપ્યાં નથી, ત્યારે શું અત્યાર મરણ પછી મને મળવા માટે

અહી આવ્યા છો ? તમારૂં મરણ તો ઘણા સમય થયાં થઈ ગયું છે, તો પછી તમે અહીં શી રીતે અને શા માટે આવ્યા ? તમારે મને શી શી વાતો કહેવાની છે ? તમને મરણ પછી અહીં આવેલા જોઇને મને અત્યંત ભય થાય છે, મારા મનમાં એક પ્રકારની શંકાનો સંચાર થાય છે."

આ સાંભળીને શકટારે ઉત્તર આપ્યું કે;-" તડિતા, હું મર્યો નથી, મારૂં મરણ થયું નથી. તને એકવાર મળવાની તીવ્ર ઇચ્છા થવાથી અત્યાર સુધી હું પરલોકનો મેહમાન થઈ શક્યો નથી. તારા મુખનાં દર્શનની પ્રબળ આકાંક્ષા હોવાથી મારા પ્રાણ આ પૃથ્વીનો ત્યાગ કરી શક્યા નથી. પરંતુ સાવધાન ! હું રાજ્યના બન્દીખાનામાંથી ન્હાસી આવેલો એક ગુન્હેગાર આસામી છું, માટે સંભાળીને બોલજે ! જો તું મારા આવવાની જરા પણ ખબર ફેલાવીશ, તો મારે તરતજ ફાંસીને લાકડે લટકવું પડશે અથવા તો જગતમાં જે ભારેમાં ભારે સજા ગણાતી હશે તેના ભોકતા થવું પડશે. અત્યારે મારા જીવનનું સૂત્ર તારા હાથમાંજ છે, માટે મને કોઈ પણ જાતની ઇજા ન આવે તેવો બંદોબસ્ત કરી રાખજે અને તારા નોકર ચાકરોને પણ મારા આવવાના ખબર થવા દઇશ. કારણ કે, જીવન એ એવી અમૂલ્ય વસ્તુ છે કે, તે પુનઃ કોઈ-પણ રીતે પ્રાપ્ત થઇ શકતી નથી. હું અત્યારે જીવતાં છતાં મુએલોજ છું. મારૂં હૃદય અત્યારે નીરુતાથી ભરપૂર બની ગયું છે. જો તું અત્યારે મારી રક્ષા નહિ કરે તો, હું જીવથી ઠાર માર્યો જઇશ. "

તડિતાએ ફરીવાર શકટારના મુખ તરફ જોયું. જે મૂર્ત્તિ તેની ધ્યાન ધારણાની વસ્તુ થઈ પડી હતી, જે આનંદમયી મૂર્ત્તિની ચિન્તાના સુખ સ્વપ્નમાં લુબ્ધ થઇને તેણે અત્યાર સુધી પોતાનું જીવન ટકાવી રાખ્યું હતું, તે મૂર્ત્તિને તે તરતજ ઓળખી ગઈ. તેના મનમાં એક પ્રકારના આનંદના તરંગો ઉછળવા લાગ્યા, તેના મનમાં જામેલી ચિન્તાઓ હૃદયની કોઈ ઊંડી ગુફામાં છુપાઈ ગઇ ! તેને પૂરી ખાત્રી થઇ કે, આ શકટાર સિવાય બીજું કોઈ નથી, ત્યારે તેણે કોઇ પણ પ્રકારની બ્હીક રાખ્યા વિના બેધડક રીતે કહ્યું કે;—" શકટાર, તમારે તે વિષયમાં કશી પણ ચિન્તા રાખવી નહિ. હું તમારા આવવાના સમાચાર બહાર જવા દઇશ નહિ, કારણ કે, તમારો બધો વૃતાંત આ પહેલાં જ મારા જાણવામાં આવી ગયો છે. હું તમને છુપાવી રાખવાનો જ પ્રયત્ન કરીશ. તમે મારા પર જરા પણ અવિશ્વાસ અથવા અશ્રદ્ધા રાખશો નહિ."

આમ કહીને તડિતા બોલતી બંધ થઇ ગઈ, તેની આંખોમાંથી

દડદડ આંસુ વ્હેવા લાગ્યાં. તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ. કોઈ ગુપ્ત શક્તિએ આવીને તેના મુખપર તાળું વાસી દીધું.

આ જોઇને શકટારે કહ્યું કે;–" તડિતા, તું આ બધું મનમાં બોલતી હોય, તેમ જણાય છે. હું જે કહું છું તે અક્ષરે અક્ષર ખરૂં જ કહું છું. મારાં વચનોમાં તું જરા પણ અણવિશ્વાસ લાવીશ નહિ. કદાચ તેં એમ પણ સાંભળ્યું હશે કે, મારૂં મરણ થયું છે, મારો નાશ થયો છે. પણ તડિતા, ખરી રીતે એ વાત તદ્દન જૂઠી જ છે. ઇશ્વરે મારી રક્ષા કરી છે અને મને મરણના મુખમાંથી બચાવ્યો છે. પણ હવે એ બધી બાબતોનું લંબાણ કરવાનું મને ઠીક લાગતું નથી, હું તો અત્યારે તને એકાંતમાં બે ચાર વાતો કહેવા માટે જ અહીં આવ્યો છું. મારા આ અનેક આફતોવાળા ભેદી જીવનની વાતો તને એકાંતમાં કહી સંભળાવીશ. તે પરથી તું જાણી શકીશ કે, મારા જેવો દુઃખી અને દુર્ભાગી જીવ આ ભગવાનના રાજ્યમાં બીજો કોઈ જવલ્લે જ હશે. અત્યારે મારી નિદ્રા ઉડી ગઈ છે, મારૂં સુખ નષ્ટ થયું છે અને મારો જઠરાગ્નિ પણ મંદ પડી ગયો છે. મારા મગજમાં વધારે વિચાર કરવાની શક્તિ રહી નથી. જે મગજ રાજ્યનાં મોટાં મોટાં કામોમાં નિરંતર ગુંથાઈ રહીને બહુજ કેળવાઈ ગયું હતું, તે મગજ અત્યારે તદ્દન ડલ બની ગયું છે. મારા હૃદયની સઘળી આશાઓ હવામાં ઉડી ગઈ છે. મારો અત્યારે કોઇ પણ આધાર રહ્યો નથી. મને સલાહ આપે અથવા મારા દુઃખમાં ભાગ લે તેવો કોઈ મિત્ર પણ રહ્યો નથી. અત્યારે જો તારા પિતા જીવતા હોત, તો મને બીજા કોઇની પણ જરૂર પડત નહી. પરંતુ અફસોસ, કે પરમાત્માએ મારા તે મિત્ર–રત્નને ઘણા સમય થયાં આ પૃથ્વી પરથી છીનવી લીધું છે. હાય ! અત્યારે નિરાશ થઇને બેસી રહ્યા વિના મારો ઉદ્ધાર નથી. મદદગાર મિત્ર વિનાનું જીવન છેક નકામું અને નિરર્થક જ છે."

તડિતા ઘણા દિવસ વીત્યા પછી શકટારને ઓળખી શકી ખરી પરંતુ તેણે બારીકીથી તપાસીને જોયું તો, તેને તેના પ્રથમના લાવણ્યમય શરીરમાં અને અત્યારના ફીકા પાતળા શરીરમાં ઘણો જ તફાવત પડેલો જણાયો. શકટારનું જે અનુપમ રૂપ જોઇને તે એક દિવસ મુગ્ધ બની ગઈ હતી, તે કાન્તિનાં કશાં ચિન્હો અત્યારે જણાતાં નહોતાં. જે હસતું મ્હોં જોઇને તે એક દિવસ મોહિત થઈ ગઈ હતી, તે હાસ્યનાં કિંવા પ્રસન્નતાનાં કશાં લક્ષણો અત્યારે તેના મુખપર જણાતાં

નહોતાં, જે કાળા ફણિધરને લજાવે તેવા સુંદર વાળ જોઇને, તેના મનમાં એક દિવસ આસક્તિ ઉપજી આવી હતી, તે વાળો પણ અત્યારે તદ્દન સફેદ બની ગયા હતા. અત્યારે શકટારના મુખપર પ્રસન્નતાને બદલે ભયંકર ગંભીરતા છવાઇ ગઈ હતી, તેનું હૃષ્ટપુષ્ટ શરીર અત્યારે તદ્દન દુબળું થઈ ગયું હતું. ચળકતી ચપળા સમાં નેત્રોનું તેજ તદ્દન ફીકું પડી ગયું હતું. તેના ભવ્ય અને વિશાળ લલાટમાં અનેક કરચલીયો પડી ગઈ હતી. તેના નિરંતર ગુંથેલા રહેતા વાળો અત્યારે છૂટા છવાયા આમ તેમ વિખરાઇ રહ્યા હતા. શકટાર આવી દશા થવાનું કારણ માત્ર એક પ્રકારની ચિન્તાએ તેના કાળજાને ફોલીને ખાવા માંડયું હતું; તેજ હતું.

ત્યાર પછી થોડી વારે તડિતાએ કાંઇક વિચાર કરીને કહ્યું કે;– " વારૂ, ત્યારે હું તમારી વાત સાંભળવાને તૈયાર છું, માટે જે કાંઈ કહેવું હોય તે, બેલાશક કહી સંભળાવો. પરંતુ તમે અત્યારે અહીં શીરીતે આવ્યા ? હું હમણાંજ આ ઓરડામાં આવી છું. એ વાત તમે કેવી રીતે જાણી શકયા ? "

શકટારે એક પ્રકારનું મલિન હાસ્ય કરીને કહ્યું કે;–" હું અહીં શી રીતે આવ્યો, એ વાતને શું તું બિલ્કુલ જાણતીજ નથી ? એ બધી વાતો છેક નમાલી છે. તેં જ્યારે દેવમંદિરમાંથી બહાર નીકળીને આ મકાનમાં પ્રવેશ કર્યો, તે જ સમયે હું તારી પાછળ પાછળ ચાલ્યો આવ્યો છું. કદાચ કોઇ પણ મનુષ્ય મારી તપાસ કરવા અથવા તને મળવા માટે અહીં આવી લાગશે, એવી બ્હીકથી હું આ મકાનનું બારણું પણ બંધ કરતો આવ્યો છું. હવે ચિંતા જેવું રહ્યું નથી. "

તડિતાએ કહ્યું કે:—" તમે જે કાંઈ કર્યું છે, તે એક બુદ્ધિમાન પુરુષને ઘટતું જ કર્યું છે, મને એમાં કાંઇ હરકત જેવું નથી. હવે તમે જે જે કાર્યો કરી શક્યા નથી, તે બધાં કાર્યો મારે જ કરવાં જોઇશે. મને લાગે છે કે, આટલા બધા દિવસો વીત્યા પછી આ પ્રમાણે એક પુરુષના સહવાસમાં રહેવું એ મારે માટે હિતાવહ કિંવા નિરાપદ નથી. હવે મારો અને તમારો માયાવી સંબંધ દૂર થયો છે. મારી આસક્તિ તમારા પરથી ઊઠી ગઇ છે અને હું કેવળ પરિબ્રહ્મ પરમાત્માના ધ્યાનમાં જ જોડાઈ ગઇ છું. હવે મને જણાઈ આવ્યું છે કે, આ સ્વાર્થમય દુનિયા કેવળ માયાની જ દાસી છે. માયા અને મોહે જ આ દુનિયાના સર્વ જીવોનું અનિષ્ટ કર્યું છે. હમણાં તમે થોડીવાર અહીં બેસો.

અહીં કોઈ ન આવી શકે એવા બંદોબસ્ત કરીને હું પણ હમણાં જ તમારી પાસે આવી પહોંચ્યું છું. તમારા જીવનની રક્ષાને માટે જ મારે આમ કરવું પડે છે. તે સિવાય મારો બીજો કોઇ ઉદ્દેશ છે જ નહિ. ”

આમ કહીને તડિતા તરત જ ત્યાંથી ચાલી ગઇ. શકટાર ચુપચાપ ઉભો રહીને મનમાં ને મનમાં જ તડિતાના વર્ત્તનમાં આટલું બધું પરિવર્ત્તન શા કારણથી થયું, તેના મનની આસક્તિ કેવીરીતે મંદ પડી આદિ સર્વ બાબતોના વિચારો કરવા લાગ્યો. તેણે વિચાર્યું કે:-“ હે પરમાત્મા, તારા આ માયાવી વિશ્વમાં તેં આવી વિચિત્ર લીલા શા માટે વિસ્તારી છે, તે અમારા જેવા બુદ્ધિહીન પામર મનુષ્યોથી જાણી શકાતું નથી. પરંતુ મનુષ્યના મનમાં તું જે જે પરિવર્ત્તનો કર્યા કરે છે, કોઇને માયામાં લુબ્ધ બનાવીને પુનઃ તારા ધ્યાનમાં જોડી દે છે, કોઇને પાપ પ્રચારક શયતાનમાંથી મહા ધર્માત્મા બનાવી દે છે, કોઇને ઉન્નતિમાંથી અવનતિના પ્રવાહમાં ઘસડી જાય તો કોઇને અવનતિની ગર્ત્તામાંથી ઉન્નતિના શૃંગપર ચઢાવી દે છે, આ સર્વ વિષયોમાં શું રહસ્ય સમાયલું છે, તે અમને માયાના દાસ-મનુષ્યોને એકવાર સમજાવી આપ. પરમપિતા ! તારી લીલાનું રહસ્ય જાણવું અતિ કઠીન છે. અહા તડિતા-તડિતા-તને ધન્ય છે. તું આજે માનવીમાંથી દેવી બની શકી છે. તારા હૃદયમાં ઉદ્‌ભવેલી આસક્તિ રૂપી ભયંકર આંધીને દબાવી દેવામાં તેં ખરેખર એક પ્રકારની દક્ષતા જ દાખવી છે! તારા પ્રબળ વાસનામય મનોવાયુને તું તારા કાબૂમાં લાવી શકી છે. એ જોઇને મને અત્યંત અજાયબી થાય છે ! જે વાસના અને તૃષ્ણાને ટાળવામાં મોટા મોટા મુનિવરો પણ નિષ્ફળ નિવડ્યા છે, તે દુષ્ટા વાસનાને દાબી દેવામાં તેં ખરેખર એક પ્રકારની અપૂર્વ કુશલતા જ દર્શાવી છે ! માયારૂપી મદિરાનું પાન કરનાર મનુષ્ય તત્કાળ શુદ્ધિમાં આવી શકતું નથી, એવી જે એક કહેવત કહેવાય છે, તે કહેવતને પણ તેં આજે કલ્પિત કિંવા અસત્ય ઠરાવી છે. માયા અને મોહરૂપી મદિરાનું પાન કરવા છતાં તું સંપૂર્ણ રીતે શુદ્ધિમાં આવી શકી છે. કામદેવનાં બાણોએ તારા હૃદયને ઘાયલ કરવા છતાં તું તારા ચૈતન્યને સંભાળી શકી છે ! ધન્ય-તડિતા-તને એકવાર નહિ, પરંતુ-”

શકટાર જ્યારે આવા પ્રકારના વિચારો કરી રહ્યો હતો, એવામાં અચાનક તડિતા ત્યાં આવી પહોંચી. શકટાર અત્યાર સુધી એક પ્રકારની આકસ્મિક વ્યગ્રતાને આધીન થયેલો હોવાથી, તડિતાને બરાબર જોઈ

શક્યો નહોતો અને તેને તેમ કરવાનો અવસર પણ મળ્યો નહોતો. અત્યારે તેણે ઝળઝળતા દીવાના તેજથી જોયું કે, અદ્યાપિ તડિતાની પ્રથમની સુંદરતામાં તલભાર પણ ફેરફાર થયો નથી. પરંતુ તે જે ભગવાં વસ્ત્રથી ભૂષિત થયેલા દેહે એક પ્રકારની એવી અપૂર્વ ઉજ્જવળ છાયા છવરાવી દીધી છે કે, તે પૂર્વે બિલ્કુલ હતી જ નહિ. અત્યારે તેની સુંદરતાનું ઉદ્યાન સંપૂર્ણ રીતે ખીલી ઉઠયું હતું. તેમા શરીરમાંથી સુંદરતા અને મધુરતા ટપકી રહ્યાં હતાં અને તેમાંથી એક પ્રકારનો સુગંધ નીકળતો હોયની, તેવો ભાસ થતો હતો.

**શકટાર**, પોતાના મુખતરફ એકી નજરે જોઈ રહ્યા છે, એ જોઇને તડિતા એક પ્રકારનું મલિન હાસ્ય કરીને બોલી કેઃ—" **શકટાર**, આ સંસારત્યાગિની અબળા તરફ એક દૃષ્ટિથી શું જોઈ રહ્યા છો ? આ હાડ અને માંસમય કાયા તરફ શામાટે દૃષ્ટિપાત કરી રહ્યા છો ? શું તમારા મનમાં પુનઃ આસક્તિતો નથી થઇ આવીને ?"

**શકટારે** સહજ શર્માઇને ઉત્તર આપ્યું કેઃ—" ના—તડિતા, આ વિશુદ્ધ હૃદયના **શકટાર** વિશે તું એવી કલ્પના પણ નલાવતી ? હું તારામાં આસક્ત થયો નથી. તારા રૂપે મને મોહિત બનાવ્યો નથી. મારા ચિત્તપરનો કાબૂ હજી મારાથી અળગો થવા પામ્યો નથી. મને તારામાં મુગ્ધ થવાનું કાંઇ કારણ જ નથી. તને આવી શંકા શા કારણથી થાય છે ? આ એક પત્નીવ્રત ધારણ કરનાર **શકટારને** માટે તું આવી જૂઠ્ઠી ધારણા શા માટે બાંધી બેસે છે ? હું તારા રક્ત અને માંસમાંથી બનેલા પૂતળાંપર મુગ્ધ થયો નથી, પરંતુ તારા આ બ્રહ્મચારિણીના વેશનું અવલોકન કરી રહ્યો છું. મને જણાય છે કે, તારા અખંડ બ્રહ્મચર્ય અને પતિવ્રતનાં યોગે જ તું આવી અનુપમ કાંતિ તથા સુંદરરૂપને મેળવી શકી છે ! તારા શરીરપર ચળકારા મારતું આ રૂપ તારૂં પોતાનું નથી, પરંતુ તારા ગુણોનું જ છે. બ્રહ્મચર્યનો પ્રભાવ અદ્વિતીય છે, એનાથી મનુષ્ય જગતમાં ધારે તે કરી શકે છે. તડિતા ! તું એમ ન ધારતી કે, **શકટારનાં** આ લોચનો તારા મળમૂત્રથી ભરેલા દેહથી તારા તરફ ખેંચાયાં છે, પરંતુ એતો તારા પવિત્ર સદ્ગુણોનું અવલોકન કરવા માટે જ લલચાયાં છે. **શકટાર**, માયાનો પરમ શત્રુ છે, માયામાં લુબ્ધ બને તેવો નાદાન નથી. કનક અને કામિની એ જ માયાનાં મુખ્ય અંગો છે, તેથી તે બન્નેનો હું સર્વદા ત્યાગ જ કરૂં છું. પરદારામાં લુબ્ધ થવું એ મહા પાપ છે, એ વાતથી

હું અજ્ઞાન છું, એમ ન જાણતી. નરકનાં દ્વારમાં હાથે કરીને પ્રવેશ કરવો હોય તો જ તેનામાં કુદૃષ્ટિ કરવી, એવું જે નીતિકારોનું કથન છે, તેને હું ઘણીજ સારી રીતે જાણું છું. કેટલાક વિદ્વાનો તો ભામિનીને ભવ અટવીમાં અથડાવનારી પણ કહી ચૂકયા છે અને કેટલાકોએ તેનાથી નિત્ય અલગ રહેવાનું સૂચવ્યું છે. એક વિદ્વાન તો વળી કામિનીના સંબંધમાં એટલે સુધી કહે છે કે:—

" વારંવાર અતીવ નિંદ્ય ભવમાં ભદ્રા નહીં ભામિની;
તેના પ્રેમ વિમોહમાં નહિ ફસો, અજ્ઞાનની યામિની;
ભક્તી સંગે ત્યજે ભજે ન વિભુને જે મર્ત્ય કામી અરે;
નૌકા તે નહિ પામશે તરિ જવા સંસારના સાગરે. "

માટે તડિતા તું મારે માટે એવી પાપયુક્ત કલ્પના પણ ન કરતી. હું તો કેવળ વિધાતાના શિલ્પ નિપુણતાનું જ અવલોકન કરી રહ્યો છે. મારાં નેત્રોમાં તને જોઇને વિકારભાવ ઉપજ્યો નથી, હૃદયમાં પાપવાસના સંચરી નથી. ભગિની સમાન અત્યાર સુધી મેં તને માની છે અને હજી પણ માનું છું."

આ સાંભળીને તડિતાએ સહજ મશ્કરીના સ્વરૂપમાં કહ્યું કે;— " શકટાર, આમ આટલા બધા તપી શા માટે જાઓ છો. હું તો સહજ હસતી હતી, આટલામાં તમે આ પ્રમાણે ગુસ્સે કેમ થઈ ગયા? જો હું પ્રથમથી જ જાણતી હોત કે, મારી આ વાતથી તમને આટલું બધું માઠું લાગી જશે, તો હું પ્રથમથી આમ બોલત જ નહિ. પણ હશે, કદાચ મારાથી કાંઈ અપરાધ થયો હોય તો માફી આપશો. આજે આપનાં મુખમાંથી આવાં વચનો નીકળતાં જોઇને મને અત્યંત આનંદ થાય છે. મારા ભાગ્યનો ઉદય થવાનો હશે, તેથી જ આપ આમ બોલતા હશો. અત્યાર સુધી તમે જેની કીમત આંકી શકયા નથી, તેને આજે તમે સારી રીતે ઓળખી શકયા છો. મારા આ જીવનમાં અનેક ફેરફારો થઇ ગયા છે. અને તેનુ મૂળ કારણ તમે પોતે જ છો. તમે મરીને જીવ્યા છો અને હું જીવતા છતાં મરણની વેદના ભોગવી રહી છું. તમારા માટે જ મેં મારી અખૂટ દોલતનો ત્યાગ કર્યો છે, સઘળાં સુખોને જળમાં પધરાવી દીધા છે અને આવો ભયંકર સંન્યાસ ધારણ કરી લીધો છે, પણ હવે એ વાત કહેવામાં વધારે સાર જેવું નથી, માટે તમે તમારી અથથી તે ઇતિ સુધીની બધી વાતો મને કહી સંભળાવો. તમે કારાગૃહમાંથી શી રીતે છૂટયા, તે હકીકત જાણવા માટે મારૂં મન ઘણું જ અધીરૂં બની ગયું છે."

આમ કહીને તડિતાએ, શકટારની પોતાની પાસે પડેલા એક આસનપર બેસવાનો ઇશારો કર્યો. આથી શકટાર તે આસનપર બેસી ગયો. તડિતા તેની સ્હામે જઇને ઉભી રહી, શકટારે વારંવાર તેને આસનપર બેસવાનો આગ્રહ કરવા માંડયો, પરંતુ તડિતા કોઈ પણ પ્રકારે તે આસનપર બેઠી નહિ. છેવટે શકટારે લાચાર થઇને, પોતાના આફતવાળી જીંદગીમાં જે જે બનાવો બની ગયા હતા, તે બધા નિ-ષ્કપટતાથી અને સરળ હૃદયથી તડિતાને કહી સંભળાવ્યા. તડિતા જાણે કોઇ એક નવલકથા વાંચવામાં નિમગ્ન થઈ હોયની, તેવી રીતે શકટારની બધી વાતો સાંભળતી રહી. શકટારે જ્યારે પોતાના દુઃખી જીવની બધી કથા કહી સંભળાવી ત્યારે તેણે એક ઊંડો નિસાસો નાંખીને બહુજ ધીમેથી કહ્યું કે;—" ભગવાન તમને સુખી રાખે અને તમારી સઘળી આફતોને દૂર કરે, એવી મારી તે દયાળુ દેવને પ્રાર્થના છે. પરંતુ આટલા બધા દિવસો પછી તમને મારૂં સ્મરણ શી રીતે થયું અને તમે અહીં આવવાની તસ્દી શા કારણથી લીધી ? મને મળવાની તમને શી જરૂર જણાઇ આવી ? કહો, મારા આ સર્વ સવાલોનો જલ્દી જવાબ આપો. જ્યાંસુધી તમારો જવાબ મળશે નહિ ત્યાંસુધી મને બિલ્કુલ શાંતિ વળશે નહિ."

શકટારે જવાબમાં જણાવ્યું કે;—" મારા આવવાનું કારણ હું જણાવી શકીશ નહિ. જયારે વખત આવશે ત્યારે હું મારી પોતાની મેળે જ તને બધી બીના કહી સંભળાવીશ. અત્યારે તો તું માત્ર એ-ટલું જ જાણી રાખ કે, મને કોઇ પણ પ્રકારની સ્વતંત્રતા ન હોવાથી જ, હું અત્યાર સુધી તારી કાંઈ પણ સંભાળ લઈ શક્યો નથી. બન્દીખાનામાંથી અથવા તો એક જાતના મરણના મુખમાંથી બચવા છતાં પણ મારે છુપા વેશમાં એક ચોરની માફક મારો પોતાનો પરિચય છુપાવી રાખવામાટે આમ તેમ આથડવું પડ્યું છે. મેં કોઇ પણ ઠેકાણે બેસીને સુખેથી અન્ન ખાધું નથી, આરામ લીધો નથી, સુખ ભોગવ્યું નથી, વૈભવ કિંવા વિલાસ માણ્યા નથી તેમજ નિદ્રા પણ લીધી નથી. તું એટલું તો અવશ્ય વિચારી શકે તેમ છે કે, જો હું દિવસના ભાગમાં તારી મુલાકાત લઊં તો લઈ શકું તેમ છું. છતાં પણ રાત્રિના અંધા-રામાં ભટકતો ભટકતો તારી પાસે શા કારણથી આવ્યો છું. જીવ જવાના ભયથી જ હું તે દિવસે તારી પાસે આવી શક્યો નથી. મારાથી દિવસે બહાર નીકળવાનું સાહસ પણ કરી શકાતું નથી. જો હું કોઈ

પણ રીતે પકડાઈ જાઉં તો તરત જ રાજા ધનનંદ મને ગર્દન મરાવે તેમ છે. મારૂં ખૂન કરવા માટે અથવા મારો જીવ લેવા માટે રાજમંત્રી રાક્ષસ તથા રાજા ધનનંદ આકુળ બની ગયા છે, મને પકડી પાડવા માટે તેમણે કેટલાક જાસૂસો પણ પાઠવી દીધા છે. આવી સ્થિતમાં મારે બહુ જ ચેતીને ચાલવાનું છે. જો હું એક ડગલું પણ ભૂલીશ તો મારે મરણની ઉંડી ખોમાં પડવું પડશે. મારી બધી આશાઓનો અંત આવી જશે. મારા તથા રાજકુમાર ચંદ્રગુપ્તનું લોહી પીવા માટે મગધનો રાજા તથા મંત્રી બહુ જ આતુર થઈ રહ્યા છે, ફક્ત વખત મળે તેટલી જ વાર છે. અમારા બન્નેનાથી ખુલ્લી રીતે બહાર પણ નીકળી શકાતું નથી. પ્રકૃતિ દેવીની ખુલ્લી હવા, બગીચાનાં સુગંધિત ફૂલો અને પૃથ્વીની રળિઆમણી વસ્તુ અમારે માટે અપ્રાપ્ય થઈ પડી છે."

"તડિતા હું સારી રીતે જાણું છું કે, આજે મારે લીધે જ તારી આવી અફસોસકારક અવસ્થા થઇ પડી છે. મારે લીધે જ તું તારી સર્વ સુખમય વસ્તુઓનો ત્યાગ કરી, સર્વ ત્યાગિની બની, જીવનની બધી જરૂરી વસ્તુઓના અસ્વીકાર કરીને બ્રહ્મચારિણી વેશે તારૂં જીવન વીતાડી રહી છે. માટે હે દયાળુ તડિતા મને ક્ષમા આપ, મારા અપરાધની માફી આપ."

આ સમયે શકટાર ખરેખર પશ્ચાતાપના પાવકથી સળગી રહ્યો હતો, તેના હૃદયમાં દારૂણ વેદના જાગી ઉઠી હતી, એક પ્રકારનો ઉન્માદ થઈ આવવાથી તે તડિતાના બન્ને હાથ પકડવા માટે આગળ ધસ્યો હતો, પરંતુ તરતજ ચતુર તડિતાએ ત્યાંથી પાછી હઠીને કહ્યું કે;–"શકટાર એમાં મારા ભાગ્યનો જ બધો દોષ છે. તમારો કાંઇ દોષ જ નથી. ખરી રીતે કહું તો, મુખ્ય દોષ મારી બુદ્ધિનો જ છે. અત્યાર સુધી મેં તમને જે વાત બિલકુલ કહી જ નથી, તે બધી વાતો હું હમણાં તમને કહી સંભળાવીશ. તમે મરીને જીવ્યા છો. અને આ ભોગ વિલાસથી દુભાયલી અને કામ વાસનાથી પીડાયલી તડિતા જીવતી છતાં મરેલી છે, એમ જ માની લેજો. મેં પોતાની ઉછરતી અને ઉછળતી યુવાનીમાં એક પ્રકારના મહાન ભ્રમને આધીન થઇને જે એક કુંઠિત અને પાપમય કાર્ય કરી નાંખ્યું છે, તેનું અત્યારે કઠોર પ્રાયશ્ચિત્ત ભોગવી રહી છે. જીવનમાં જે મનુષ્ય પાતક કરે છે, તેને પ્રાયશ્ચિત્ત તો અવશ્ય કરવું જ પડે છે. મનુષ્ય જે જે કુકૃત્ય કરે છે, તેની સજા આ જન્મમાં જ તેને મળી જાય છે. 'કરણી તેવી પાર

ઉતરણી ' એવી જે એક સાધારણ કહેવત છે, તેમાં પણ અત્યંત રહસ્ય સમાયલું છે. સત્કર્મ કરનારને સુખ અને દુષ્કર્મ કરનારને દુઃખ ભોગવવું જ પડે છે. ઇશ્વરનો એ એક સ્થાયી અને સ્વાભાવિક નિયમ જ છે. મારાં કરેલાં કૃત્યોની હું પોતે જ જવાબદાર છું, તમારે તેની સાથે કાંઈ લેવા દેવા અથવા સંબંધ જ નથી. મારાં કરેલાં કર્મોના મારેજ સજા ભોગવવી જોઇએ. જો મારી ભાવના વિશુદ્ધ હોત તો અત્યારે મારે આવી રીતે પસ્તાવાનો પ્રસંગ આવત નહિ. વિદ્વાનોએ ખરૂં જ કહ્યું છે કે, ' **मरणं हि प्रकृतिः शरीरिणाम्** ' મરણ એ દેહધારી પ્રાણીઓનો સ્વભાવ જ છે, તેથી જો કદાચ મારૂં મરણ થશે તો પણ મને હવે કશું દુઃખ થશે નહિ. "

" તે દિવસને સંભારી જરા જૂઓ કે, જે દિવસે હું તમારૂં અનુપમ રૂપ જોઇને વિહ્વળ બની ગઇ હતી અને મારૂં મન મારા હાથમાંથી છટકી ગયું હતું. જે દિવસે હું એક અત્યંત તિરસ્કાર પામેલી પ્રમદાની પેઠે, તમારા ચરણોમાં આળોટીને તમારી પાસેથી પ્રેમભિક્ષા માગી રહી હતી અને તમે એક નિષ્ઠુર તથા હૃદયહીન પુરુષની પેઠે મને તમારા પગતળે છુંદી નાંખી હતી–દૂર ફેંકી દીધી હતી, તે દિવસનું બરાબર વિચાર કરીને જરા સ્મરણ કરી જૂઓ, એટલે મારૂં દુઃખ જણાઈ આવશે. "

" મારૂં એટલુંબધું અપમાન થવા છતાં પણ મેં, તમારા સુખની ચિંતાનો ત્યાગ કર્યો નથી. અદ્યાપિ એવી જ રીતે હું તમારી અપૂર્વ દેવ મૂર્ત્તિનું ધ્યાન ધરતી આવી છું. એમાં કલુષિતતા અથવા કલંકનો ગંધ માત્ર પણ નથી. પવિત્ર પ્રેમ અથવા ચાહના જો પુણ્યમય કાર્ય તરીકે ગણાતી હશે, પ્રેમ જો પરમાત્માની પ્રેમભક્તિનો પૂર્ણ વિકાસ હશે, નિષ્કામ પ્રેમ જો મનુષ્યને દેવતા બનાવી શકતો હશે, તો હું તે ભાગ અને આસક્તિ રહિત નિષ્કલંક પ્રેમની જ ઉપાસના કરતી આવી છું, તેથી મારો કાંઈપણ અપરાધ ગણાશે નહિ, પ્રભુના દરબારમાં મારો જરાપણ અનાદર થશે નહિ. "

" તમારો મેં મારા મનમાંને મનમાંજ પતિ તરીકે સ્વીકાર કરી લીધો હતો. મારા મનોમંદિરમાં તમારી પવિત્ર પ્રતિમાની સ્થાપના કરી દીધી હતી. તેથી તમે મને ગ્રહણ ન કરી મને તમારા હૃદયમાં સ્થાન ન આપ્યું, તેમ છતાં પણ મેં મારી પોતાની ઇચ્છાથી તમારા દાસીત્વનો તમારા ચરણોની સેવિકા થવાનો સ્વીકાર કરી લીધો છે.

હું ગર્વ કરીને કહું છું કે, હું વ્યભિચારિણી નથી. બીજા પુરુષમાં આસક્તિ ધરાવનારી પાપીયસી પ્રમદા નથી. આ જીવનમાં મેં તમારા વિના બીજા કોઇનું સ્વપ્નમાં પણ ધ્યાન ધર્યું નથી. હૃદયમાં તમારૂં રટણ કર્યા વિના કોઇનું સ્મરણ કર્યું નથી. આ દશ વર્ષના લાંબા અવધિ સુધી મેં કેવળ તમારી મનોહારી પ્રતિમાનું પૂજનજ કર્યા કર્યું છે." તમને બન્દીખાનામાં કેદ થવાના સમાચાર સાંભળીને હું મૂર્ચ્છિત થઇ ગઇ હતી. ઘણી મહેનત કર્યા પછી મને સહજ ચેતન આવ્યું હતું. જ્યારે મેં જાણ્યું કે, રાજમંત્રી રાક્ષસની નીચતામય કપટજાળના પરિણામે, તમારી આવી શોચનીય સ્થિતિ થઈ છે, ત્યારે મેં તેનાપર કોપિત થઇને અનેક શાપો પણ આપ્યા હતા. જે મગધરાજે વિના વાંકે, વગરવિચાર્યે, તમને બન્દીખાનાના બન્દીવાન બનાવ્યા હતા, તેને પણ મેં તે વખતે અનેક ગાળો ભાંડી હતી; તેના કુટુંબનો તથા તેના રાજ્યનો સત્વર લોપ થાઓ; એવા આશયનો શાપ પણ મેં તેને આપ્યો હતો. મેં એ સમયે એવી ધારણા પણ કરી હતી કે, જો મને કોઇ સારો અવસર મળી જાય તો મારી કમરપર છુપાઇ રહેતી કટારી દ્વારા તે દુષ્ટ અને અવિચારી નંદરાજાનું તથા રાક્ષસ મંત્રીનું ખૂન પણ કરી નાંખવું અને તેમના બન્નેના રક્તથી મારા વૈરાગ્નિને શાંત કરવો."

"તમારો ઉદ્ધાર કરવા માટે મેં કોઇપણ પ્રકારના ઉપાયો કરવામાં કશી ખામી રહેવા દીધી નથી. એક દિવસ કારારક્ષક ચંદ્રપાલને મેં મારે ઘેર બોલાવી મંગાવ્યો હતો. અત્યારે જે ઓરડામાં બેસીને હું અને તમે વાતો કરી રહ્યાં છીએ, તેજ ઓરડામાં ચંદ્રપાલ આવ્યો હતો. મારી જે કાંઈ માલમિલ્કત તથા જરજવાહિર આદિ છે તે બધું મેં તેને બતાવી આપ્યું હતું. જો મારૂં કાર્ય તે સફળ કરી આપે તો તે બધી મિલ્કત તેને આપી દેવાની મેં તેને લાલચ પણ બતાવી હતી. પરંતુ તે ચંદ્રપાલ તો એક અદ્ભુત સ્વભાવનો જ પુરુષ હતો ? તે કોઇ પણ પ્રકારે મારી વાતમાં સામેલ થયો નહિ. એકવાર નહિ, બેવાર નહિ પણ ત્રણ ત્રણ વાર મેં તેને લાલચ આપી હતી, પરંતુ તેમાં હું છેક નિષ્ફળ જ નિવડી હતી, મારી મેહનત વ્યર્થ ગઈ હતી."

"એ સમયે મને બન્દીખાનામાં આવીને તમારી મુલાકાત કરવાની પ્રબળ ઇચ્છા થઇ આવી. પરંતુ હજારો ઉપાયો કરવા છતાં પણ હું મારી મનોકામનાને પાર પાડી શકી નહિ. છેવટે ચંદ્રપાલ જ્યારે નજ માન્યો, ત્યારે હું પાછી મારા મકાનપર આવતી રહી. મારી તે

સમયની બધી આશાઓ માટીમાં મળી ગઇ અને મારૂં હૃદય અનેક નિરાશાઓથી ભરપૂર બની ગયું. ત્યાર પછી મુખ્ય કારારક્ષકને મારે ત્યાં બોલાવીને તેને પણ અમુક અમુક પ્રકારની લાલચો બતાવી, પરંતુ તે પણ ચંદ્રપાલના ભયથી મારા મતને મળતો થયો નહિ.”

“ત્યાર પછી તમારા જીવનની બધી આશાઓનો ત્યાગ કરી તથા તમારા અશુભ પરિણામની રાત્રિદિવસ કલ્પના કરી કરીને હું અત્યંત પીડાવા લાગી. મારા મનની વ્યથા નિરંતર વધવા જ લાગી. મારા હૃદયમાં લાંબા સમય સુધી એ પીડા સ્થાયી રહેવાથી મારૂં શરીર તદ્દન દુબળું બની ગયું અને મારી બધી શક્તિનો લોપ થઇ ગયો, આથી તમારા ઉદ્ધારના બીજા કાંઇપણ ઇલાજો કરી શકી નહિ. ત્યાર પછી મેં સાંભળ્યું કે, આપને પાટવી પુત્રના બન્દીખાનામાંથી નળાન્દા કિલ્લામાં આવેલા બન્દીખાનામાં મોકલી દીધા છે અને એ કાર્ય ચંદ્રપાલનું જ હતું. પ્રથમ તો મને આ વાત તદ્દન અસંભવનીય ભાસતી હતી, પરંતુ પાછળથી પૂરી ખાત્રી મળી કે, તે વાત તદ્દન ખરી જ છે. આ વખતે મારો ઉદ્દેશ તમારી મુલાકાત કરવાનો નહોતો, પરંતુ તમને કેદખાનામાંથી છોડાવીને સુખી કરવાનો જ હતો. ત્યાર પછી મને એવા સમાચાર મળ્યા કે, કેદખાનામાં તમારી સ્થિતિ બહુજ ભયંકર થઇ પડી છે, તમને એક પ્રકારનો અસાધ્ય અને ન મટી શકે તેવો ભયાનક રોગ લાગૂ પડી ગયો છે. આ સાંભળીને મારૂં હૃદય કમ્પી ઊઠયું. મને રાત્રિદિવસ તમારીજ ચિંતા થવા લાગી. કારાગૃહમાં તમારી શી સ્થિતિ હશે, તમારો રોગ ક્યારે મટશે અને તમે ત્યાંથી શી રીતે છૂટી શકશો, એવા પ્રકારના વિચારોએ મને ઉન્મત્ત બનાવી દીધી. છેવટે મેં નિરાશ થઇને તમારા જીવનની બધી આશાઓ છોડી દીધી.”

“મારા સ્વાર્થપરાયણ પિત્રાઇ ભાઇઓમાંના કેટલાક મારૂં બિલકુલ અહિત ઇચ્છિનારા અને મારી આ દોલત તથા સ્થાવરજંગમ મિલકતના માલિક થવાની આકાંક્ષા રાખનારા હતા, તેમણે મારા લગ્નની વાતની ખણખોદ કરીને, એ વખતે મને બહુજ સંતાપવા માંડી હતી. મેં તેમના આ પ્રપંચપરથી જાણી લીધું કે, મારા પિતાની એકઠી કરેલી મિલકતને પોતાના કબ્જામાં લેવા માટે જ તેઓ આવા નીચ પ્રયાસો કરી રહ્યા છે. મારા લગ્નની બાબતમાં તેઓ તદ્દન નારાજ છે, પરંતુ કેવળ પોતાનો સ્વાર્થ પારપાડવા માટે જ તેઓ આવા ફાંફાં મારી રહ્યા છે. આથી

૧૫

તે લોકોની આશા તથા લાલચનો ભંગ કરવા માટે મેં તે કજીઆનાં મૂળરૂપી તે સંપત્તિને, એક પ્રકારની કુશળતાદ્વારા મારા હાથમાંથી બીજાના હાથમાં સોંપી દેવાનો એક નવીન ઉપાય શોધી કાઢ્યો."

"આજે તમે મારૂં જે દેવમંદિર જૂઓ છો, તેની દેવપ્રતિષ્ઠા તથા તેની સેવાની ઘટતી વ્યવસ્થા કરવામાં મેં મારી મિલ્કતનો પોણો ભાગ વાપરી નાંખ્યો છે. ધર્મના અધિકારી અથવા આચાર્ય પાસે જઈને, એ વિષયમાં એક દાનપત્ર પણ તૈયાર કરાવી લીધું છે. જ્યારથી મેં આ પ્રમાણે વ્યવસ્થા કરી નાંખી છે, ત્યારથી મારાં સગાઓએ મારો કેડો છોડી દીધો છે અને મને સંતાપવાનું પણ બંધ કર્યું છે. મને લાગે છે કે, મેં મારી મિલ્કતનો જે બંદોબસ્ત કર્યો છે, તે સર્વથા યોગ્ય જ છે. કારણ કે, જો કદાચ કોઈ કુલાંગાર કુટુંબીના હાથમાં મારા પિતાની એકઠી કરેલી મિલ્કત ચાલી જાય અને પછી તેનો દુરૂપયોગ થાય, તો તેથી જનસમાજમાં મારી હાંસી થાય તથા મારા પિતાને માટે પણ ચાર હલકા શબ્દોજ બોલાય. "નિર્વંશાશ્રિતાનું ધન પાપમાં વપરાયું." એવા શબ્દો સાંભળીને હું જીવું ત્યાં સુધી મારે દુઃખી જ થયા કરવું પડે. એના કરતાં દેવમંદિરમાં દ્રવ્યનો સદ્વ્યય થાય તેજ વધારે ઇષ્ટ છે."

"જ્યારે મેં મારી મિલ્કતનો લગભગ બધો ભાગ મંદિરમાં ખર્ચી નાંખ્યો, ત્યારે મારા પિત્રાઈઓએ મારાં લગ્નની વાતને તદ્દન બંધ કરી દીધી અને મારી પાસે આવવા જવાનું પણ બંધ કર્યું. આથી મારા મનમાં એક પ્રકારની શાંતિ થઈ અને મારૂં અસ્થિર મન કાંઈક સ્થિર થયું."

"ત્યાર પછી વિલાસ અથવા મોજશોખનાં જે કાંઈ સાધનો હતાં, તે બધાંને ધીમે ધીમે વેચી નાખીને મેં થોડાક દ્રવ્યનો સંચય કર્યો. દરિદ્રને દાન અથવા ભિક્ષા આપવા માટે મારો ધનભંડાર ખુલ્લો કરી દીધો. નિરાધાર અને અશક્ત મનુષ્યોને માટે અન્નક્ષેત્ર તથા પરબો બંધાવી આપ્યાં. અને ત્યાર પછી સહુના કરતાં પવિત્ર અને આફત વગરનો એક માર્ગ શોધી કાઢ્યો. મેં મારાં રેશમી વસ્ત્રોને બદલે ભગવા રંગનાં સુતરાઉ વસ્ત્રો પહેરી લીધાં. એક વૈભવવાળા સુંદર પોશાકનો ત્યાગ કરીને મેં બ્રહ્મચારીણીનો સાત્વિક પોશાક પહેરી લીધો. તીખા, ખાટા, ખારા કે તેવાજ પ્રકારના વિકારી પદાર્થો ખાવાનું પણ મેં છોડી દીધું અને તેને બદલે તદ્દન સાદું અને સાત્વિક ભોજન ક-

રવા માંડયું. કામને ઉત્તેજિત કરનારાં અત્તરો, તેલો આદિનો સ્પર્શ કરવો પણ છોડી દીધો. સારાંશ કે, સર્વ પ્રકારના તામસ, તથા રજોગુણી પદાર્થનો ત્યાગ કરીને કેવળ સાત્ત્વિક વૃત્તિનો જ મેં સ્વીકાર કરી લીધો. આથી એ સર્વ સ્વાર્થ પરાયણ સગાઓનો વૃથા ઉપદ્રવ મટી ગયો. આવી સાત્વિક વૃત્તિથી તથા પરિબ્રહ્મ પરમાત્માના પવિત્ર ધ્યાનથી મારા મનમાં એક જાતનો અલૌકિક આનંદ થવા લાગ્યો. ”

“ મેં ધાર્યું હતું કે, આમ કરવાથીજ મારા હૃદયની ચોરાયલી શાન્તિ મને પુનઃ મળી શકશે, પરંતુ એમ કદાપિ બનતું હશે ખરૂં કે? શાન્તિ ક્યાં છે ? હૃદયનો સાચો આરામ ક્યાંથી પ્રાપ્ત થઈ શકે છે ? મનમાં શીતળતાનો સંચાર કરાવનારી શાન્તિ કયાં છે ? આવા પ્રકારના અનેક વિચારો કરીને મેં મારા જીવનમાં શાન્તિ તથા સાચો આરામ મેળવવાના અનેક યત્નો કર્યા, પરંતુ કોઇ પણ સ્થળેથી મને શાન્તિ સાંપડી શકી નહિ. આરામ પ્રાપ્ત થયો નહિ. આકાંક્ષાને તૃપ્ત કરે તેવી કોઈ દૈવી ભાવના પણ તે વખતે મારા મનમાં ઉદ્ભવી નહિ. જેના હૃદયમાં ભયંકર સર્પદંશની જ્વાળાએ પ્રવેશ કર્યો હોય, તેનો દેહાંત થયા વિના શાંતિની સંભાવના ક્યાંથી રાખી શકાય ? શાંતિ, આરામ અને નિશ્ચિંતતા એ ત્રણ વસ્તુઓ દેવદુર્લભ ગણાય છે, તો પછી મનુષ્યને તે સહજમાં શી રીતે મળી શકે ? સાચી શાંતિ શામાં છે, સાચો આરામ ક્યાં રહેલો છે અને નિશ્ચિંતતાનું મૂળ શું છે, તેને માટે મેં ઘણીએ તપાસ કરી, પરંતુ ક્યાંયથી પત્તો મળી શકયો નહિ. જગતમાં મારો કોઇ આધાર રહ્યો નહિ. મારી આશાનાં સ્થાનો પણ છેક ઉજ્જડ બની ગયાં. હું તદ્દન નિરાધાર અને નિરાશ બની ગઇ. શાન્તિ મેળવવા માટે મેં ઘણાં ફાંફાં માર્યાં, પરંતુ તે મને જોઇને દૂર જ ન્હાસવા લાગી. ‘ ઉંચે આભ ને નીચે ધરતી ’ એ વિના મારૂં કોઇ રક્ષનાર રહ્યું નહિ, મને આશ્વાસન આપે તેવી કોઇ વ્યક્તિ વિદ્યમાન રહી નહિ. આ વખતે હું જીવન અને મરણના મધ્ય ભાગમાં આવી પડી. ”

“ આ ઉપરથી મને જણાયું કે, મૃત્યુ પણ તમારાથી અત્યંત નિષ્ઠુર છે ! તેણે મારો આકુળતા ભરેલો આવકાર સાંભળવા છતાં, મારી પાસે આવવાનો અસ્વીકાર કર્યો. યમરાજાએ પણ મારાપર જરાય દયા દર્શાવી નહિ. મેં મરવા માટે તેમને પોતાના દૂતને મોકલવાની પ્રાર્થના કરી, પરંતુ તેમણે તે પ્રાર્થના લક્ષમાંજ લીધી નહિ. અહા ! મૃત્યુ પણ કેવું નિષ્ઠુર છે, જેમને સંસાર સ્વર્ગ સમાન લાગે છે, સં-

સારનાં માયાવી સુખો પુરંદરના વૈભવ વિલાસયુક્ત મહાલયથી પણ વિશેષ રૂચિકર થઇ પડયાં હોય છે, સંસારની મોહમયી માયા સાથેજ જેમના હૃદયના તારો જોડાઇ ગયા હોય છે, માતા, પિતા, ભગિની, ભાર્યા આદિ સર્વ કુટુંબીઓમાં જેમનું ચિત્ત લુબ્ધ બની ગયું હોય છે, જેમને મરવાની બિલકુલ ઇચ્છાજ હોતી નથી, જેમને સંસારનો સંબંધ છોડીને જવાની સ્વપ્નમાં કલ્પના પણ થતી નથી, તે બધાંને ભયંકર નામધારક મૃત્યુ પોતાની ઇચ્છા થતાંની સાથેજ એકદમ પોતાના અંધકારમય રાજ્યમાં ઘસડી જાય છે. તેઓ બિચારાંની અનેક આશાઓને ધૂળધાણી કરી નાંખે છે, તેમના હૃદયને વીંધી નાંખે છે. અને જેઓ તે મૃત્યુનો પોકાર કરીને પોતાને તેના રાજ્યમાં લઈ જવાના કાલાવાલા કરે છે, કરગરી કરગરીને તેનો આશ્રય માગે છે, છતાં તેમના તરફ તે વખતે લક્ષ પણ આપતું નથી. અને તેથીજ લોકોમાં “માગ્યાં મોત તે ક્યાંય મળતાં હશે કે ?” એવી એક કહેવત પ્રચલિત થઈ ગઈ છે. ખરેખર મૃત્યુ અતિ નિષ્ઠુર અને દયાહીન છે, એટલે તેણે મારી પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ. મારી કરુણાયુક્ત પ્રાર્થના અથવા યાચના તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ. હું દેવતાની ઉપાસના કરવા બેસું છું, ત્યારે તમારી ચિન્તા મારા ચિત્તને હચમચાવી મૂકે છે અને મારી ઉપાસનામાં ભારી વિઘ્ન નાંખે છે. હું જ્યારે એકાંતમાં મારી પોતાની ચિંતા કરવા બેસું છું, ત્યારે તમારા આફતવાળા ભાગ્યની વાતજ મારી નજર આગળ તરી આવે છે. હાય ! મારા જેવી દુર્ભાગ્યવતી સ્ત્રીએ આ દુનિયામાં શા માટે જન્મ ધારણ કર્યો હશે ? ઇશ્વરે આવું ભયંકર દુઃખ ભોગવવા તથા પતિરૂપી છત્ર વિનાનું જીવન ગાળવા માટે મને શા કારણથી જન્મ આપ્યો હશે ?”

“ એક દિવસ મારા નીમેલા જાસૂસે મને એવા સમાચાર આણી આપ્યા કે, બન્દીખાનામાં અન્ન અને પાણી ન મળવાથી તમારૂં મરણ થયું છે. આ ભયંકર સમાચાર સાંભળીને મેં અન્ન જળનો ત્યાગ કર્યો અને ભયંકર રડકકળ આદરી દીધી. આથી મારા શરીરમાં બહુ જ વેદના થવા લાગી અને તેના યોગે છેવટે હું પથારી વશ થઇ ગઈ. આ વખતે મેં વિચાર્યું કે, તમારા મરણની સાથે જ મારી બધી આશા તથા વિશ્વાસનો અંત આવી ગયો છે અને જ્યારે મારૂં સર્વસ્વ ચાલ્યું ગયું છે, ત્યારે મારૂં ઇચ્છેલું મરણ અત્યારે મને આશ્રય આપશે કે નહિ વારૂ ? મને પોતાના રાજ્યમાં લઇ જઇને તમારી સાથે મેળવી આપશે

કે કેમ ? આવી આવી અનેક ચિન્તાઓ થવા લાગી અને હું અત્યંત નિર્બળ બની ગઈ.

"પરંતુ હાય ? મરણ ક્યાંથી મળે ? આટલી આરાધના કરવા છતાં પણ હું મરણને મેળવી શકી નહિ. મે વિચાર્યું કે, હવે હું ગળે-ફાંસો ખાઇને અથવા વિષપાન કરીને મરી જઇશ. પરંતુ તેમ કરવાનું મારાથી સાહસ જ થઈ શક્યું નહિ. આ સમયે એક નવીન વિચારે મારા મનમાં બહુજ સત્તા જમાવી દીધી અને મને અત્યંત વ્યાકુળ બનાવી દીધી."

"મેં મનમાં ને મનમાં જ વિચાર્યું કે, હજી સુધી કદાચ હું સંપૂર્ણ નિષ્કામ અને નિઃસ્વાર્થ ભાવે તમને ચ્હાતાં શીખી નથી. તમે જગતની આંખોએ મરવા છતાં, મારા અંતરમાંથી તો મરી શક્યા નથી, જરા પણ ખસી શક્યા નથી. આ જીવન પછી કદાચ બીજું કોઇ જીવન મળતું હતું હશે, તો તે સમયે ત્યાં આગળ હું તમને મારૂં આ મૃત્યુ થતાંની સાથે જ મેળવી શકીશ. આ લોકમાં નહિ તો પરલોકમાં મને અવસ્ય તમારી મુલાકાત થઈ શકશે. આ જન્મમાં નહિ તો આવતા જન્મમાં હું અવશ્ય તમારા હૃદયમંદિરની ભુવન મોહિનીનું પદ પ્રાપ્ત કરી શકીશ. આ પ્રકારની ઉછળતી આશાથી પુનઃ મારા મરૂભૂમિ તુલ્ય હૃદયમાં મમતાનો ઉદય થયો. હું બહુજ ભક્તિ પૂર્વક, તમારી મનોહર મૂર્ત્તિનું ધ્યાન ધરવા લાગી. કેવા આગ્રહ અને એકાંતિક ભાવથી, હું તમારી પવિત્ર મૂર્ત્તિનું ધ્યાન ધરતી આવી છું, દેવતાની પેઠે તમારી ઉપાસના કરતી આવી છું, તેની ખાત્રી મારા ધારવા પ્રમાણે આ ઓરડામાં આવતાં પહેલાં જ તમને મળી ચૂકી છે, એટલે મારે વધારે સાબીતી આપવાની કાંઈ જરૂર જ નથી. જેવી રીતે સંસાર ત્યાગીનું મન ઇશ્વરમાં તલ્લીન બની જાય છે, તેવી જ રીતે મારૂં ધ્યાન પણ તમારામાં જ જોડાઇ ગયું છે. મારૂં મન તમારી રટનામાં જ રોકાઇ ગયું છે. મન, વચન અને કાયાથી હું તમારૂં જ સ્મરણ કરતી આવી છું. દેવાલયમાંથી પાછા આવ્યા પછી, હમેશાં આ પ્રમાણે ભગવાનપાસે તમને મેળવવાની પ્રાર્થના કરૂં છું. મારી પ્રાર્થનાનો આશય શો છે, તે પણ મારા ધારવા મુજબ તમે સારી રીતે જાણી શક્યા છો. તેમ છતાં તમે મારે માટે એવી કલ્પના કદાપિ કરશો જ નહિ કે, હું મલિન અને કલુષિત વાસનાને આધીન થઈ ગઇ છું. મારા હૃદયમાં પાપવાસનાનો સંચાર થયો છે. કામવિકારને લીધે મારૂં મન અપવિત્ર બની ગયું છે

અને તેથી જ હું તમારૂં રટણ કરી રહી છું, એવા વિચારને તમે કદાપિ તમારા હૃદયમાં સ્થાન પણ આપશો નહિ. તમને અત્યારે જીવતા જોઇને મારા હૃદયમાં અપવિત્ર ભાવનાનો સંચાર પણ થઇ શકશે નહિ અને તમારા આરંભેલા કાર્યોમાં કોઈ પણ પ્રકારનો ઉપકાર થઇ શકે તેમ હોય તો તેમ કરવામાં અને તમારા શુભને માટે મારૂં જીવન આપવામાં પણ હું સદા તૈયાર છું. પવિત્ર ભાવનાથી અને વિશુદ્ધ હૃદયથી હું તમારા કાર્યને પારપાડી આપવા માટે નિરંતર તૈયાર છું. તમે મારો ત્યાગ કર્યો છે, મારી મોટામાં મોટી આશાને કચડી નાંખી છે, મારા હૃદયને છેક આશાહીન બનાવી દીધું છે, તેમ છતાં પણ હું તમારા માટે દરેક કાર્યો કરીશ તમારાપર બનશે તેટલા ઉપકારો કરીશ. અને તમારા નામની નિરંતર માળા જપતી રહીશ. ”

આ પ્રમાણે જોશમાંને જોશમાં તડિતાએ ઘણા દિવસ થયાં પોતાના હૃદયમાં છુપાઈ રહેલી ભાવનાઓને શકટારના મુખ આગળ રજૂ કરી દીધી અને ત્યાર પછી તે એક ઊંડો નિસાસો નાંખીને મોટેથી રડી પડી. શકટાર તડિતાની આંખમાંથી આંસુનો પ્રવાહ વ્હેતો જોઇને બહુજ દુઃખી થયો અને પોતાનાં પાછલાં કાર્યોને માટે અત્યંત પસ્તાવા લાગ્યો.

આ જોઇને તડિતાએ ફરીવાર કહેવા માંડયું કે;–“ શકટાર, હું તમારા ચરણોની આશ્રિત દાસી છું. જ્યારે પરમ કરુણામય ભગવાને તમને નવીન જીવન આપીને પુનઃ મારી નજર આગળ ઉભા કર્યા છે, ત્યારે કહો જોઇએ કે, હું કયા ઉપાયથી તમારા મનને પ્રસન્ન કરી શકું તેમ છું ? તમારા હૃદયને આનંદ આપી શકું તેમ છું વારૂ ? અત્યારે તમારૂં સર્વસ્વ ચાલ્યું ગયું છે, ઘરબાર લૂંટાઈ ગયા છે, રહેવાને ઘર રહ્યું નથી, પાથરવાને પથારી રહી નથી, ઓઢવાને વસ્ત્ર રહ્યું નથી તમે અત્યારે માર્ગમાં રખડતા એક ભીખારીથી પણ દુર્બળ સ્થિતિમાં આવી પડ્યા છો, માટે તમને દ્રવ્યની આવશ્યકતાતો અવશ્ય હોવી જ જોઇએ. તમારી પાયમાલી કરવામાં રાજમંત્રી રાક્ષસે કશી કચાશ રાખી નથી, તમારી પત્નીપર જુલ્મ ગુજારવામાં જરા પણ ખામી રાખી નથી, એ બધી વાતો મારા જાણવામાં આવી ગઈ છે. અત્યારે મારી પાસે પુષ્કળ દ્રવ્ય છે, જોઇએ તેટલાં સાહિત્યો છે, ગૃહ સંસાર ચલાવવામાં જે જે વસ્તુઓની જરૂર પડે છે, તે બધી વસ્તુઓ મારી પાસે તૈયાર છે. મારો કુબેરના જેવો ધનભંડાર અખૂટ દોલતથી ભરેલો છે, તે તથા

બીજી બધી વસ્તુઓ હું તમને આપી દેવા ઇચ્છું છું. મેં સંસારનો ત્યાગ કરીને આ બ્રહ્મચારિણીનો વેશ ધારણ કર્યો છે, એટલે આ દ્રવ્યની તથા વિલાસ વૈભવોનાં સાહિત્યોની કાંઈ જરૂર જ નથી. કારણ કે, દ્રવ્ય એ મનુષ્યના મગજને ભમાવનારી મહા ભયંકર વસ્તુ છે. દ્રવ્ય એજ સર્વ અનર્થોનું મુળ છે. જગતમાં જે જે ટંટા ફિસાદ થાય છે. તેનું મુળ કારણ એ દોલત જ છે. સંન્યાસી અથવા સંસાર ત્યાગી યોગી જનોમાંના કેટલાક તેનો સ્પર્શ પણ કરતા નથી. મેરૂ જેવા દ્દઢ મનના મુનિઓ પણ દ્રવ્યથી માયામાં લપટાઈ જાય છે અને તેના યોગે યોગીમાંથી ભોગી બનીને પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ બની જાય છે. એવા કર્મભ્રષ્ટ પુરુષો જ સર્વત્ર નિંદાય છે. માટે મારે તે દોલતથી દૂર રહેવું એજ વધારે ઉચિત છે. હવે મને દ્રવ્ય તરફ એક પ્રકારનો સ્વાભાવિક અભાવ જ આવી ગયો છે. તેમજ વિલાસનાં સાહિત્યો એ દ્રવ્યને સહાનુભૂતિ આપીને વિશેષ અનર્થ આદરે તેવાં છે, એટલે હું તેનાથી છેક અલગ જ રહેવા ઇચ્છું છું. હું સંસાર ત્યાગિની બ્રહ્મચાારિણી છું, એટલે એ બે વસ્તુઓના સમ્પર્કમાં આવવાની મને બિલકુલ જરૂર જ નથી. ”

**શકટાર**, **તડિતા**ની વાતનું શું ઉત્તર આપવું, એની કાંઇ કલ્પના કરી શક્યો નહિ. કેટલીક વાર સુધી તે ચૂપચાપ એક પ્રકારની ગુહ્ય ચિન્તામાં નિમગ્ન થઇને **તડિતા**ના પ્રશ્નનું કાંઇક ઉત્તર તો આપવું જ જોઇએ, આમ ધારીને બોલ્યો કે;–“ ના **તડિતા**, તારી દોલતનો તું જ ઉપભોગ કર. વિલાસનાં સાહિત્યોને તું જ ભોગવ. મને એ વસ્તુઓની કાંઇ જરૂર જ નથી. પણ કહે જોઇએ વારૂ કે, મારા પાપનું પ્રાયશ્ચિત મારાથી શી રીતે થઈ શકે તેમ છે ? મારા ભયંકર અપરાધોની માફી મળે તેવો શો ઉપાય અવશિષ્ટ રહ્યો છે ? હું આજ સુધી તને ઓળખી શક્યો નહોતો, તારા હૃદયની મહત્તા જોઈ શક્યો નહોતો, પરંતુ આજે મને તારા પવિત્ર ચરિત્રનો પુરતો પરિચય મળી ચૂક્યો છે. મને ક્ષમા આપ **તડિતા** ! હવે હું સમાજનો ભય રાખતો નથી. લોક લજ્જાના કલંકની અને પરનિંદા વગેરેની મને હવે જરા પણ પરવાર રહી નથી ! તું મનુષ્ય દેહધારિણી માનિની નહિ, કિન્તુ કોઈ દેવાંશી લલના હોય તેમ જણાય છે. આજે હું તારી આ અનુપમ સુંદરતા પર નહિં પરંતુ તારા મધુર અને અનુકરણીય ચારિત્રપર જ મુગ્ધ બની ગયો છું. તારા પ્રત્યેનો મારો અભાવ અભાવ આજે દૂર થયો છે, તારા પવિત્ર ચા-

-રિત્રની આગળ મારૂં ચારિત્ર તદ્દન અપવિત્ર છે, તદ્દન તુચ્છ છે ! દેવી ! તેં આજે મારાપર જે દયા દર્શાવી છે, મને જે ઉપદેશ આપ્યો છે, મારે માટે તેં જે જે દુઃખો વેઠયાં તેનો બદલો મારાથી આ જન્મમાં તો શું પરંતુ કદાપિ વાળી શકાશે નહિ. એક દિવસ જે ભય અને આ શંકાથી મેં તારો અસ્વીકાર કર્યો હતો, જે ભય અને આશંકાથી મારૂં હૃદય મારૂં મન ભીરુ બની ગયું હતું, તેને માટે મને અત્યારે બહુજ પસ્તાવો થાય છે. મારા કરેલા અપરાધોને તડિતા તું હવે ભૂલી જા. મેં તારા પ્રત્યે જે નિષ્ઠુર વ્યવહાર ચલાવ્યો છે, તને નિરાશાથી પીડિત બનાવી છે અને એક વિલાસિની અબળામાંથી બ્રહ્મચારિણી બનાવી દીધી છે, તે બધા ગુન્હાઓની હવે મને માફી આપ. હું અત્યંત પાપીષ્ઠ, કદરહીન છું. તારી પરીક્ષા કરવામાં હું છેતરાયો છું. મારી કુશાગ્રબુદ્ધિ કુંઠિત થઈ છે. મારા કરેલાં કર્મને માટે અને અત્યંત અનુતાપ થાય છે. માટે કહે-કહે-ઓ માયાળુ માનિની કહે કે, હવે મારા મનને શીરીતે શાન્તિ મળી શકે તેમ છે ? મારા હૃદયમાં વ્યાપેલો ભયંકર અગ્નિ શીરીતે હોલવાઈ શકે તેમ છે અને મારા તે મહાપાપનું પ્રાયશ્ચિત કેવી રીતે થઈ શકે તેમ છે વારૂ ?'

તડિતાની જોશભરી વાતો સાંભળીને, શકટારના મનમાં ખરેખર ત્યારે એક પ્રકારની ભયંકર વેદના થવા લાગી હતી. કોણ જાણે કોઈ એક વીજળીની જ્વાળા જેવી પીડાથી, તેનાં હાડ-માંસ તથા ચર્મ આદિ સર્વે બળી રહ્યાં હતાં. પોતાના મનોભાવને ન છુપાવી શકવાથી તેમજ દારૂણ વેદનાના યોગે થતા દુઃખનું કારણ ન સમજી શકવાથી, રડતી આંખે તડિતાના બન્ને હાથ દબાવીને, શકટારે બહુ જ સ્નેહપૂર્વક શબ્દોમાં તડિતાને ઉદ્દેશીને કહી સંભળાવ્યું કે;—"પાપનું પ્રાયશ્ચિત અને અપરાધની ક્ષમા અવશ્ય હોઈ શકે છે. ભયકરમાં ભયંકર પાપ કરનારને પણ પોતાના કર્મનો પશ્ચાતાપ થવાથી અવશ્ય માફી મળી શકે છે. તડિતા! તું દેવી છે! હું અતિ નરાધમ પિશાચ છું! માટે મને ક્ષમા કર. હું ક્ષમાને પાત્ર છું, એટલે તારે મારાપર દયા લાવીને ક્ષમા આપવી જોઇએ."

તડિતા શકટારના હાથમાંથી પોતાના હાથ છોડાવીને દૂર ઉભી રહી અને ત્યાર પછી શકટારનાં ચરણોમાં મસ્તક નમાવીને તેને પૂર્વોક્ત આસનપર બેસવાનો આગ્રહ કર્યો. તડિતાનો અત્યંત આગ્રહ જોઇને શકટાર તે આસન પર બેસી ગયો એટલે તડિતાએ તેના પગ પાસે

બેસીને કહ્યું કે;—“શકટાર, એમાં તમારો કશો દોષ જ નથી. મેં પ્રથમથી જ જણાવી દીધું કે, બધા દોષો મારાથી જ થયા છે. દરેક દોષોની જવાબદાર હું પોતે જ છું. મારા જેવી અલ્પ હૃદયની રમણીની તુચ્છ પ્રવૃત્તિના પરિણામે આપને દુઃખિત થતું પડયું છે. હજી હું મારી દુરાશાથી ઉપજેલાં પાપોનું પૂરતું પ્રાયશ્ચિત્ત પણ કરી શકી નથી મારા ભયંકર પાપનું નિવારણ કરવાની જેટલી જરૂર છે, તેનો સો મો ભાગ પણ મારાથી કરી શકાયું નથી. જ્યાં સુધી મારાથી તે પાપનું પ્રાયશ્ચિત થઈ શકશે નહિ, ત્યાં સુધી મારા હૃદયમાં વ્યાપેલી ભયંકર અશાંતિ દૂર થવા પામશે નહિ. મને આનંદ કિંવા આરામ પણ મળી શકશે નહિ. તમારો જ્યારે કાંઈ અપરાધ જ નથી, ત્યારે ક્ષમા અથવા પ્રાર્થનાની શી જરૂર છે? તમે નિરપરાધી છો, એટલે ક્ષમાના અધિકારી નથી અને મને ક્ષમા આપવાનો અધિકાર નથી. મને મારાં પૂર્વનાં કર્મનું ફળ મળ્યું છે, તેમાં તમારો શો દોષ, શો અપરાધ ? કર્મમય જગતમાં દરેક મનુષ્યને પોતાની કરણીનાં ફળ ભોગવવાં પડે છે. સુખ અને દુઃખ સર્વ કર્મને આધીન છે. એટલે હવે એ વિશેની બધી ચિંતાનો ત્યાગ કરો. મારા ભાગ્યમાં લખાયું હતું, તે પ્રમાણે બની ગયુંછે, એટલે ચિન્તા કરવાનું કાંઈ કારણ જ નથી. તમે મારા પિતાપર અનેક ઉપકારો કરેલા છે, એટલે એક રીતે હું પણ તમારી ઋણી છું..તમારા પ્રતાપે જ અખૂટ દ્રવ્ય મેળવી શકી હતી અને તમારા માટે જ તેનો યોગ્ય વ્યય કરી શકી છું, એટલે હવે હર્ષ કે શોક કરવાની કશી જરૂર નથી.”

આ પ્રમાણે વાતમાં ને વાતમાં રાત્રિ ઘણી જ વીતી ગઈ. ત્યાર પછી શકટારે તડિતાના બન્ને હાથ પકડીને સ્નેહયુક્ત સ્વરથી કહ્યું કે;—“તડિતા આજે મને વિદાય થવા દે, જો તારી ઇચ્છા હશે તો વળી કોઈ વેળાયે પાછો આવી જઇશ. આજે મારા પર એક કામનો ખાસ બોજો આવી પડેલો હોવાથી મારાથી અહીં કોઈ પણ રીતે રોકાવાય તેમ નથી. ઇશ્વર ઇચ્છા હશે તો સમયઆવ્યે પુનઃ તારી મુલાકાત લઈ જઇશ.”

તડિતા લાચારીથી શકટારને વિદાય આપવા તૈયાર થઇ. તેણે પોતાના મુખ પર એક પ્રકારનો મલિનભાવ ધારણ કરીને કહ્યું કે;—“આવી અંધારી રાત્રે જવાનું તમે જે સાહસ કરો છો, તે મને કોઇ પણ પ્રકારે રુચતું નથી. કારણ કે, અહીંથી મલયપૂર જવાનો માર્ગ

ઘણો જ બિહામણો અને ચોરો તથા લૂટારાઓના ઉપદ્રવવાળો ગણાય છે, માટે અત્યારે અહીં રોકાઇ જાઓ અને સવાર થયે ખુશીથી વિદાય થજો."

શકટારે કહ્યું કે;—"ના તડિતા, હું બરાબર સમય સાધીને જ તારી પાસે આવ્યો હતો. ગુપ્તવેશ ધારણ કરીને એક મારા મિત્રના રથમાં બેસીને હું તારે ત્યાં આવ્યો હતો અને અત્યારે પણ તે રથના પાણીદાર અશ્વો સત્વર મને મલયપૂર પહોંચાડી દેશે. તારા પર મેં અત્યંત અત્યાચાર ગુજાર્યો છે, એટલા માટે જ હું તારી પાસે ક્ષમાની ભિક્ષા માગવા આવ્યો હતો. તારા હૃદયની અપૂર્વ ઉદારતાના યોગે હવે મને મારા અપરાધની માફી મળી ચૂકી છે, એથી મારા મનમાં અત્યંત સંતોષ થયો છે. તને મળવા આવતાં મને જે એક પ્રકારનો સંકોચ થતો હતો, તે સંકોચ પણ હવે દૂર થયો છે. તારૂં મારે ખાસ જરૂરી કામ પડ્યું છે, માટે મારૂં તે કાર્ય કરી આપવાની કૃપા કર મને એવી સમ્મતિ આપ કે જેથી મને જરૂર પડે ત્યારે હું તારી પાસે આવીને વિના સંકોચે મારા મનની વાત તારી પાસે રજૂ કરી શકું, તારા વિના બીજા કોઇથી તે કાર્ય થઈ શકે તેમ નથી. મેં જે કાર્ય આરંભ્યું છે તેની પૂર્ણાહુતિ તારા વિના કદાપિ થઈ શકે તેમ નથી. તું જ અત્યારે અમારો સાચો આધાર છે."

આ સર્વ વાર્તા સાંભળીને તડિતાના મનમાં એક મહાન ઝંઝાવાતનો ઉદ્‌ભવ થયો. તે બહુ જ વ્યગ્ર થઇને કમ્પીત સ્વરથી કહેવા લાગી કે;-"શકટાર, તમારા માટે જ મારા જીવનમાં આવો જબરો ફેરફાર થવા પામ્યો છે. તમારે માટે મેં ઘણાં દુઃખો વેઠયાં છે અને આવો સંન્યાસિનીનો વેશ પણ ધારણ કરી લીધો છે. તેમ છતાં પણ તમારી ચિન્તા એજ મારા જીવનનો સંજીવની મંત્ર થઈ પડ્યો છે. ભગવાનનું સ્મરણ કર્યા પછી બીજે નંબરે હું તમારી જ આરધના કરૂં છું. તથાપિ મારી અત્યારની તમામ વાસનાઓ નિષ્કામ અને સ્વાર્થરહિત છે. સ્વાર્થયુક્ત સેવા કરવી, એ મહાપાતક ગણાય છે. મેં તમને પરલોકના સંબંધી ધારીને તમારી સાથેના આ જગતના સર્વ સંબધોનો ત્યાગ કરી દીધો છે. આલોકમાં તમારા હૃદયપર એક અન્ય અબળાએ પોતાના પ્રેમનો અધિકાર જમાવી દીધો છે, એટલે મારો તે અધિકાર ચાલ્યો ગયો છે. હવે હું જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી તમારી જ આરાધના કરતી આવીશ. કોઈપણ પ્રકારની વાસના રાખ્યા વિના તમારી

ઉપાસના કરીને, અત્યાર સુધી મેં જે શાંતિ ભોગવી છે, તે સુખમય માર્ગનો હું હવે બિલ્કુલ ત્યાગ કરીશ નહિ. તમારા નામની રટના કરીને મેં જે આનંદ ભોગવ્યો છે, તે આનંદને કદાપિ છિન્નભિન્ન થવા દઇશ નહિ. હૃદયમાં નિરંતર તમારી સૌમ્ય પ્રતિમાનું સ્થાપન કરીને હું તમારી પૂજા કરતી રહીશ. લોકો નિષ્કામભાવથી ઇશ્વરની આરાધના કરે છે અને તેથીજ તેઓ સ્વર્ગનું શાન્તિમય સુખ ભોગવે છે, તેથીજ તેમના હૃદયને એક પ્રકારની તૃપ્તિ મળી શકે છે. સ્વાર્થ, માયા અને મોહનો ત્યાગ કરીને પોતાનું કર્તવ્ય આરંભવાથી મનુષ્ય હમેશાં દિગ્વિજયી થઇ શકે છે. સંસારમાં વિજય મેળવવાનું મુખ્ય સાધન કામના રહિત ભક્તિ જ ગણાય છે. નિષ્કામ ભક્તોજ મનુષ્ય જન્મનું સાર્થક્ય કરી શકે છે.

મારૂં મન પરવશ થવાથી આજે મારી આવી બુરી અવસ્થા થઈ ગઈ છે. મારા મનમાં પ્રથમ ઉપજેલી કામવાસનાના યોગે હું બહુજ પીડાઇ છું અને આવી દુઃખી બની ગઈ છું, માટે તે બધી બુરી ભાવનાઓને હું હવે મારા હૃદયમાંથી કાઢી નાંખવા ઇચ્છું છું. મનની નબળાઇ એજ બધાં દુઃખોનું મૂળ કારણ છે. માટે તે નબળાઇને પણ દૂર કરવા ધારૂં છું. તેમ છતાં પણ મારા આ ક્ષુદ્ર અને નજીવા જીવનનું દાન આપવાથી તમારો કાંઈ ઉપકાર થતો હોય, મારૂં ધન, દોલત, ઘરબાર વગેરે બધું આપવાથી જો તમારા મનને પ્રસન્નતા પ્રાપ્ત થઇ શકતી હોય તો, મારા લોહીનાં ટીપાંથી તમારા કલ્યાણની આશા રખાતી હોય, તો તમારા માટે હું તેમ કરવાને પણ તૈયાર છું. તમારાપર મારા પ્રાણ કુરબાન કરૂં તેમ છું. મારા આ હાડમાંસના શરીરપર ભગવાન સિવાય બીજા કોઇનો અધિકાર નથી. ભગવાનના સિવાય મારા હૃદયને હચમચાવી શકે તેવી કોઈ પણ વ્યક્તિ આ વિશ્વમાં વિદ્યમાન નથી. મારૂં આ વિવશ થયેલું ચિત્ત તમારા સંતોષને માટે સર્વદા તૈયાર રહ્યું છે અને જ્યાં સુધી હું જીવતી હોઇશ, ત્યાં સુધી રહેશેજ. આ કાયા તમારા ઉપકાર માટે જ સરજાઇ છે, માટે મારા જેવું જે કાંઇ કામકાજ હોય તે કોઇ પણ જાતનો સંકોચ રાખ્યા વિના સત્વર જણાવી દો.

**શકટાર** અત્યાર સુધી જાણી શકયો નહોતો કે, તડિતાના હૃદયમાં એક પ્રકારની અમાનુષિક ઉદારતા અને મહત્વ વસેલાં છે. તડિતા પોતાના પ્રત્યે આવો અપૂર્વ અનુરાગ ધરાવે છે, એની તેને કલ્પના પણ આવી નહોતી. તે બુદ્ધિમાન અને બહુ જ વિચારશીલ પુરુષ

હોવા છતાં, એકજ પ્રકારના વિચારના વ્હેનમાં ઘસડાઇને તડિતાને આ પહેલાં એક કામ પરાયણા, ધૈર્ય વિનાની અને લાલસાવાળી રમણીજ ધારી લીધી હતી. પરંતુ હવે તેણે જોયું કે, એવી કલ્પના કરવામાં તેણે મોટી ભૂલ કરી હતી, તે સંપૂર્ણ રીતે ભ્રમિત બની ગયો હતો. સ્ત્રીઓના હૃદયમાં વસતી એક પ્રકારની માયા તથા મમતાને તે છેક જ વિસરી ગયો હતો. ખરી રીતે, એ તડિતાજ ભગવાનની આ વિશાળ મેદિનીનું એક અમુલ્ય રત્ન હતું. જગતની શોભારૂપ મનાતું પારિજાત પુષ્પ હતું. ઇશ્વરે તેનામાં સૌન્દર્ય અને સદ્ગુણ ઉભયનો સમાવેશ કર્યો હતો. આવો અપૂર્વ આત્મત્યાગ, આવું ચિત્તદમન અને પ્રેમની આવી અનુપમ ગંભીરતા તેણે પોતાની જીંદગીમાં કદાપિ જોઇજ નહોતી. સ્ત્રીઓના સૌંદર્યમાં વીજળીની શક્તિ સમાયલી હોય છે અને તેના યોગે તે અનેક દૃઢ હૃદયના પુરુષોને પરાજિત બનાવી દે છે, એટલુંજ માત્ર શકટારથી સમજી શકાયું હતું, પરંતુ તેના ગુણો બ્રહ્માંડને પણ ઉપકારિત બનાવી શકે છે, એ વાતની તેને સ્વપ્નમાં પણ કલ્પના આવી શકી નહોતી. તડિતાના જેવી સદ્ગુણ સંપન્ન સુંદરીના દર્શન કરવાનું સૌભાગ્ય શકટારને આ પહેલાં કદાપિ મળ્યુંજ નહોતું.”

તડિતાના ચરિત્રની આવી વિચિત્રતા જોઇને શકટારનું હૃદય તડિતાનું પક્ષપાતી બની ગયું. તે તડિતાને એક ગુણવતી દેવીજ ગણવા લાગ્યો. તેની ચારિત્રની દૃઢતા જોઇને તેણે મનમાં ને મનમાંજ વિચાર્યું કે, તેણે ઉઠાવેલા કાર્યમાં જો કદાપિ કોઈ સહાયતા કરી શકે તેમ હોય, તો તે એક માત્ર તડિતાજ છે. તડિતા વિના તે જીવ સટોસટનું કાર્ય કોઈનાથી થઇ શકે તેમ નથી. માટે હવે એ કાર્યનો ભાર તડિતાનેજ સોંપવો.

તે દિવસે જો કે તડિતાની સાથે તેની વધારે વાતચીત થઇ નહિ, પરંતુ તેનો ત્યાગ કરીને ત્યાંથી વિદાય થતી વેળાયે શકટારના મનમાં એક પ્રકારનું અસહ્ય દુઃખ થવા લાગ્યું. તેની આંખો આગળ એક પ્રકારનું ગંભીર કાર્ય આવી ઉભું હતું. જો તેને તડિતાની એક સહાયતા મળી શકે તોજ તે રાજા સમરકેતુને યુદ્ધના વિષયમાં એક પ્રકારની ખાસ મદદ કરી શકે તેમ હતો, પરંતુ જો તડિતા તેમ કરવામાં અસમ્મત થાય તો શકટારની બધી બીજી ધૂળમાં મળે તેમ હતું. આ જીંદગીમાં રાજાની શિક્ષાનો ભય રાખીને અથવા ભીરુ પુરુષની પેઠે છુપાઇને, ચોરની પેઠે પોતાનું સ્વરૂપ છુપાવી રાખવાને તે તદ્દન નારાજ હતો. અત્યારે તેની સ્થિતિ બહુજ ભયંકર થઈ પડી હતી. પોતાના જીવનની રક્ષા કરવા

માટે તેને મગધનો ત્યાગ કરીને રાજા સમરકેતુના રાજ્યનો આશ્રય લેવો પડયો હતો. જ્યાં સુધી તે મગધરાજ ધનનંદના કોપમાંથી મુક્ત થઈ શકે નહિ અથવા તો તેનો નાશ કરી શકે નહિ; ત્યાં સુધી તેનાથી જંપીને બેસાય તેમ નહોતું. તેને બિચારાને એક પશુની પેઠે તિરસ્કાર યુક્ત દશામાં રખડી રખડીને પોતાનું જીવન વીતાડવું પડે તેમ હતું. પરંતુ હવે જો તે પોતે ધારેલા કાર્યમાં વિલંબ કરે તો, તેને અત્યંત હાનિ થવાનો સંભવ હતો. ચાણક્યની પેઠે તેણે પણ નંદવંશનો નાશ કરવાની ભયંકર પ્રતિજ્ઞા લીધી હતી અને તે પ્રતિજ્ઞા પાર પાડવા માટે તેણે, રાજકુમાર ચંદ્રગુપ્ત, રાજા સમરકેતુ અને ચાણક્યને પોતાના મુખ્ય સહાયકો બનાવી લીધા હતા તથા તડિતાને એક નવીન સહાયકા બનાવવાનો તેણે પ્રયત્ન કરવા માંડયો હતો.

છેવટે તેણે પોતાની ઇચ્છા ન હોવા છતાં તડિતા પાસેથી વિદાય લઇને મલયપૂર ભણી પ્રયાણ કર્યું. પ્રયાણ કરતી વેળાયે તેણે તડિતાને ઉદ્દેશીને કહ્યું કેઃ—"મેં આજે જે દ્વારમાં પ્રવેશ કરીને તારી મુલાકાત લીધી છે, તે દ્વાર ભવિષ્યમાં ફરીવાર જ્યારે તારી મુલાકાત લેવા આવીશ ત્યારે મારામાટે ઉઘાડું રહેશે ખરૂં કે ?"

"એવી કલ્પના કરવાનું શું કારણ છે ? તે વિષયમાં તમે કશી પણ ચિન્તા રાખશો નહિ. તમારા માટે મારાં દ્વારા સર્વદા ખુલ્લાંજ રહેશે. આ દ્વારને બહારથી તાળું વાસીને બંધ કરવામાં આવે છે. દેવમંદિરમાં દાખલ થઇને આ બાજૂ આવવાથી એ દ્વારનો પત્તો સત્વર મળી શકે તેમ છે, લ્યો હું તમને આ એક બીજી ચાવી આપું છું, તે ચાવીવડે દ્વાર ઉઘાડીને જ્યારે તમારી ઇચ્છામાં આવે ત્યારે મારી પાસે ચાલ્યા આવજો. તમને દાખલ થવા દેવામાં મારા નોકરો કોઇપણ પ્રકારની બાધા લાવશે નહિ. હું આજેજ તેમને સૂચના આપી દઇશ. મારા બાગની ઉત્તરમાં બીજું એક દ્વાર છે, હું તે દ્વાર માર્ગે હું મારા રહેવાના ઓરડામાં આવજાવ કરૂં છું. તેમ છતાં તમે સવાર અને સંધ્યા સમયે અહિં આવશો નહિ. કારણ કે, તે સમયે હું દેવાલયમાં દેવતાની પૂજા માટે રોકાયલી હોઉં છું. દિવસના કરતાં રાત્રે ભેગાં થવું એ જ આપણ બન્નેને માટે વધારે સગવડવાળું છે. માટે તમે જેવી રીતે આજે અહીં આવ્યા હતા. તેવી જ રીતે હવે પણ આવજો. મને લાગે છે કે, મારી આ વ્યવસ્થાથી તમને કોઇપણ પ્રકારની અડચણ આવી શકશે નહિ."

તડિતાની આવી અનુપમ ઉતારતા જોઇને શકટારની આંખોમાં

આંસૂ આવી ગયાં. તે પોતાના મનમાંજ વિચારવા લાગ્યો કે:-"અહા ! એક આર્ય અબળાનું હૃદય કેવી દયા અને મમતાથી ભરપૂર છે. જેને માટે મેં જુદી કલ્પના કરી હતી, જેને મેં એક કામપરાયણા રમણી ધારી હતી, તે તડિતા કામલોલુપ રમણી નથી, પરંતુ આદર્શ પ્રેમની પ્રતિમા છે. મારામાં તેનો વિશુદ્ધ અનુરાગ છે. મારા માટે તે પોતાના સર્વ વૈભવોને તિલાંજલિ આપી ચૂકી છે, ધન્ય છે, તડિતા.તારા હૃદયને અનેકવાર ધન્ય છે. તું મનુષ્યના મનને મોહ ઉપજાવનારી મોહિની નહિ, પરંતુ સદ્‌ગુણની પ્રતિમા છે."

ત્યાર પછી તેણે પોતાની આંખનાં આંસૂ લુછીને, તડિતાને કહ્યું કે:-" તડિતા, હવે હું મલયપૂરભણી રવાના થાઉં છું. સમય ઘણો જ વીતી ગયો છે, માટે હવે વધારે વાર રોકાવું ઉચિત નથી. કદાચ જો હું તને ફરીવાર ન મળી શકું, તો મને મારા અપરાધની માફી આપજે. રાજમંત્રી રાક્ષસના કપટજાળમાં સપડાવાથી કદાચિત્ મારૂં મરણ થાય તો તું તે પરમકૃપાળુ પરમાત્માનું સ્મરણ કરીને તારા બાકીના દિવસો પૂરા કરજે. આ જીવન સંગ્રામ સમાન છે. જીવનમાં સુખ અને દુઃખ, પાપ અને પુણ્ય, નીતિ અને અનીતિ, ધર્મ અને અધર્મનું યુદ્ધ નિરંતર ચાલ્યા જ કરે છે. આ ભીષણ યુદ્ધમાં મનુષ્યના જીવનની કસોટી થાય છે. માટે જીવન સંગ્રામમાં તું જરાપણ ગભરાઇશ નહિ. મારામાં ચૈતન્ય હશે, ત્યાં સુધી તો હું અવશ્ય તારી મુલાકાત લેતો જઇશ. પરંતુ ભાગ્યયોગે કદાચ મૃત્યુ થાય તો પણ તું મારે માટે કશી ચિંતા કરીશ નહિ. મારા મરણ પછી તું પરમાત્માનું સ્મરણ કરીને જ્યારે તારા જીવનના દિવસો પૂરા થાય, ત્યારે પરમાત્માના પ્રેમમય રાજ્યભણી પ્રયાણ કરજે, ત્યાં તને કોઇપણ પ્રકારનું દુઃખ પડશે નહિ. કોઇપણ પ્રકારનું દુઃખ પડશે નહિ. કોઇપણ પ્રકારની ચિન્તાઓ તારા હૃદયની પીડિત કરી શકશે નહિ. કારણ કે:-

" જ્યાં વૈરની નથી ભાવના, સમભાવના વ્યાપી રહી;
જ્યાં શત્રુતા કે મિત્રતા, એ શબ્દ સંભળાયે નહીં.
જયગાન જે સ્થળમાં પરસ્પરનાં સદૈવ ગવાય છે;
ને વેદના સુખ દુઃખની સહુને પરસ્પર થાય છે.
તું વિચર દેવી ઇશના તે અભય અક્ષય ધામમાં;
જઇ લીન થઇ જા બ્રહ્મમાં, તે વિશ્વપતિ અભિરામમાં."

તડિતા ! જીવન ક્ષણિક છે, ઘડીકમાં નાશ પામે તેવું છે, તેટલા માટે જ મારે તને આવો ઉપદેશ આપવો પડ્યો છે. જો હું જીવતો

હઇશ તો, પુનઃ તારી મુલાકાત કરીશ અને તારી દ્વારા જે કાર્ય થઇ શકે તેમ છે, તે કાર્યનો બોજો તને જ સોંપીશ. હવે તું મને વધારે સંભારીશ નહિ, કારણ કે, હું તારો મહાન અપરાધી છું. પણ હવે આવી વાતો વધારે વિલંબ લગાડવો વ્યાજબી નથી, કારણ કે, મારો સારથી મારી વાટ જોતો બેઠો હશે, માટે મને વિદાય આપ. ઇશ્વર સમય આપશે, ત્યારે હું તને પુનઃ આવી મળીશ. તું પવિત્ર છે, તારૂં હૃદય પવિત્ર છે, માટે તને અધિક ઉપદેશ આપવાની કશી આવશ્યકતા જ નથી. લે, હવે હું મારા સારથી પાસે વિદાય થાઉં છું."

આમ કહીને શકટાર ત્યાંથી રવાના થયો અને ત્યાર પછી પ્રથમ જણાવેલા દેવમંદિર પાસે આવીને તેના દ્વારને બહારથી તાળું વાસી દીધું તથા તેની ચાવી પોતાની પાસે રાખી લીધી. થોડીવારમાં આ બધું કામ બતાવીને જ્યાં આગળ તેનો સારથી તેની વાટ જોતો ઉભો હતો, ત્યાં તે જઇ પહોંચ્યો.

ત્યાર પછી શકટાર રથમાં બેઠો એટલે સારથીએ રથને મલયપુરભણી હંકારી મૂક્યો. રથ પણ ધીમે ધીમે તે ભયંકર રાત્રિની વેળાયે મલયપૂર તરફ ચાલવા લાગ્યો.

આ સમયે શકટારે વિચાર્યું કે, તડિતા સાથે મુલાકાત કરવાથી તેના શીરપર એક નવીન આફત આવી પડી. તે આફત બીજી કાંઇ જ નહિ, પરંતુ તડિતાનું સ્મરણ જ તેને આફતરૂપ થઇ પડયું હતું, તે કોઇપણ પ્રકારે તડિતાના તે ગંભીરતારૂપ અને માધુર્યવાળા, ચળકતા અને પવિત્રતાયુક્ત, અતિ સુંદર અથવા મલિન મુખને વિસરી શકયો નહિ. તેની હમેશાં અંધકારથી ઢંકાઈ રહેતી, નિરાશાયુક્ત હૃદય–કન્દરાની અતિ એકાંતમાં, તડિતાની વીજળીને પણ ભૂલાવી દે તેવી રૂપમાધુરીની ઉજ્જ્વલ પ્રભા છવાઈ ગઈ હતી અને તેથી તેનું હૃદય ચમકી ઊઠયું હતું.

જો ખરૂં કહીએ તો શકટાર જે કામને માટે તડિતા પાસે આવ્યો હતો, તે કામ તેનાથી તે દિવસે બિલકુલ સિદ્ધ કરી શકાયું નહિ. કારણ કે, તે તડિતાના રૂપના તેજ પાસે છેક મલિન બની ગયો હતો. તડિતાનું રૂપ જોઇને તે અંજાઇ ગયો હતો. રૂપનો જય બધી જગાએ થઇ શકે છે, તેવી જ રીતે તડિતાના રૂપે શકટારને પણ પરાજિત બનાવી દીધો. તે તડિતાના તે અપૂર્વ રૂપના પ્રભાવ આગળ પરાજિત થઇને, પોતાના મનની ધારણા પ્રકટ કરી શકયો નહિ અને તેથી છેવટે લાચાર થઇને તડિતા પાસેથી વિદાય લઈ પોતાના ગૃહતરફ વિદાય થયો.

# પ્રકરણ ૧૨ મું

## મન્દાની કર્ત્તવ્યપરાયણતા.

" ભોજન સમય માતા પ્રમાણે જે જમાડે ભાવથી;
ગૃહકાર્યમાં દાસી સમે વરતે વિનમ્ર સ્વભાવથી;
વારાંગનાસમ રતિસમયમાં ધારતી લજ્જા નથી;
મૃદુભાષિણી જેના વચનમાં લેશ કર્કશતા નથી;
લક્ષ્મી ન લક્ષ્મી શાસ્ત્રમાં ગૃહની કદાપિ મનાય છે;
લલના જ એવી ગેહની લક્ષ્મી સદા લેખાય છે. "

---

" બ્હેન, હવે આપણી રક્ષાનો કોઇપણ ઉપાય જણાતો નથી."

" કેમ ભૈરવ? આજે વળી શો નવો બનાવ બન્યો છે વારૂ?"

" મેં સાંભળ્યું છે કે, ઘણા જ થોડા સમયમાં મગધરાજ ધનનંદનું સૈન્ય આવીને, આપણા રાજ્યને ચારે બાજૂથી ઘેરી લેશે તથા પ્રજાપર જુલ્મ ગુજારીને ભયંકર હાહાકાર મચાવી દેશે."

" ભલે ઘણીજ ખુશીથી તેમને રાજ્યપર ચઢાઈ કરવા દો, પરંતુ તેથી તમે આટલાબધા વ્યગ્ર કેમ બની ગયા છો."

" આપણા પહાડી સૈનિકોની સંખ્યા, મગધરાજના વિશાળ સૈન્યની તુલનામાં અત્યંત અલ્પ છે, અથવા તો ચોથા ભાગની પણ નથી. મગધરાજ ધનનંદનું સૈન્ય સુશિક્ષિત અને કેળવાયલું છે, તેથી તેવા યુદ્ધ વિશારદ સૈન્યની સ્હામે ટક્કર ઝીલવી એ કાંઈ જેવી તેવી વાત નથી. મન્દા બ્હેન, જો કે આપણા સૈનિકોના હૃદયમાં સ્વદેશાભિમાન અને માતૃભૂમિના પ્રેમની અપૂર્વ લાગણી આદિ સદ્‌ગુણો વસેલા છે, તેમ છતાં જ્યારે હું મગધરાજના સૈન્યનો વિચાર કરૂં છું, ત્યારે મારા હૃદયમાં એક પ્રકારની નિરાશાનો ઉદય થઈ આવે છે અને વિજયને બદલે પરાજયના ભણકારા વાગ્યા કરે છે."

" ભૈરવ, આમ ધારવામાં તમારી ભારી ભૂલ થાય છે. ધનનંદનું સૈન્ય વધારે હોય કે ઓછું હોય, તે સંબંધી આપણે કાંઈ વિચાર કરવો ઉચિત નથી. યુદ્ધ ભૂમિમાં સૈન્યથી સંખ્યા ઉપર વિજયનો આધાર રાખી શકાતો નથી, પરંતુ સૈનિકોની કુશળતા, નવીન નવીન પ્રકારની વ્યૂહરચના અને સેનાપતિની દક્ષતા ઉપર જ વિજયનો આધાર અટકી

રહ્યો છે. મગધરાજના મુખ્ય સેનાપતિ બળવંતસિંહ યુદ્ધ વિદ્યાના અતિ નિપુણ પુરુષ ગણાય છે અને તેમની સહાયતાથી જ મહારાજ ધનનંદે અનેકવાર વિજય પ્રાપ્તિ કરેલી છે, તેઓ આ સમયે સેનાપતિનું પદ ગ્રહણ કરી આપણા પહાડી રાજ્યપર ચઢાઇ કરવાના નથી. તેઓ રાજકુમાર ચંદ્રગુપ્તના ગુરુ છે અને એટલા માટે જ તેઓ યુદ્ધમાં ઉતરવાને નારાજ થયા છે. આપણા પક્ષમાં અસીમ પરાક્રમશાલી રાજકુમાર, ચંદ્રગુપ્ત, કૂટવિદ્યા પરાયણ રાજમંત્રી શકટાર અને કર્મ કાંડ નિપુણ મહા તેજસ્વી પંડિત ચાણક્ય દેવ વિદ્યમાન છે, એટલે તે સર્વેના એકત્ર બળથી મગધરાજ કદાપિ આપણાપર વિજય મેળવી શકે તેમ નથી. આયુદ્ધમાં આપણને કોઈ પણ પ્રકારની હાનિ થવાનો સંભવ જ નથી. રાજકુમાર ચંદ્રગુપ્તના ભાગ્યનો અને મહારાણી મુરાદેવીને બન્દીખાનામાંથી મુક્ત થવાનો આધાર આ યુદ્ધપર જ અવલંબી રહ્યો છે. જો આ યુદ્ધમાં મહારાજ ધનનંદનો પરાજય થશે તો પછી મૌર્યવંશની સ્થાપના કરવામાં જરા પણ વિલંબ લાગશે નહિ. આ સર્વ કારણોથી આપણે ભયભીત થવાનું કાંઈ કારણ જ નથી. જ્યારે તમારા જેવા વીર, દક્ષ અને સેના નાયક પુરુષ જ આમ હતાશ બની જશો, તો પછી આપણને વિજયલક્ષ્મી શી રીતે મળી શકશે. માટે એવી સર્વ દુરાશાઓનો ત્યાગ કરો અને કર્ત્તવ્ય કરવા માટે તૈયાર બની જાઓ. શત્રુપક્ષનો સંહાર કરવામાં દયા દર્શાવવી અથવા ભયભીત થવું એ સર્વ અધોગતિનાં જ ચિન્હો છે. ભગવાન કૃષ્ણે કુરુ ક્ષેત્રમાં અર્જુનને યુદ્ધ કરવામાં શિથિલ થયેલો જોઇને શો ઉપદેશ આપ્યો હતો, તે જરા સાંભળોઃ—

" ધન ભૂમિ સ્ત્રી હરનાર, વિષ દેનાર બાળે આગથી;
આવે ચઢીને મારવા તેમજ વળી હથિયારથી;
તે આતતાયી પુરુષ છે, શાસ્ત્રો કહે છે એકથી;
એ આતતાયીને હણો, પાતક જરા તેમાં નથી;
પૂરો સુયોધન આતતાયી યુદ્ધમાં પ્રત્યક્ષ છે;
સંહાર અર્જુન ! શસ્ત્રથી એ વૈરિ તારો ભક્ષ છે. "

" મન્દા, હજી તું અજ્ઞાન છે. અલ્પ વયના યોગે ભવિષ્યના પરિણામથી સર્વથા અજ્ઞાન છે. ભગવાન કૃષ્ણનો ઉપદેશ સ્વીકારવા યોગ્ય છે, પરંતુ તેવો અવસર આવવાને હજીવાર છે. તું હજી નાની ઉમ્મરની-બાળા છે, મેં તને મારી ગોદમાં ઉછેરીને મોટી કરી છે. હું

તને મારા જે વિચારો દર્શાવી રહ્યો છું, તેમાં અમુક એક ખાસ હેતુ સમાયલો છે અને તે હેતુ તને થોડા સમયમાં વિદિત થઇ જશે."

"આપનું કહેવું સત્ય છે. પરંતુ બાળા હમેશાં બાળા રહેતી નથી. તેના શરીરનું રક્ત એક દિવસ પણ ઉછાળા માર્યા વિના શાંત રહી શકતું નથી. જો એક ક્ષત્રિય રમણી પોતાના શીરપર મોતનાં નગારાં વાગતાં હોય અને શાંત બેસી રહે, તો તે ક્ષત્રિય જાતિના વીરનામને કલંક લગાડનારી એક કુલટા કહેવાય છે. સ્ત્રીઓ માત્ર અંતઃપુરની શોભા માટે જ સરજાઈ નથી. ઘરનું આભૂષણ કરી રાખવા માટે ઇશ્વિરે તેને બનાવી નથી. જગતની સેવા ઊઠાવવી, પોતાનાં આશ્રિતોનું રક્ષણ કરવું અને નારી ધર્મમાં દઢ રહેવું એ સર્વ સ્ત્રીઓનાં મુખ્ય કર્ત્તવ્યો છે. ગુરુ યોગાનંદ સ્વામી તથા ચાણુક્ય દેવ પાસેથી સ્ત્રીઓના પરાક્રમની કથાઓ સાંભળી છે, તેથી આવા યુદ્ધના પ્રસંગે મારાથી શાંત થઇને બેસી રહેવાય તેમ નથી. હું પણ મારાથી બનતી સેવા ઉઠાવવાને તૈયાર છું. યુદ્ધ ભૂમિમાં અગ્રભાગ લઇને શત્રુપક્ષના સૈનિકોનું લોહી રેડવાની તથા મારી પહાડી માતૃભૂમિની રક્ષા કરવાની મને દઢ ભાવના થઇ આવી છે. પણ આ બધી વાતો અત્યારે કહેવાની કાંઇ પણ જરૂર જણાતી નથી. અત્યારે તો માત્ર તમારી શી મનો ભાવના છે, એજ જાણી લેવાની મારી તીવ્ર ઇચ્છા છે. શું તમને તમારા પોતાના પર અવિશ્વાસ આવે છે? તમારી વીરતા તમને તુચ્છ જણાય છે? મારા પિતાના સમયમાં આ રાજ્યના સેનાપતિ તરીકે તમે જે કાર્ય કર્યું હતું અને તે અવધિમાં તમે જે જે વિજયો મેળવ્યા હતા, તે બધાનું શું તમને વિસ્મરણ થઈ ગયું? એક દિવસ એ મગધરાજ્યની વિરુદ્ધમાં એક સાધારણ સૈન્ય લઇને તમને મોકલવા આવ્યા હતા અને તે સમયે તમે તે અલ્પ સૈન્યની સહાયતાથી એક પ્રકારનું અદ્‌ભુત પરાક્રમ દર્શાવીને જે વિજય મેળવી આવ્યા હતા, તે પ્રસંગને પણ તમે છેક વિસરી ગયા છો?"

ભૈરવ, મન્દાકિનીના આવા કઠોર તિરસ્કાર અને ઉપાલંભોથી બહુજ શર્માઈ ગયો. તેણે નિરાશાથી કહ્યું કે;–"બ્હેન, તે બધા પ્રસંગોનું મને સારી રીતે સ્મરણ છે, પરંતુ અત્યારે તેથી શું વળવાનું છે? હું જ્યારે સેનાપતિ હતો, ત્યારે મગધ રાજ્યના સૈનિકોની સંખ્યા આટલી મોટી ન હોતી. તેમજ તે વખતનું સૈન્ય પણ અત્યારના જેવું સુશિક્ષિત અને કેળવાયલું નહોતું."

આ સાંભળીને મન્દાકિનીએ સહજ ગુસ્સાથી જણાવ્યું કે;—" પરંતુ તેથી શું થયું, એમાં આપણને શી હાનિ થવાની છે ? પહાડી વનદેવીએ આપણને કાંઇ નમાલાં અને નિર્બળ કરીને જન્મ આપ્યો નથી ? આપણને વીરતાથી વંચિત રાખ્યાં નથી. કર્મથી ભ્રષ્ટ બનાવ્યાં નથી. તમારા હાથથી ચાલતી તલ્વારમાં ઓછી શક્તિ આપી નથી. મગધરાજનું સૈન્ય આપણા સૈન્યથી ચારગણું હોય, તો પણ આપણું શું નુકસાન થવાનું છે ? પરંતુ આ વાર્ત્તાને તમે હજી પણ ભૂલી જાઓ છો કે, મગધનો મહાબળવાન યુવરાજ ચંદ્રગુપ્ત આપણો સેનાપતિ છે અને મારો સહોદર વીરાગ્રગણ્ય સમરકેતુ સેનાનો અધિનાયક છે, એટલે યુદ્ધમાં પરાજય થાય, એવી કોઇ સંભાવના જ નથી. સમરકેતુ અને ચંદ્રગુપ્ત જેવા વીર યોદ્ધાઓના હાથમાંથી વિજય લક્ષ્મીને છીનવી લેવી એ કાંઇ રહેલી વાત નથી. માટે તમે હવે તમારા આ સર્વ નિર્બળ વિચારોને તિલાંજલિ આપીને, કર્ત્તવ્યના માર્ગમાં જોડાઇ જાઓ. "

ભૈરવ બોલ્યો કે:—" બ્હેન તારા કહેવાના આશય હું બહુ જ સારી રીતે સમજી ગયો છું, પરંતુ આ યુદ્ધમાં આપણા રાજ્યનું રક્ષણ કરવું એ કાંઈ સહજ વાત નથી. મને લાગે છે કે, આ સમયે આપણી પવિત્ર પહાડી ભૂમિ લોહીની નદીઓથી ભીંજાઈ જશે, નરમાંસ અને નરરક્તથી આખું પહાડી રાજ્ય અપવિત્ર બની જશે. "

મન્દાકિની ભૈરવની આ વાત સાંભળીને પોતાના નિશ્ચયપરથી જરા પણ ડગી નહિ. તે ભગવાનની શકિત ઉપર વિશેષ વિશ્વાસ રાખતી હતી. મનુષ્યની શક્તિને ભગવાનની શક્તિ આગળ છેક તુચ્છ માનતી હતી. તેના મનમાં દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો હતો કે, " આ વિશ્વમાં જે જે કર્મો થાય છે તેનો કર્તા સચરાચર ભગવાન જ છે. ભગવાનની ઇચ્છા વિના મનુષ્યથી એક તરણું પણ તોડી શકાતું નથી. મનુષ્યને તેના કાર્યમાં જય અને પરાજય આપવાની શક્તિ ઇશ્વર સિવાય બીજા કોઈનામાં છેજ નહિ. સારી સારી ભાવનાઓનું મૂળ પણ તે કૃપાળુ પરમાત્મા જ છે. ભગવાન જ્ઞાનબુદ્ધિના ઝરારૂપ છે. મનુષ્ય તો કેવળ ભગવાનની છાયાનો એક નાનો અંશજ છે. ભગવાનની શક્તિનો કરોડમો અંશ પણ મનુષ્યમાં હોતો નથી. ભગવાનની શક્તિ તથા કળાનો જે કાંઇ સૂક્ષ્મ વિકાસ છે, તેઓ જ જ્ઞાન અને શક્તિવાળા મનુષ્યો જ છે. મનુષ્ય યત્ન કરવાથી અપ્રાપ્ય વસ્તુને પણ અલ્પ અવધિમાં પ્રાપ્ત કરી શકે છે. ભગવાનના ન્યાયી રાજ્યમાં અન્યાયનો

અંશ નથી, પાપનો પ્રવેશ નથી, પક્ષપાતનો વિજય નથી, એટલે આ નિરપરાધી સ્વતંત્ર પહાડી રાજ્યની પ્રજા, કદાપિ પાપથી પીડિત થશે નહિ. જ્યાં સુધી પહાડી પ્રજામાં ધર્મની ભાવના છે, ન્યાય, નીતિ, પ્રેમ–પ્રીતિ અને પુણ્યની વાસના વિદ્યમાન છે, ત્યાં સુધી પરાજય રૂપ પિશાચ તેનાપર કોઈ પણ પ્રકારનો અત્યાચાર ગુજારી શકે તેમ નથી. બળવાન વ્યક્તિદ્વારા ઇશ્વર નિર્બળ વ્યકિતઓને પીડાવા દેતો નથી. ઘણી વાર એવું પણ જોવામાં આવે છે કે, એક મદમસ્ત માતંગને પણ એક ક્ષુદ્ર મચ્છરના દંશથી પીડિત થઇને ચારે બાજૂએ વેદનાની જવાળામાં દોડાદોડ કરી મૂકવી પડે છે. એક નાના જેવા વીંછીના દંશથી પીડિત થઇને મહાવીર માનવને પણ હાય:હાયનો પોકાર કરવો પડે છે. આ સર્વ મનુષ્યના અભિમાનને આહત કરે, તેવાં જ પ્રમાણો છે. મનુષ્ય પોતે નજરોનજર આવાં દશ્યો નિહાળે છે, છતાં તેમને ચૈતન્ય કેમ નથી આવતું ?"

મન્દાકિની, ભૈરવની વાતથી જરા પણ દુઃખી થઈ નહિ. તેને જેમ જેમ વધારે વિઘ્નો જણાવા લાગ્યાં, તેમ તેમ જાણે જે વિશેષ દૃઢપ્રતિજ્ઞ થવા લાગી. તેણે પોતાના હૃદયમાં એક પ્રકારનો દૃઢ નિશ્ચય જારી રાખી ભૈરવને ઉદ્દેશીને કહ્યું કે:–" ભૈરવ હું તમારો ઉપદેશ સાંભળવા માગતી નથી. મને કોઇના ઉપદેશની કશી અગત્ય નથી. ભગવાન મહાકાળે આ વિષયમાં કરવાનાં કાર્યમાં એક આજ્ઞા આપી છે અને તે આજ્ઞાનું પાલન કરવા માટે જ હું તત્પર થઈ રહી છું. હું બચપણથી જ એ મહાકાળની સેવિકા છું. કુમારીરૂપે, કિશોરીરૂપે, મેં એકાગ્રચિત્તથી તેમની જ ઉપાસના કરી છે. હું જે કાંઇ કરૂં છું, તે તેમની આજ્ઞાથી જ કરૂં છું, એમજ માની લેજો. એક પ્રકારની સ્પષ્ટ વાણીના પડઘાઓ વારંવાર મારા મનમાં જાગરિત થઈને, મને જેમ કરવાની સૂચના આપે છે, તેમજ હું કરૂં છું. તમારાપર મેં જે કાર્યનો ભાર સોંપ્યો છે, તે કાર્ય તમે કરી આપો ! તે કાર્ય કરવામાં તમારે કશી આનાકાની કરવી નહિ. મારી આટલી વાત તમે હમેશાં સ્મરણમાં રાખજો કે, જ્યારે મને જરૂર પડે ત્યારે મને મારા સંતાન સમાન હજારો સૈનિકોને મોકલી આપજો. પરંતુ સાવધાન ! તમારા આવા નિરૂત્સાહની વાત તેમના જાણવામાં ન આવે તેની ખાસ સંભાળ રાખજો. નિરાશાવાદી થઇને તમે તેમને પણ નિરાશ બનાવશો નહિ. કારણ કે, તેથી તેઓ ભીરુ બની જશે અને યુદ્ધમાં ઉતરતી વેળાયે તેમના શરીરોમાં કમ્પનો આવિર્ભાવ થશે, તો મારી બધી બાજી ધૂળમાં મળી

જશે અને મારા શીરપર ભયંકર કલંક લાગી જશે. તમે નિરાશ થયા છો, એટલે બીજાઓને નિરાશ કરવાનો પ્રયત્ન કરશો નહિ.''

આમ કહેતી વખતે, મન્દાની બન્ને આંખો જાણે કે સળગ ઉઠી હોયની, તેવો ભાસ થવા લાગ્યો. ભૈરવે બરાબર ધ્યાનપૂર્વક તેનું અવલોકન કરી જોયું. આ જોઇને તેનાથી બીજી કોઇ પણ વાત કહેવાનું સાહસ થઈ શકયું નહિ. તે પોતાની નિરાશાને માટે અત્યંત પસ્તાવો થવા લાગ્યો અને પછી મન્દાની આજ્ઞાથી પોતાના કોઇ એક કાર્ય માટે ત્યાંથી વિદાય લઇને ચાલ્યો ગયો.

તે દિવસે તાપથી તપેલા સખ્ત મધ્યાન્હ સમયે, મન્દાકિનીએ અત્યંત ચિંતાતુર ચિત્તથી પાસેના એક ઘોર જંગલમાં પ્રવેશ કર્યો. એક તરફ ઘોર જંગલ હતું અને બીજી બાજૂએ આકાશનો સ્પર્શ કરવાની આકંક્ષા રાખનારો એક મોટો પર્વત આવેલો હતો. એ પર્વતની નીચાણના ભાગમાંથી એક નાની પહાડી નદી ખળ ખળ શબ્દનો ધ્વનિ કરી તે ઘોર જંગલમાં વહી રહી હતી. તે સ્થાન બહુ જ એકાંત્તમાં આવેલું હોવા છતાં, તે ગિરિનદીના કલકલ શબ્દથી થતા સંગીતના યોગે બહુજ રમણીય ભાસતું હતું. જો કે તે સ્થાન તદ્દન નિર્જન હતું. પરંતુ વૃક્ષોના પત્રોના સંચાલનથી તેમજ નદીના ખળખળાટથી તે નિર્જનતાનો ભંગ થતો હતો. મન્દાએ જ્યારે તે જંગલમાં પ્રવેશ કર્યો, ત્યારે, મંદમંદ વાયુ વહી રહ્યો હતો અને તેથી એક પ્રકારની શીતળતાનો સંચાર થવા લાગ્યો હતો. ખરો મધ્યાન્હ હોવા છતાં શીતળ પવનના યોગે ઉષ્ણતાને બદલે શીતળતાનો સ્વાદ જ ત્યાંથી મળી શકતો હતો. પાસેનાં વૃક્ષોની ઓથમાં છુપાઈ બેઠેલાં પહાડી પક્ષીઓનું મધુરૂં કૂજન પણ આ સમયે એક પ્રકારનો આનંદ ઉપજાવી રહ્યું હતું.

તે મનુષ્યના સમાગમથી શૂન્ય રહેલા શબ્દવિહીન સ્થાનમાં આવ્યા પછી, મન્દાકિની એક પત્થરની સુંદર શિલાપર બેસી ગઇ અને ત્યાર પછી કોઈ એક અત્યંત ઊંડા વિચારમાં પડી ગઈ. તેની આંખોમાંથી દડદડ આંસું વ્હેવા લાગ્યાં અને તેનું મુખ છેક મલિન બની ગયું. કેટલીક વાર પછી તે આકાશ તરફ દૃષ્ટિ કરી, બન્ને હાથ જોડીને સ્પષ્ટ સ્વરથી કહેવા માંડયું કેઃ—"દેવાદિદેવ ! મેં તમારી પાસે મારા ભલાને માટે કદાપિ પ્રાર્થના કરી નથી. રાજકન્યા તરીકે જન્મ

ગ્રહણ કરી તમારી કરુણાથી મેં સર્વે સુખોનો ઉપભોગ કર્યો છે. હું મહારાજ મલયકેતુની કન્યા અને સમરકેતુની ભગિની છું. પ્રભુ મારી બીજી કાંઇપણ પ્રાર્થના નથી, હું આપની પાસેથી વગર માગ્યે બધુંયે મેળવી શકી છું. પ્રભુ! અત્યારે અમારાપર એક મોટી આફત આવી પડી છે, તેમાંથી અમારૂં રક્ષણ કરો. આ નિર્જન પહાડી પ્રદેશના એક સુખ શાંતિમય રાજ્યમાં, પ્રજાના હૃદયની પ્રીતિ, શ્રદ્ધા અને ભક્તિને આકર્ષી લઇ, ધનધાન્ય અને રત્નથી ભંડારને ભરપૂર કરી, હૃદયની શાંતિ અને સુખ પ્રાપ્ત કરી અમે આટલા દિવસો વીતાડયા છે. આપની કૃપાથી અમે અત્યાર સુધી અમારા જીવનને આનંદમાં વ્યતીત કર્યું છે. માટે હે દયામય દેવાદિદેવ! તમારા ચરણોમાં મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે, અમારૂં તે પવિત્ર સુખ નષ્ટ ન થાય તથા અમારાપર કોઇપણ પ્રકારની આફત ન આવી પડે. એક નિષ્ઠુર અને પરદ્રવ્યલોલુપ પારધિ, અમારા આ સુખની કુટીરને પાપરૂપી તીક્ષ્ણ બાણોનો આઘાત કરીને ચૂર્ણવિચૂર્ણ કરી નાંખવા ધારે છે. તેના હાથમાંથી અમારી રક્ષા કરો, નારાયણ! એ અત્યાચારી મગધરાજ ધનનંદના મસ્તકપર વજ્રપાત કર. તેણે પ્રસારેલા પાપને બાળીને ભસ્મીભૂત કર. સમગ્ર મગધરાજ્ય જાણે તે વજ્રાગ્નિથી બળીને ખાખ થઇ જાય, એવું કોઇ અગ્નિબાણ તેનાપર ફેંકી દો. હું સહસ્ર સંતાનોની અને સાહસી વીરોની જનની છું, માટે મારા હૃદયમાં પણ નવીન બળનો સંચાર કરો. ભગવન્! શું મારી આ આશા પૂર્ણ નહિ કરો?"

આ સમયે પાસેના જંગલના એક વૃક્ષના અંતરાલમાંથી, મન્દાની કથાનો પ્રતિધ્વનિ કરીને કોઇ એક વ્યક્તિ ઊંચા અવાજે બોલી ઊઠી કે:—"બ્હેન, તારી આશા ફળશે, અવશ્ય ફળીભૂત થશે. આ વિશાળ જાન્હવીના અગાધ જળમાં મગધરાજ નંદનો પરિવાર સમાધિ લેશે અને તે સાથે નંદરાજ્ય પણ ડૂબીને પ્રલય પામશે. એ દાંભિક ધનનંદ ભીષણ પ્રલયના અગ્નિમાં સળગીને રાખખાખ થઇ જશે. બ્હેન, તેમ થયા વિના પૃથ્વીપરથી પાપનો ભાર ઓછો થશે નહિ અને દેવતાઓનું મંડળ પણ શાંત થશે નહિ. હવે થોડા સમયમાં જ આ મેદિનીના પટપરથી મગધરાજનંદના અસ્તિત્વનો લોપ થશે."

આ પ્રમાણે વાર્તા કહી રહ્યા પછી, તરત જ એક તેજસ્વી, દેખાવડા શરીરવાળો, ખુલ્લી શિખાવાળો અને કપાળમાં ચંદનનું ત્રિપુંડ ધારણ કરેલો એક સૌમ્યદર્શન બ્રાહ્મણ ત્યાં આગળ આવી પહોંચ્યો.

ત્યાં આવ્યા પછી તેણે મન્દાને સંબોધીને કહ્યું કેઃ–" દેવિ, ભગવતીના સમાન અતુલ રૂપધારિણી અને કાન્તિમયી લલના, તું કોણ છે? ખરેખર તું કોઈ આદ્યસતી છે અથવા મહેશમોહિની છે! શું તું આશાજનક વાણીથી મને તૃપ્તિનું દાન આપી શકીશ ખરી કે? બ્હેન! મારી મનોભાવના પૂર્ણ કરવામાં તું સહાયતા આપીને મારાપર એક પ્રકારનો ઉપકાર કરી શકીશ કે?"

સ્વાભાવિક રીતે જે શિક્ષા ગ્રહણ કરી હતી, તેના યોગે મન્દાકિનીએ એ બ્રાહ્મણનાં ચરણો પાસે જઇને તેને પ્રણામ કર્યા તથા પછીથી તેની ચરણરજ લઇને પોતાના મસ્તકપર ચઢાવી. આ જોઇને તે આવનાર બ્રાહ્મણે તેને આશીર્વાદ આપીને કહ્યું કે;–" કલ્યાણિ! તારા મનની કામના પૂર્ણ થાઓ. માતા! રાજકુમારી હોવા છતાં તે એકલીએ આવા ઘોર જંગલમાં આ પ્રમાણે પ્રવેશ કર્યો છે, એ જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે. આવા ખરા મધ્યાન્હ સમયે તારે અહિં આવવાનું શું કારણ છે? જો તે કારણ મને જણાવીશ, તો હું પણ મારાથી બનતી સહાયતા આપવા માટે તૈયાર થઇશ. તેં જે કાર્ય આરંભ્યું છે, તે કૃપા કરીને મને સત્વર જણાવી આપ."

" મહારાજ, હું રાજવંશમાં જન્મેલી રાજકન્યા છું, એ વાર્ત્તા આપે શી રીતે જાણી વારૂ? આપની આવી વિચક્ષણ બુદ્ધિ તથા દીર્ઘદર્શિતા જોઇને મારા મનમાં અત્યંત આશ્ચર્ય થાય છે." મન્દાકિનીએ કહ્યું.

" તે સર્વાન્તર્યામી ભગવાન હૃષિકેશે મને તારો બધો વૃત્તાંત જણાવી દીધો છે. ભગવાનના અપૂર્વ અનુગ્રહથી હું યોગવિદ્યાનો સારો અભ્યાસી બની શક્યો છું, અને તેના યોગે જ મનુષ્યના હૃદયની સર્વ વાતો જાણવાને હું સમર્થ થયો છું. બ્હેન! યોગ વિદ્યાનો ચમત્કાર અપૂર્વ છે. યોગીજનો સંસારમાં ધારે તે કરી શકે છે, મનુષ્યના મનની છુપામાં છુપી વાતને પણ જાણી શકે છે, એટલે તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ નથી. અત્યારે તારા હૃદયમાં જે ભયંકર ચિન્તાના તરંગો ઉછાળા મારીને તને પીડિત બનાવી રહ્યા છે તથા જે બનાવને માટે તું આટલી બધી વ્યાકુળ બની ગઈ છે, આ જંગલમાં તે જે ઉદ્દેશથી પ્રવેશ કર્યો છે, તે સંબંધી બધી બીના મીરા જાણવામાં આવી ગઇ છે. હું મારી તે વિદ્યાના પ્રતાપે તારા મનોભાવને સારી રીતે જાણી

શક્યો છું. પણ હવે તારે તેવી ચિન્તાઓ કરવાનું કાંઇ કારણ નથી, ભગવાને તારાપર કૃપા કરીને તારા કાર્યમાં સહાયતા આપવા માટે મને અત્યારે અહીં મોકલી આપ્યો છે, માટે તું શાંત થા અને મારાં વાક્યોપર વિશ્વાસ રાખીને ઇશ્વિરસ્તવનમાં જોડાઇ જા. " આવનાર વ્યક્તિ બોલી.

" મારા સંબંધમાં આપ શો વૃત્તાંત જાણી શક્યા છો અને અત્યારે મારા મનમાં કઇ ચિન્તાએ પ્રવેશ કરી મને વ્યગ્ર બનાવી દીધી છે વારૂ મહાત્મન્ ? " મન્દાકિનીએ આશ્ચર્યથી પૂછ્યું.

" જનની ? મારી પેઠે તું પણ મગધદેશના રાજા ધનનંદનો ધ્વંસ કરવા ધારે છે, મગધના સિંહાસન પરથી તેને પદભ્રષ્ટ કરીને તેનું અસ્તિત્વ નાબૂદ કરવાની તારી મનોભાવના છે એ સર્વ વાર્ત્તા મારાથી જરાપણ અજ્ઞાત નથી. તારો અને મારો ઉદ્દેશ એકજ પ્રકારનો છે. હું જે કાર્યનો માર્ગ લેવા ઇચ્છું છું, તે માર્ગે તારી પણ પ્રયાણ કરવાની ઇચ્છા છે ! માતા હું સમય આવ્યે તને ઘટતી મદદ આપીશ. બ્રાહ્મણના શાપની સાથે એક પવિત્રહૃદયા અબળાના અથવા તો એક શુદ્ધ આર્યસતીના ઊંડા નિઃશ્વાસનું મિશ્રણ થવાથી જે પ્રલયાગ્નિ સળગી ઉઠશે, તે અગ્નિમાં નંદવંશનો તથા નંદરાજ્યનો એકદમ નાશ થઇ જશે. તે ભડભડતા અગ્નિમાં મહારાજ ધનનંદની, તેના પરિવારની તથા રાજમંત્રી રાક્ષસ અને તેના સમસ્ત કુટુંબની આહુતિ અપાઇ જશે. જ્યારે તે કાર્ય પતી જશે, ત્યારે ભારતવર્ષમાં જાગેલો એક મહાન રાજકલહ, રાજદ્રોહ, રાજવિગ્રહ અને તમામ ઝગડા શાંત થઈ જશે. જે અવિચારી છે, માતૃદ્રોહી છે, ભ્રાતાનું રક્ત પીવાનો આકાંક્ષી છે તથા અનેક ખૂન અને અપરાધનો આદરનાર શયતાન સમાન રાજા છે, તે રાજાનું પતન અવશ્યમ્ભાવી જ છે. મહારાણી મુરાદેવીપર જુલ્મ ગુજારવામાં તેણે કોઇ પણ પ્રકારની ન્યૂનતા રહેવા દીધી નથી, તેથી મુરાદેવીએ પણ તેને તેવો જ શાપ આપ્યો છે. આ સર્વ શાપોના યોગે તેનું નિકંદન જડમૂળથી નીકળી જશે. હું પણ જ્યાં સુધી તેને ધરાના વક્ષપરથી ઉખેડી શકીશ નહિ, ત્યાં સુધી કદાપિ જપીને એસવાનો નથી. મારી ઇચ્છા પણ તેનો સત્વર ધ્વંશ કરી નાંખવાનીજ છે. " આવનાર પુરુષે કહ્યું.

" આપનું આ ચંદનચર્ચિત, ત્રિપુંડ્રધારક વિશાળ લલાટજ કહી આપે છે કે, આપ કોઇ સામાન્ય પુરુષ નહિ, પરંતુ પ્રતિભાવાન મહા

પંડિત છો. આપના મુખમાંથી ઝરતી સુધાની ધારાજેવી મધુર ભાષાજ કહી આપે છે કે, આપ વિદ્યાના અતિ ઊંડા અભ્યાસક છો. આપની તીક્ષ્ણ દૃષ્ટિ દર્શાવી આપે છે કે, આપ તત્ત્વદર્શી છો. મનુષ્યના હૃદયનાં આંતર્ભાગમાં પણ આપની એ તીક્ષ્ણ દૃષ્ટિ પ્રવેશ કરી શકે તેમ છે. અને તેથી જ આપ મારો પરિચય આપ આટલો બધો વેગાસર મેળવી શકયા છો. હે પિતાજી! આપની આ અભગિની કન્યા આપના જેવા પરમ પવિત્ર મહાત્મા અથવા યોગીશ્વરનો પરિચય મેળવવાને ભાગ્યશાળી થઈ શકશે ખરી કે વારૂ ?" મન્દાકિનીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"માતા ! મારૂં નામ ચાણક્ય છે ! હું એક શાસ્ત્રનું અધ્યયન કરનાર દરિદ્ર બ્રાહ્મણ છું. બળ–જોરથી ઉન્મત્ત બની ગયેલા તથા ઐશ્વર્ય અને સત્તાથી બહેકી ગયેલા અભિમાની ધનનંદે, અવિદ્યાને આધીન થઈ પોતાના પિતાના શ્રાદ્ધની ક્રિયા કરાવતી વેળાયે વિના કારણ ભરી રાજસભામાં મારૂં ભયંકર અપમાન કર્યું છે. મારો કોઈ પ્રકારનો અપરાધ ન હોવા છતાં તેણે મને લાંચ્છિત બનાવ્યો છે. પ્રથમ મને આમંત્રણ પત્રિકા મોકલાવીને રાજગુરુનું આસન સોંપ્યું હતું અને પછી ભરી સભામાં તે આસનપરથી તે દુષ્ટે મને પદભ્રષ્ટ કર્યો છે, મારા માન અને મર્યાદાનો તેણે સર્વથા ભંગ કર્યો છે. આ સર્વ કારણોથી હું નંદવંશનો નાશ કરવા માટે અથવા પૃથ્વીના પડપરથી તેનું આસ્તિત્વ ઉઠાવી લેવા માટે દૃઢપ્રતિજ્ઞ થયો છું. મેં કઠોર પ્રતિજ્ઞાના સૂત્રમાં બંધાઈને, રાજસભામાં એક થયેલા સભાસદ જનો સમક્ષ પ્રતિજ્ઞા કરી છે કે, નંદવંશનો નાશ કર્યા વિના, ધનનંદને પાતાળમાં પેસાડ્યા વિના, હું કદાપિ મગધરાજ્યમાં પાછો આવીશ નહિ. ગાયત્રિનો જપ કરી, હોમાદિ અનુષ્ઠાનો આરંભી, તાંત્રિક મંત્રો આદિની સાધના સ્થાપી, હું એ નૃપતિકુળકલંકને સદાને માટે સ્તંભિત કરી રાખીશ. ભયંકર શાપના યોગે હું એકદમ તેનો ધ્વંસ કરી શકીશ. પરંતુ તે ક્રિયા અતિ કઠોર છે ! માતા ! મારો અભિપ્રાય માત્ર રાજા ધનનંદનો એકલાનો જ ધ્વંસ કરવાનો નથી, પરંતુ તેના પરિવારનું તથા તેના દુષ્ટ મંત્રી રાક્ષસનું જડમૂળથી ઉન્મૂલન કરવાનો જ છે. તેના હાથમાંથી આખા મગધરાજ્યની સત્તા ખૂંચવી લઈને, તે સત્તાને બરાબર ભોગવી શકે, તેવો કોઈ કુશળ પુરુષ શોધી કાઢવાનો મારો દૃઢ વિચાર છે. હું તે પાપાત્માનો પ્રલય કરવા માટે રાત્રિ દિવસ ભ્રમણ કર્યા કરૂં છું. મારી પ્રતિજ્ઞા જ્યાં સુધી પૂરી થશે નહિ, ત્યાં સુધી મને નિરાંતે

નિદ્રા પણ આવી શકશે નહિ. પ્રથમ તે દુષ્ટને તદ્દન નિર્મૂળ કરી નાંખવાની ખાસ જરૂર છે અને એટલા માટે જ હું આ પ્રમાણે ભટકી રહ્યો છું. જેમ બને તેમ પળે પળે અને ઘડીએ ઘડીએ તે :અધર્મી અને અત્યાચારી મગધ રાજને શક્તિહીન બનાવવાની હું બનતી મહેનત કરી રહ્યો છું. પરંતુ માતા ! તેમ છતાં મારાથી એ દુષ્ટને સજા કરી શકાશે કે કેમ ? મારી એ મહા દુરાશામય કામના પૂરી થશે કે નહિ ? હું મારા કાર્યમાં વિજયી થઈ શકીશ કે પરાજય પામીશ ? મારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે કે અપૂર્ણ રહેશે તે વિષયમાં મારાથી કાંઇપણ સમજી શકાતું નથી. "

**મન્દાકિનીને ચાણક્યનો** પરિચય મળવાથી તેણે પુનઃ પોતાના મસ્તકપર ચાણક્યનાં ચરણોની રજ ચઢાવી તથા પ્રેમપૂર્વક નમન કર્યું. ત્યાર પછી તે હસતા મુખથી અને આશાયુક્ત ચિત્તથી બોલી કે;– " શાસ્ત્રમાં મેં અનેકવાર સાંભળ્યું છે કે, કુમારી કન્યાના હૃદયની પ્રાર્થના, ભગવાન મહાકાળ કોઇ કોઇ વેળા સાંભળી લે છે. અને તેનું આજે મને એક પ્રત્યક્ષ પ્રમાણ પણ મળી ચૂક્યું છે. મારા હૃદયમાં ધારેલી વસ્તુ ભગવાન મહાકાળે મને તરત જ પ્રાપ્ત કરાવી આપી છે."

" તારા હૃદયની ધારણા શી હતી અને ભગવાને તને શું પ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે વારૂ ? "

**મન્દાકિનીએ** ઉત્તર આપ્યું કે;—" પ્રથમ તો તે દયાળુ પરમાત્માએ આ નિર્જન વનમાં આપના જેવા શક્તિસંપન્ન, પ્રતિભાવાન, રાજનીતિવિશારદ બ્રાહ્મણ અને પંડિત પુરુષનાં દર્શન કરવાની મને ઉમદા તક આપી છે. બીજું મગધરાજ્યનો ધ્વંસ કરવાના વિષયમાં મારૂં અને તમારૂં બન્નેનું મત લગભગ મળતું આવે છે. આપની રાજનીતિ તથા શાસ્ત્ર સંબંધી જ્ઞાનની વાતો મેં પ્રથમ રાજમંત્રી **શકટાર** પાસેથી સાંભળી લીધી છે. આજે આપણા ચરણોમાં મસ્તક નમાવીને અથવા આપની પુણ્યમયી પ્રતિમાનાં દર્શન કરીને હું અત્યંત કૃતાર્થ થઇ છું."

**ચાણક્ય, શકટારના** વિષયમાં બધી બીના બહુ જ સારી રીતે જાણતો હતો. **શકટારના** છુપી રીતે મગધનો ત્યાગ કરીને ચાલ્યા જવા પછી, તેણે ઘણા દિવસ સુધી **શકટાર** અને **લલિતાનો** શોધ ચલાવ્યો હતો. પરંતુ તે ક્યાં આગળ રહે છે, તેનો ખરેખરો પતો ન મળવાથી તે ઘણા દિવસ સુધી આમતેમ દૂર દેશાવરો સુધી ભટકી

આવ્યો હતો. પરંતુ તેમ કરવા છતાં પણ તે પોતાની ધારણાને પાર પાડી શક્યો નહોતો અથવા તેને તેમનો બિલ્કુલ પતોજ મળી શક્યો નહોતો. તેણે તેમને માટે ઘણી જ મહેનત ઉઠાવી હતી, પણ તેમાં તે નિષ્ફળ જ નિવડ્યો હતો."

જો વાસ્તવિક રીતે કહીએ તો, **શકટાર** તેના આપેલા અતિ ગુણવાન ઔષધના ગેગે જ ફરીવાર જીવનને પ્રાપ્ત કરી શકયો હતો. અને **શકટાર**ને ચૈતન્ય આવ્યા પછી તેણે પોતાની મુચ્છાથી જ તેની સાથે મુલાકાત કરી નહોતી. તેણે એવો વિચાર કર્યો હતો કે, કોઇ દિવસ પ્રસંગ આવ્યે, તે **શકટાર**ની પાસે પોતાનો પરિચય કરાવશે અને પછીથી જે કાંઇ શિખામણ આપવા યોગ્ય વાતો હશે તે કહી સંભળાવશે. પરંતુ તેને તેવો અવસર પ્રાપ્ત થતાં પહેલાં તો **શકટાર** અચાનક તે ગુપ્ત ગૃહનો ત્યાગ કરીને મલયપૂર ભણી ચાલ્યો આવ્યો. આથી તેની સાથે અત્યાર સુધી **શકટાર**ની મુલાકાત થઇ શકી જ નહિ. **ચાણક્ય શકટાર**ને અત્યંત વ્હાલો હતો તથા નંદવંશનો નાશ કરવાના કાર્યમાં તે તેને પોતાનો એક મુખ્ય સહાયક માનતો હતો. **ચાણક્ય**ની કૃપાથી જ **શકટાર** મગધના બન્દીખાનામાંથી મુક્ત થઈ નવીન જીવન પ્રાપ્ત કરી શક્યો હતો. **ચાણકયે** પેલા શિવમંદિરવાળા ગુહાના છુપા મકાનમાં જઇને **શકટાર**ની સારી બરદાસ ઉઠાવી હતી તથા શકટારની પત્નીને સહાયતા કરવા માટે પોતાની પુત્રી કૃપાલિની પણ ત્યાં આગળ મોકલી આપી હતી, આ સઘળો વૃત્તાંત આ ગ્રંથના પ્રથમ ખણ્ડના તેવીસમાં પ્રકરણમાં અપાઇ ચૂકયો છે. એટલે આ સ્થળે તેનું પુનરાવર્ત્તન કરવાની અથવા વધારે વિવેચન કરવાની કાંઈ પણ આવશ્યકતા હોય, તેમ જણાતું નથી.

તેમ છતાં પણ **ચાણકયે** પોતાની શંકાનું નિવારણ કરવાના ઉદ્દેશથી **મન્દાકિની**ને ઉદ્દેશીને પૂછ્યું કે;-"કયા **શકટારે** તને મારા સંબંધી બધી હકીકત કહી સંભળાવી હતી? તું કોના સંબંધમાં મારી પાસે પ્રશંસા કરી રહી છે? બ્હેન? તે **શકટાર** કોણ છે અને અત્યારે તે કયાં રહે છે વારૂ?"

**મન્દાકિની**એ ઉત્તર આપ્યું :—" મગદેશના માજીમંત્રી **શકટારે** મને આપની વિદ્વતા તથા અપૂર્વ બુદ્ધિમતાની બધી બીના કહી સંભળાવી હતી. તે **શકટાર** આપને પોતાના પ્રાણથી પણ અધિક ચાહે છે અને આપનું સ્મરણ કરતાં અથવા આપની યાદગીરી આ-

વતાં તેની આંખોમાંથી ચોધારાં આંસૂ પણ વ્હેવા માંડે છે. તે ધારે છે કે, ચાણકય દેવ સિવાય સિવાય બીજી કોઇ પણ વ્યક્તિ તેને સહાયતા આપી શકે તેમ નથી. ચાણક્યની મદદથી જ હું રાક્ષસ પ્રતિ મારો જે વૈરાગ્નિ સળગી ઉઠયો છે તેને શાંત કરી શકીશ તથા આ ધરાના વૃક્ષપરથી તે પાપિષ્ઠનું પતન પણ સત્વર કરી શકીશ."

"પણ તે શકટાર અત્યારે કયાં છે વારૂ?" ચાણકયે ઉત્સુ-તાથી પૂછ્યું.

"અત્યારે તે અમારા રાજમહાલયમાં જ પોતાના પરિવાર સહિત રહે છે." મન્દાએ ઉત્તર આપ્યું.

"તેને તમારા મહાલયમાં રહેવાની શી જરૂર પડી છે વારૂ?" ચાણકયે શકટારના સંબંધમાં સંપૂર્ણ ખાત્રી મેળવવાના ઉદ્દેશથી ઉ-પરાઉપરી મન્દાકિનીને પ્રશ્ન પૂછવા માંડયા.

"તેઓ મારા વડીલ બંધુ સમરકેતુના મંત્રી તરીકે જોડયા છે અને આ મલયપૂરના પહાડી રાજ્યની બધી વ્યવસ્થા તેમને જ સોં-પવામાં આવી છે." મન્દાએ સાચેસાચો જવાબ આપ્યો.

"શકટાર જેવા બુદ્ધિમાન અને અનુભવી પુરુષને પોતાના રા-જ્યનો મંત્રી બનાવવામાં રાજા સમરકેતુએ ખરેખર એક પ્રકારની દ-ક્ષતા જ દર્શાવી છે. કારણ કે, અત્યારના સંજોગો જોતાં તે તેમને અત્યંત સહાયભૂત થઇ પડે તેમ છે. તેના નવીન નવીન પ્રબંધોથી, રાજનીતિનાં કેટલાંક નવીન સૂત્રોથી અને અપૂર્વ કૂટબુદ્ધિથી રાજા ધ-નનંદને પણ મસ્તક નમાવીને ચાલ્યા જવું પડશે. શકટારની સહાય-તાથી રાજા સમરકેતુ અવશ્ય વિજયથી જ થશે. આ સર્વ સમરકેતુની ઉન્નતિનાં જ લક્ષણો છે. પણ બ્હેન! અત્યારે રાજકુમાર ચંદ્રગુપ્ત કયાં છે અને શો વ્યવસાય કરે છે, તે વિષયમાં તું મને કાંઈ પણ બીના જણાવી શકીશ ખરી કે? ચાણકયે આતુરતાથી પૂછયું.

"તેઓ પણ અત્યારે અમારા એક કુટુંબીની પેઠે અમારી સાથે જ રહે છે." મન્દાએ કહ્યું.

"ઘણી જ ખુશી થવા જેવી વાત છે કે, ચંદ્રગુપ્ત તમારી સાથે રહીને એક કુટુંબીના જેવું વર્ત્તન ચલાવી રહ્યા છે. મેં સાંભળ્યું છે કે, એ ચંદ્રગુપ્તને માટે જ, દુષ્ટ મગધરાજ ધનનંદ તમારા શાંતિમય પહાડી રાજ્યપર ચઢાઇ કરવાને તત્પર થઇ રહ્યો છે. ચંદ્રગુપ્તની હત્યા

અથવા ખૂન કરવા માટે તે પાપની પ્રતિમા તુલ્ય મગધરાજનું મન અંત્યંત વ્યાકુળ થઈ ઉઠયું છે. ચંદ્રગુપ્તના ઉકળતા લોહીનું પાન કરવા તથા તેની નિરપરાધિની માતા મુરાદેવીનો નાશ કરવા માટે પિશાચનું હૃદય વ્યગ્ર બની ગયું છે. આ લડાઇ કરીને અનેક આત્માઓની રણભૂમિમાં આહુતિ અપાવવાનું મુખ્ય કારણ દુષ્ટ ધનનંદની એક પ્રકારની મહત્ત્વાકાંક્ષા જ છે. એ મહત્ત્વાકાંક્ષાના યોગે જ તે પાપાત્મા પિશાચના હૃદયમાં એક પ્રકારનો પ્રબળ ઝંઝાવાત ઉદ્‌ભવી આવ્યો છે.” ચાણકય બોલ્યો.

“મહાત્મન્! આપે જે સાંભળ્યું છે તે અક્ષરેઅક્ષર સત્ય જ છે. ચંદ્રગુપ્તને અમે તેમના હાથમાં સોંપ્યા નથી, એજ અમારો અપરાધ છે. શરણાગતનો ત્યાગ કરવો એ મહાપાતક ગણાય છે, એ સૂત્રનો સ્વીકાર કરવાથી જ અમારાપર આવી આફત આવી પડી છે. મારા બંધુ કહે છે કે, “આર્યોમાં અને તેમાંયે ખાસ કરીને ક્ષત્રિયોમાં અતિથિનો તથા શરણાગતનો સ્વીકાર કરવો અથવા તેની રક્ષા કરવી, એજ એક મુખ્ય વિશેષતા છે અને તે વિશેષતાને ખંડિત ન થવા દેતાં તેને શોભાવવામાં જ હું મારૂં ખરૂં કર્ત્તવ્ય માનું છું, એટલે જ્યાં સુધી મારામાં ક્ષત્રિત્વ હશે, મારા દેહમાં પ્રાણવાયુ હશે અને જ્યાં સુધી હું આ પહાડી રાજ્યના પૃથ્વીપતિના સિંહાસનપર વિદ્યમાન હઇશ, ત્યાં સુધી મારાથી મારા અતિથિ ચંદ્રગુપ્તનો ત્યાગ કરી શકાશે નહિ. ચંદ્રગુપ્તની રક્ષા માટે હું મારા રાજ્યને ખેદાનમેદાન થવા દેવાનું કબૂલ રાખીશ, મારા ઐશ્વર્યને નષ્ટ થવા દેવાનું માન્ય રાખીશ, મારા શરીરમાંથી લોહીની ધારાઓ વ્હેવા દેવાનો સ્વીકાર કરીશ તથા મારી મિલ્કતને ફના થવા દઇશ, પણ કોઇપણ ઉપાયે ચંદ્રગુપ્તને ધનનંદના હાથમાં પાછો સોંપીશ નહિ.” મહાતેજસ્વી ચાણક્ય દેવ! આવા એક સામાન્ય કારણથી મગધરાજ મારા ભાઇપર અત્યંત ક્રોધે ભરાયો છે અને એટલા માટે જ તે અમારો ઉચ્છેદ કરવા ઇચ્છે છે. મારા વૃદ્ધ સેનાપતિ ભૈરવે મને એવા સમાચાર આપ્યા છે કે, મગધદેશના સૈન્યનાં ટોળેટોળાં મળીને આ નિર્દોષ પહાડીરાજ્યનો તથા રાંકડી પ્રજાનો નાશ કરવાની તૈયારી કરી રહ્યાં છે. એકાદ સપ્તાહના અવધિમાં તો તેઓ અમારા રાજ્યપર ચઢાઈ કરી અમારો નાશ કરશે, અમને માર્ગના ભીખારી બનાવી ચંદ્રગુપ્ત જેવા વીરરત્નને અમારા હાથમાંથી છીનવી જશે.” મન્દાએ ખરી બીના રજૂ કરી.

“માતા! આ સંસારમાં કોણ કોનો ઉચ્છેદ કરી શકે તેમ છે?

ઉચ્છેદ અથવા નાશ કરવાની શક્તિ એક મળમૂત્રનાં બનેલાં માનવીમાં તો છે જ નહિ. મનુષ્ય આ માયાવી સંસારમાં મુગ્ધ બનીને પોતાની સત્તાનાં ખોટાં બણગાં ફૂંકતાં જણાય છે. એક પ્રકારના મલિનગર્વને આધીન થઇ મોહમુગ્ધ માનવ પોતાને સર્વ શ્રેષ્ઠ માની લે છે. પોતે જ સર્વથી બળવાન છે, પોતાના જેવો વિદ્વાન, પોતાના જેવો સત્તાવાન બીજો કોઇ જ નથી, એવી જુઠી કલ્પના કરી બેસે છે, પરંતુ એ સર્વ તેના પ્રમાદો જ છે. જે મનુષ્ય પોતાને સર્વ શ્રેષ્ઠ માનતો હોય, તેનાથી વિશ્વમાં મહાપ્રલય ઉત્પન્ન થઈ શકશે ખરો કે ? વાયુની પ્રબળ ગતિને અટકાવી શકાશે ખરી કે ? અથવા તો જે મનુષ્ય પોતાની બહુજ મહત્તા માનતું હોય એવું કોઇ મનુષ્ય સૂર્યના પ્રખર તેજને મલિન કરવાની, ચંદ્રમાની શીતળતાને ઉષ્ણુ કરી નાંખવાની, પૃથ્વીની ગતિમાં ફેરફાર કરવાની, હિમાચલ જેવા દૃઢ પર્વતને સ્થાળભ્રષ્ટ કરવાની, ભયંકર ભૂકંપ કરી અનેક નગરીઓનો નાશ કરવાની, પ્રચંડ જ્વાળામુખી પર્વતમાંથી ધગધગતો રસ વ્હાવીને અનેક નરનારીઓનો સંસારમાંથી સંહાર કરવા શક્તિ ધરાવી શકશે ખરૂં કે ? જે મનુષ્ય પોતાના સમાન આ સૃષ્ટિમાં અન્ય કોઈ પણ વ્યક્તિ છેજ નહિ એવી કલ્પના કરતું હોય, તેનાથી ધ્રુવના જેવી અચળતા મેળવી શકાશે, ગોવર્દ્ધન જેવા ભયંકર પર્વતને પોતાની અંગુલીપર ઊંચકી શકાશે અથવા તો સમુદ્રના અગાધ જળનું એકદમ પાન કરી શકાશે ખરૂં કે ? નહિ—કદાપિ નહિ. ઇશ્વરનાં બનાવેલાં તુચ્છ મનુષ્યોમાં તેવી કોઇ શક્તિ જ નથી. ગર્વિષ્ટ, મિથ્યાભિમાની અને મોહાંધ માનવોથી તેમાંનું કશું પણ થઈ શકતું નથી. એવાં અદ્‌ભુત કાર્યો તો કેવળ દૈવી વિભૂતિઓ જ કરી શકે છે ઇશ્વરના વિના જગતનો ઉચ્છેદ કરવાની શક્તિ બીજા કોઇ દેવતામાં પણ નથી. તો પછી એક હાડચર્મથી બનેલો મદાંધ ધનનંદ તો શું જ કરી શકવાનો છે ? ઉચ્છેદ કર્તા તો કેવળ તે ભગવાન જ છે કે, જેની સામાન્ય ઇચ્છા થતાંની સાથે જ આવાં અનેક બ્રહ્માંડો એક ક્ષણુવારમાં ઉત્પન્ન થાય છે અને અનિચ્છા થતાં પાછા પોતાના દિવ્ય તેજમાં મળી જાય છે. જેની ઇચ્છાથી ભયંકર ભૂકંપો થાય છે, જેની ઇચ્છાથી આકાશમાંથી નક્ષત્રો તૂટી પડે છે, જેની ઇચ્છાથી મેરૂ જેવા દૃઢ પર્વતો પણ હચમચી જાય છે, જેની ઇચ્છાથી આ વિરાટ વિશ્વમાં ભયંકર હાહાકાર વ્યાપી જાય છે, મહાપ્રલય ઉત્પન્ન થાય છે, તેવો સર્વ શક્તિમાન તો માત્ર એક ઇશ્વર જ છે. ઇશ્વરના વિના એવી અપૂર્વ શક્તિ બીજા કોઇનામાં છે નહિ અને આવવાની પણ નથી. મનુષ્યના

ઉદ્ધાર કિંવા નાશનું સૂત્ર કેવળ જગદાધારના હાથમાં જ છે.” ચાણુકયે પોતાની અપૂર્વ શક્તિનો પરિચય કરાવતાં વિશેષમાં કહેવા માંડયું કે;– “મન્દા! એટલું તો નિશ્ચયપૂર્વક માની લેજે કે, ધર્મ અને અધર્મ વચ્ચે થતા સંગ્રામમાં અવશ્ય ધર્મનો જ જય થાય છે. કુરુક્ષેત્રના યુદ્ધમાં અધર્મનો પરાજય થયો હતો અને ધર્મનો જયજયકાર દશેદિશામાં પ્રસરી ગયો હતો. તે યુદ્ધ વખતે ભગવાન શ્રીકૃષ્ણે કુરુક્ષેત્રની યુદ્ધભૂમિમાં ઉપસ્થિત થઇ વીરઅર્જુનને ઉપદેશ આપતાં પણ ધર્મનો જ જય થાય છે, એમ સાબીત કરી બતાવ્યું હતું અને કહ્યું હતું કેઃ–

“ગ્લાનિ ધર્મની થાય ને અધર્મનો અધિકાર;
ધરૂં ધર્મને રક્ષવા ધરા વિશે અવતાર;
વધે વિશ્વમાં દુષ્ટનો જ્યારે અત્યાચાર;
સાધૂ જન જ્યારે સહે દુઃખ અનેક પ્રકાર;
સાધુ સદા ઉદ્ધારવા કરી દુષ્ટ સંહાર;
નિરાકાર હું ધારતો મનુષ્યનો આકાર.”

તે ઉપરાંત એમ પણ જણાવ્યું હતું કે;–“હે, અર્જુન! આ કારણથી જ મેં આ ભારતીય યુદ્ધમાં દુષ્ટ દુર્યોધનના પક્ષને હરાવ્યો છે, પ્રતાપી પાંડવોનો વિજય કરાવ્યો છે અને દુષ્ટજનોના સંહારથી ભૂમિના ભારને ઘટાવ્યો છે.”

“માટે મન્દા! તું ધનનંદના ભયથી જરાપણ ડરતી નહિ. ઇશ્વર સદા ન્યાયી છે, ધર્માત્માનું રક્ષણ કરનાર છે. આ ઉપરાંત મારી ધારણા એવી છે કે, સપાટ જમીનવાળા મેદાનમાં અને પહાડી કન્દાઓમાંના આડાઅવળા માર્ગોમાં રહીને યુદ્ધ કરવામાં ઘણી જ ભિન્નતા સમાયલી છે. તમારૂં રાજ્ય કુદરતી રીતે જ મોટા મોટા પર્વતોથી રક્ષાયલું છે, એટલે રાજા ધનનંદ કદાપિ પોતાની ધારણામાં ફળીભૂત થઇ શકશે નહિ. તેનું સૈન્ય પહાડોમાં યુદ્ધ કેવી રીતે કરવું જોઇએ, તેનાથી છેક અજ્ઞાત છે એટલે વિજયલક્ષ્મી અવશ્ય તમારા ગળામાં જ માળા આરોપશે. માતા! જો ધર્મ એ સત્ય વસ્તુ હશે, તો આ યુદ્ધમાં તમારો જ વિજય થશે.”

“સ્વસ્તિ! ભૂદેવ! આપનો આશીર્વાદ સફળ થાઓ. મેં મારા વડીલ ભાઇ પાસેથી સાંભળ્યું છે કે, આપ યોગ અને આચારના વિષયમાં એક સિદ્ધ પુરુષ છો. દેવતાઓ આપના જેવા શક્તિમાન બ્રાહ્મણોની હોમની આહુતિથી પરિતૃપ્તિ મેળવી શકે છે. આપના પવિત્ર

મુખમાંથી જે વાત બહાર નીકળી પડી છે, તે કદાપિ વ્યર્થ થવાની નથી." મન્દાકિનીએ ચાણક્યની પ્રશંસા કરતાં કહ્યું.

આમ કહી આશાથી પ્રફુલ્લિત થયેલી મન્દાકિનીએ, કૃતજ્ઞતાને વશ થઇ પુનઃ ચાણક્યનાં ચરણોમાં વંદન કર્યું. ચાણક્ય તેને આશીર્વાદ આપીને બોલ્યો કે;—"તું કુમારી છે! તારો બંધુ આદર્શ ક્ષત્રિય છે, એક ધર્મપરાયણ નૃપતિ છે. માટે માતા! તમારો સર્વદા વિજય જ થશે. પણ હું તને મારો એક વિચાર અથવા અભિપ્રાય જણાવવા માગું છું, તેને તું અસંભવિત અથવા અશક્ય તો નહિ ગણી કાઢને? મારી વાતને મશ્કરીમાં તો નહિ ઉડાવેને?"

મન્દાકિની, ચાણક્યની આવી આશાજનક અને તેજોમય વાર્ત્તા સાંભળીને ઘણી જ આશાન્વિત બની ગઇ. કેટલીકવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી તે સમજી શકી કે, જે હૃદયની શક્તિથી સાધારણ મનુષ્ય પૃથ્વીપર સર્વ વિજયી થઇ શકે છે, તેવી શક્તિ જો ક્યાંય પણ હોય; તો ચાણક્ય જેવા બ્રહ્મ દેવતાઓમાં જ છે. બ્રાહ્મણની શકિત અપરિસીમ છે. બ્રહ્મતેજ એક અપૂર્વ વસ્તુ છે. મહાત્મનનાં! દર્શન કરીને તેમજ તેમની સાથે વાર્ત્તાલાપ કરીને હું આજે અત્યંત કૃતાર્થ થઈ શકી છું."

મન્દાકિની આ સમયે હસતા મુખથી કહેવા લાગી કે—"આપે જ્યારે મને માતા કહીને બોલાવી છે, ત્યારે મને એમ કહેવામાં જરાપણ આંચ આવશે નહિ, કે હું આપના જેવા દિગ્વિજયી મહાન પંડિતના માતૃત્વને મેળવી અત્યંત ગૌરવાન્વિત થઈ શકી છું. આપના જેવા તેજસ્વી પુરુષની માતા થવું એ કાંઈ નાનીસૂની વાત નથી. માતાના મંદિરપર સર્વ સંતાનોનો સમાન અધિકાર હોય છે, અને એને અનુસરીને આપ પણ મારા મંદિરના માલિક બની શકો તેમ છો. ઇશ્વરની અપાર કરુણાના યોગે કોઇ પણ પ્રકારની કલ્પના ન કરવા છતાં હું, આપના જેવા એક મહાસમર્થ વિદ્વાન, નીતિવાન અને ઇશ્વરપરાયણ મહાત્માનાં દર્શન કરીને ભાગ્યશાળી બની શકી છું. હું આપને વારંવાર વિનતિ કરીને કહું છું કે, આપ મારાપર કૃપા કરી મારે ઘેર પધારો અને આપનાં પવિત્ર ચરણોની પવિત્ર રજથી મારા ઘરને પાવન કરો. આપના પધારવાથી અમારા પુણ્યબળની પ્રતિષ્ઠા વધશે અને જનસમાજમાં અમારી સારી ખ્યાતિ પણ થઇ શકશે."

આ સાંભળીને ચાણક્યે પ્રસન્ન મુખથી કહ્યું કેઃ–“ જનનિ ! તારી વાત સત્ય છે, તું જે કહે છે તે અક્ષરે અક્ષર સત્ય છે. તારા હૃદયની આવી ઉચ્ચ ભાવના જોઇને મને અત્યંત આનંદ થાય છે. તારા જેવી વીર લલનાઓ જ આ પવિત્ર ભારતભૂમિનાં ભૂષણ સમાન છે, ભારતની અક્ષયા કીર્ત્તિનો આધાર પણ તે દેશની આદર્શ મહિલાઓના સચ્ચરિત્રપર જ અવલંબેલો છે, તારી આવી અપૂર્વ ભક્તિ જોઇને હું તારાપર અત્યંત પ્રસન્ન થયો છું. પણ હવે હું એક બીજા વિષયમાં તારી સલાહ લેવા ઇચ્છું છું. તથા તે સલાહ મળ્યા પછી હું એક મહાન કાર્યનો આરંભ કરવાની ઇચ્છા રાખું છું, માટે તું મને તારી સલાહ આપી શકીશ ખરી કે નહિ વારૂ ? ”

મન્દાએ અજાયબીથી પૂછ્યુંઃ—“ મહાત્મન્ ! આ દીન સેવિકાની શી સલાહ લેવા ઇચ્છો છો વારૂ ? હું મારાથી બનશે ત્યાં સુધી આપની દરેકે દરેક આજ્ઞાનું પાલન કરતી આવીશ, એ માટે નિશ્ચિંત રહેજો. ”

“ મન્દા, તું આ પત્થરપર બેસીને જે કાંઈ બોલી હતી, તે બધું હું સારી રીતે સાંભળી શક્યો છું. તેં જે કહ્યું હતું કે, સહસ્ત્ર વીર સંતાનોની અમે અબળાઓ માતા છીએ. અને અમારા દ્વારા જગત્‌નું જે કલ્યાણ થાય છે, તે કલ્યાણ બીજા કોઇનાથી પણ થઈ શકતું નથી, એ વાત પણ હું સાંભળી શક્યો છું. પરંતુ તારી એ વાતને હું જરા પણ સમજી શક્યો નથી. આવાં વાક્યો ઉચ્ચારવામાં તારા હૃદયનો શો આશય સમાયેલો છે, તે મારાથી બિલ્કુલ જાણી શકાતું નથી, પર્વતરાજ સમરકેતુના સૈન્યની સંખ્યા ત્યારે શું માત્ર એક હજારની જ છે ? તેમનું સૈન્ય આટલું બધું અલ્પ છે ? ” ચાણક્યે પૂછ્યું.

“ ના. મહાત્મન્, આપ કહો છો તેમ નથી. મારા બંધુ સમરકેતુનાં અધિકારમાં અત્યારે પચીસહજાર પહાડી સૈનિકો છે અને તેઓ સઘળા પોતાની માતૃભૂમિની રક્ષા માટે પ્રાણની પણ પરવા કરે તેવા નથી. સ્વદેશાભિમાનના દૃઢ વ્રતે તેમને એટલા બધા ઉન્મત્ત બનાવી છે કે, તેઓ રાત્રિ–દિવસ યુદ્ધની જ વાટ જોતાં બેસી રહે છે. તેઓ કહે છે કે, અમે અમારૂં લોહી રેડીને પણ અમારી આ પહાડી ભૂમિની રક્ષા કરીશું. મેં થોડીવાર પહેલાં મને પોતાને એકહજાર સંતાનોની માતા કહેવાનું જે સાહસ કર્યું હતું, તેનું કારણ બીજું કાંઇ જ નથી. પરંતુ મેં મારા ભાઇની અજાણમાં આ મહાન આફત વખતે

તેમને સહાયભૂત થવા માટે, એક હજાર પહાડી સૈનિકોને શીખવીને તૈયાર કરી રાખ્યા છે. પરંતુ મારા ભાઇ મારી આ કાર્યપ્રણાલી જોઇને મારો ઉપહાસ કરશે, એવા ભયથી મેં એ વિષયમાં તેમની આગળ કાંઇ વધારે વાતચીત કરવાનું ઉચિત ધાર્યું નથી અને હજી સૂધી એ બાબતમાં તેમને એક અક્ષર પણ કહી સંભળાવ્યો નથી, તેમ છતાં મારા એક પરમ આત્મીય પુરુષને એ વાતની રૂપરેખા એક બે વાર અવશ્ય જણાવી છે. પરંતુ તેમણે મારી વાત સાંભળીને મને કાંઇપણ પ્રોત્સાહન અથવા ઉત્સાહ આપ્યો નથી, તેથી હું ઘણી જ દિલગીર થઇ છું અને ત્યારથી મારા મનની આશા પણ મંદ થવા લાગી છે. મારા જેવી શક્તિહીન રમણીને એક સૈન્યની સ્વામિની થયેલી જોઇને તેમને સહજ અજાયબી થઈ હશે તથા એક સાધારણ અબળા તે યુદ્ધમાં શો ભાગ લઇ શકશે, એમ ધારીને તેમણે મારો અનાદર કર્યો હશે. જ્યારથી મારો આવો અનાદર થયો છે, ત્યારથી મને સુખે નિદ્રા પણ આવતી નથી. મને આ પહાડી રાજ્યપર ચઢી આવનાર રાજા ધનનંદનો અત્યંત ભય રહ્યા કરે છે અને તેથી જ હું પણ યુદ્ધમાં ભાગ લેવાની તૈયારીઓ કરી રહી છું. મારૂં મન રાત્રિદિવસ યુદ્ધ સંબંધી વિચારોમાં જ નિમગ્ન રહ્યા કરે છે. આપ પણ કદાચ મારી આવી વાતો સાંભળીને મારો અનાદર કરશો, એમ ધારીને હું મારા હૃદયની વાતો આપને વિદિત કરતાં સહજ શર્માતી હતી, પરંતુ મેં જ્યારથી આપનું માયાળુ વર્ત્તન જોયું છે, ત્યારથી મારા હૃદયનો સઘળો સંકોચ અને શર્મ આદિ સર્વ સરી ગયાં છે અને હું મારા મનની બધી વાતો કહેવાનું સાહસ કરી શકી છું. આપ બુદ્ધિમાન તેમજ દીર્ઘદર્શી પુરુષ છો, એટલે મારા હૃદયના આશયને બહુ જ સારી રીતે સમજી શક્યા હશો કે, સ્વદેશ ભક્તિ માટે મનુષ્ય શું નથી કરી શકતું ?"

ચાણક્યે હસતા મુખથી કહેવા માંડયું કે:-" પોતાની માતાના ગૌરવમાં વૃદ્ધિ કરવી એ પ્રત્યેક સંતાનનો મુખ્ય ધર્મ છે. માતાના માનમાં વૃદ્ધિ કરવી એ પ્રત્યેક સંતાનનો પરમ ધર્મ છે. મેં જ્યારે તને માતા કહીને બોલાવી છે, ત્યારે જે કાર્ય કરવાથી તારી કીર્ત્તિનો વિસ્તાર થશે, જનસમાજમાં તારી ખ્યાતિ વધશે, તેવાં તમામ કાર્યો હું કરી આપીશ. તને દરેક જાતની સહાયતા આપતો રહીશ. જોજે માતા ! કે હું મારા કર્ત્તવ્યમાં કેવો કુશળ છું. તારા એકઠા કરેલા માત્ર એકહજાર સૈનિકોની સહાયતાથી જ હું મગધરાજ ધનનંદના

વિશાળ સૈન્યનો પરાજય કરીશ તથા તેને પોતાને પણ ધૂળ ચાટતો બનાવીશ. તેમ છતાં પણ કેવી રીતે હું તેનો પરાજય કરી શકીશ, તે સંબંધમાં અત્યારે કાંઇપિણ કહી શકતો નથી. સમય આવ્યે યુદ્ધ ક્ષેત્રમાં તારો ઉપહાસ કરનાર સર્વે જનોને હું બતાવી આપીશ કે તારા જેવી શકિત સ્વરૂપિણી રમણીઓની શકિત કેવી મહાન હોઇ શકે છે, સ્ત્રીઓથી આ વિશ્વમાં શું શું નથી થઈ શકતું? બધુંએ થઇ શકે છે. સ્ત્રીઓ સાક્ષાત્ શક્તિનો અવતાર છે, તેમની શકિત આગળ દેવતાઓને પણ અનેકવાર મસ્તક નમાવવાં પડયા છે?"

"આ વાર્તા સાંભળીને મન્દાકિની અત્યંત આનંદિત થઇ, અને ચાણુકયનાં ચરણોમાં પડીને બોલી કે:—"મહારાજ, આપના તરફથી મને જો જરા પણ સહાયતા મળી શકશે તો, હું અવસ્ય વિજયી થઇ શકીશ. રણભૂમિમાં મારી તીક્ષ્ણ તલ્વારથી હજારો વીર પુરુષોના મસ્તક ધડથી વિખૂટાં થઇ જશે અને તેમાંથી લોહીની નદીઓ વ્હેશે. સ્વયં મગધરાજ પણ એક અબળાનું અપૂર્વ પરાક્રમ જોઇને થરથર કમ્પી જશે, તથા રમણી જાતિની શક્તિનો પરિચય પણ મેળવી શકશે."

"ધન્ય છે, ધન્ય છે, ક્ષત્રિય વીરાંગના! તને અનેકવાર ધન્ય છે! તારાં આ વાકયોજ મલયપૂરના રાજાનો વિજય કરાવશે, એવી એવી સૂચના આપી રહ્યાં છે. મારો આશીર્વાદ છે કે, તારી મનોભાવના સફળ થાઓ."

આ સાંભળીને મન્દાકિનીએ કહ્યું કે;—"ત્યારે મહાત્મન્, હવે મારી સાથે મારા મહાલય તરફ ચાલો. આપના પવિત્ર ચરણોના સ્પર્શથી અમારી રાજધાની પણ પવિત્ર થઇ શકશે. આપનાં દર્શનથી મારી પહાડી પ્રજા અત્યંત આનંદિત થશે અને આપના જેવા મહા સમર્થ પંડિતને પધારેલા જોઇને પોતાને અત્યંત ભાગ્યશાળી પણ માનશે,"

મન્દાકિનીની આવી વાર્તા સાંભળીને ચાણુકય બોલ્યો કે;— "ચાલ, મેં તારા ભાઈ પાસે આવવાનું એક દિવસ વચન આપેલું છે, એટલે મારી ઇચ્છા અત્યારે ત્યાં જ આવવાની હતી. પણ હવે તું જ્યારે મારી સાથેજ છે, ત્યારે મને તારી સાથે આવવામાં કશી પણ અડચણ નથી. આજે મારે સમરકેતુના આતિથ્યનો સ્વીકાર કરવાની ઇચ્છા થઈ હતી અને એ ઇચ્છા તારા દ્વારા તૃપ્ત થશે એ જોઇને મને અત્યંત આનંદ થાય છે."

આમ કહીને તેઓ બન્ને ત્યાંથી રવાના થયાં. મન્દાકિની રસ્તો બતાવતી બતાવતી આગળ ચાલવા લાગી અને ચાણુક્ય તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો, તેમની આ સ્થિતિ જોઇને જાણે એવું જ અનુમાન થઇ આવતું હતું કે, પ્રતિભાદેવી જ્ઞાનદેવતાને પોતાની પાછળ માર્ગ બતાવતી બતાવતી લઇ જતી હતી. ગાયત્રિ જાણે બ્રહ્મતેજને આકર્ષણ કરીને પોતાના તરફ ખેંચી જતી હતી.

## દ્વિતીય ખણ્ડ સમાપ્ત

---

* આ પુસ્તકનો તૃતીય ખણ્ડ છપાય છે, અલ્પ સમયમાં જ પ્રકટ થશે. માટે જેમની ઇચ્છા હોય તેમણે આગળથી પ્રકાશકને પત્ર લખી ગ્રાહક થવા નમ્ર વિનતિ છે.

---

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે પુસ્તકાલય

તરફથી

નવી પ્રકટ થયેલી સચિત્ર નવલકથાઓ

અને બીજાં ઉપયોગી પુસ્તકોનું સંક્ષિપ્ત

# સૂચિપત્ર

---


મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર્સ એન્ડ પબ્લીસર્સ

ત્રણ દરવાજા—અમદાવાદ

MAHADEV RAMCHANDRA JAGUSHTE.

BOOKSELLER & PUBLISHER

Three Gates,-AHMEDABAD.

महादेव रामचंद्र जागुष्टे

तीन दरवाजा—अमदावाद

સને ૧૯૧૭ સંવત ૧૯૭૩

અમદાવાદ.

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં—શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

સચિત્ર નવલકથા

# લતા અને લલિતા.

## ભા. ૧-૨-૩-૪

**લખનાર ચુનીલાલ વર્ધમાન શાહ**

લતા અને લલિતા એ બે બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગ ઢંગમાં અને જૂદા જૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. અંગ્રેજ કુમારિકાના પ્રેમદર્શનથી હિંદુ છોકરી ઉપર કેવી અસર થાય છે, કેળવાયલા પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાની ફરજ પાડનાર પિતા તેનું કેવું માઠું પરિણામ મેળવે છે અને રાજવંશીઓમાં કેવી કેવી ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે તે સઘળું તેના પ્રથમ ભાગમાં આવે છે. બીજા ભાગમાં વાર્તાના નાયકનું એક વાનપ્રસ્થ જોગીરાજ સાથેના સહવાસનું તથા સૂર્યસિંહ શોભના અને રમાના સ્નેહદર્શનનું ચિત્ર આવે છે. સ્વર્ગમાંથી નંદિનીના પત્રો વાંચવા જેવા છે અને તે વાંચકને પરલોકનું ભાન કરાવે છે. વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક છે અને ચારે ભાગોમાં સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે. સુંદર છપાઇ, ઉંચા કાગળ, પાકું સોનેરી સુશોભિત પુઠું. દરેક ભાગનાં પૃષ્ઠ ૨૦૦. કિમ્મત દરેક ભાગની ૦-૧૨-૦ મુજબ રૂ. ૩-૦-૦.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
બુકસેલર એન્ડ પબ્લીશર
ત્રણ દરવાજા—અમદાવાદ